સ્વ સુલોચનાબહેન ઇન્દુલાલ અડાલજા સ્મારક ગ્રંથાવલી : ૧

# શાંતિનિકેતન

રવીન્દ્રનાથ ઠાકુર કૃત 'શાંતિનિકેતન'નો અનુવાદ

ખંડ પહેલો

અનુવાદક

નગીનદાસ પારેખ



બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ

*Shantiniketan*, Vol I.
Gujarati Translation
Nagindas Parekh
Balgovind Prakashan, Ahmedabad
Price Rs 4-00 1963

વિશ્વભારતી ગ્રંથન વિભાગના સૌજન્યથી
આ સંસ્કરણ પ્રગટ કરવામાં આવ્યું છે



પહેલી આવૃત્તિ, ૧૯૬૩

ચાર રૂપિયા

પ્રકાશક
મગનલાલ ત્રિભોવનદાસ પરીખ
બાલગોવિંદ પ્રકાશન
ખજૂરીની પોળ, કાળુપુર
અમદાવાદ

મુદ્રક
કાન્તિલાલ મોતીલાલ દેસાઈ
ચંદ્રિકા પ્રિન્ટરી
મીરજાપુર રોડ, અમદાવાદ

## પ્રકાશકનું નિવેદન

અમારા સ્વ. પૂજ્ય મામા શ્રી બાળગોવિદદાસના પુત્રી સ્વ બહેન સુલોચના ઇન્દુલાલના સ્મરણમા એક ગ્રથમાળા પ્રગટ કરવાનો વિચાર ઉદ્ભવ્યો અને તેના પહેલા ગ્રથ તરીકે આ 'શાતિનિકેતન' લેવાનુ વિચારાયુ 'શાતિનિકેતન'ના અનુવાદક શ્રી નગીનદાસ પારેખ આગળ આ વાત મુકાતા તેમણે સહર્ષ સ્વીકારી લીધી અને આમ આ ગ્રથમાળા શરૂ થાય છે

પણ ઉમેરવામાં આવ્યું. પણ ત્યાર પછી 'રવીન્દ્રરચનાવલિ'માં મૂળ સત્તર પુસ્તિકાવાળો જ પાઠ ફરી છાપવામાં આવ્યો. તેમાં 'શાંતિનિકેતન' આ પ્રમાણે વહેંચાયેલું છે: તેરમા ખંડમાં પહેલા ત્રણ ભાગ; ચૌદમા ખંડમાં ચારથી દશ ભાગ; પંદરમા ખંડમાં અગિયારમો અને બારમો ભાગ અને સોળમા ખંડમાં તેરથી સત્તર ભાગ. ૧૯૩૫ માં બે ખંડમાં પ્રગટ થયેલા 'શાન્તિનિકેતન'ની બીજી આવૃત્તિ હમણાં થોડા સમય ઉપર જ પ્રગટ થઈ છે.

આ અનુવાદ માટે શરૂઆતમાં મને ભાઈ નારાયણે કવિવરે પોતે સ્વ. મહાદેવભાઈને પોતાના હસ્તાક્ષર સાથે ભેટ આપેલી બે ખંડવાળી આવૃત્તિનો પહેલો ખંડ મોકલ્યો હતો તેનો ઉપયોગ કર્યો છે. પણ પાછળથી તેમને વારાણસી જવાનું થયું અને એ પુસ્તક તેમને મોકલી દેવું પડ્યું એટલે 'રવીન્દ્રરચનાવલિ'માંનો પાઠ ઉપયોગમાં લીધો છે રચનાવલિમાના પ્રવચનોનો આ ખંડ બરાબર ત્રીજો ભાગ છે. એટલે હજી આવા બે ખંડો થશે એવી ગણતરી છે.

# નિવેદન

આ 'શાંતિનિકેતન'નો અનુવાદ કરવાનું ઘણાં વરસોથી મન હતું, પણ કોણ છાપશે, એ વિચારે મન પાછું પડતું હતું. એવામાં ભાઈ પ્રબોધ ચોકસીએ 'ક્ષિતિજ' શરૂ કર્યું અને ભાઈ નારાયણ દેસાઈએ મારે એમાં નિયમિત 'શાંતિનિકેતન'નો અનુવાદ આપવો એવી માગણી કરી, તેમાંથી આ કામની શરૂઆત થઈ. એ લેખમાળા ઘણા વાચકોને ગમી અને એ પુસ્તકરૂપે પ્રગટ થાય એવી ઇચ્છા પણ કેટલાક મિત્રોની હતી. ત્યાં ભાઈ શ્રી વ્રજલાલભાઈએ પોતે થઈને એ પ્રગટ કરવાની તત્પરતા બતાવી અને વિશ્વભારતી ગ્રંથન વિભાગે એના પ્રકાશન માટે જરૂરી સંમતિ આપી, જે માટે હું તેમનો આભારી છું.

આ પ્રવચનો બંગાળીમાં પહેલાં નાની નાની સત્તર પુસ્તિકાઓ રૂપે પ્રગટ થયાં હતાં.

| ભાગ | પ્રકાશન તારીખ | ભાગ | પ્રકાશન તારીખ |
|---|---|---|---|
| ૧ લો | ૨૪ જાન્યુ. ૧૯૦૯ | ૧૦ મો | ૨૯ જાન્યુ. ૧૯૧૦ |
| ૨ જો | ૨૪ જાન્યુ. ૧૯૦૯ | ૧૧ મો | ૮ ઑક્ટો. ૧૯૧૦ |
| ૩ જો | ૫ માર્ચ ૧૯૦૯ | ૧૨ મો | ૨૪ જાન્યુ. ૧૯૧૧ |
| ૪ થો | ૧૨ માર્ચ ૧૯૦૯ | ૧૩ મો | ૧૦ મે ૧૯૧૧ |
| ૫ મો | ૧૫ એપ્રિલ ૧૯૦૯ | ૧૪ મો | ૧૯૧૬ |
| ૬ ઠો | ૧૫ એપ્રિલ ૧૯૦૯ | ૧૫ મો | ૧૯૧૬ |
| ૭ મો | ૨ જૂન ૧૯૦૯ | ૧૬ મો | ૧૯૧૬ |
| ૮ મો | ૧૫ જૂન ૧૯૦૯ | ૧૭ મો | ૧૯૧૬ |
| ૯ મો | ૨૫ જાન્યુ. ૧૯૧૦ | | |

એ પછીનાં વીસ વરસ સુધીનાં એમનાં ધર્મ ઉપરનાં પ્રવચનો જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થતાં રહ્યાં હતાં. ૧૯૩૫માં 'શાંતિનિકેતન'માંનાં અને સામયિકોમાં વેરાયેલાં પડેલાં પ્રવચનો ભેગાં કરવામાં આવ્યાં. કવિવરે પોતે તેમાંથી પસંદગી કરી જરૂર લાગી ત્યાં સુધારા કરી આપ્યા અને વિશ્વભારતીએ એ પ્રવચનો ૧૯૪૨–૪૩માં બે ખંડોમાં પ્રગટ કર્યાં. એમાં એક વ્યાખ્યાન 'ધર્મ' પુસ્તકમાંથી

પણ ઉમેરવામાં આવ્યું. પણ ત્યાર પછી 'રવીન્દ્રરચનાવલિ'માં મૂળ સત્તર પુસ્તિકાવાળો જ પાઠ ફરી છાપવામાં આવ્યો. તેમાં 'શાંતિનિકેતન' આ પ્રમાણે વહેંચાયેલું છે: તેરમા ખંડમાં પહેલા ત્રણ ભાગ; ચૌદમા ખંડમાં ચારથી દશ ભાગ; પંદરમા ખંડમાં અગિયારમો અને બારમો ભાગ અને સોળમા ખંડમાં તેરથી સત્તર ભાગ. ૧૯૩૫ માં બે ખંડમાં પ્રગટ થયેલા 'શાંતિનિકેતન'ની બીજી આવૃત્તિ હમણાં થોડા સમય ઉપર જ પ્રગટ થઈ છે.

આ અનુવાદ માટે શરૂઆતમાં મને ભાઈ નારાયણે કવિવરે પોતે સ્વ. મહાદેવભાઈને પોતાના હસ્તાક્ષર સાથે ભેટ આપેલી બે ખંડવાળી આવૃત્તિનો પહેલો ખંડ મોકલ્યો હતો તેનો ઉપયોગ કર્યો છે. પણ પાછળથી તેમને વારાણસી જવાનું થયું અને એ પુસ્તક તેમને મોકલી દેવું પડ્યું એટલે 'રવીન્દ્રરચનાવલિ'માંનો પાઠ ઉપયોગમાં લીધો છે. રચનાવલિમાંનાં પ્રવચનોનો આ ખંડ બરાબર ત્રીજો ભાગ છે. એટલે હજી આવા બે ખંડો થશે એવી ગણતરી છે.

'ક્ષિતિજ'માં ૫૧ પ્રવચનો છપાયાં હતાં તે ઉપરાંત બીજાં ૨૭ પ્રવચનો આ ખંડમાં લેવાયાં છે. પ્રવચનને મથાળે જે તારીખ આપેલી છે તે બંગાળી સન પ્રમાણે છે. બંગાળી મહિનાઓમાં અંગ્રેજી મહિનાની પેઠે તારીખ હોય છે અને તે પણ વત્તીઓછી. બંગાળી સંવતને ઈસવીસનમાં ફેરવવા માટે એકમમાંથી સાત બાદ કરી શતકમાં ૭ ઉમેરવા. દા. ત., બંગાબ્દ ૧૩૧૫ = ૧૯૦૮ ઈ. સ.

પુસ્તક છપાઈ રહ્યું ત્યાર પછી એની પ્રસ્તાવના લખી આપવા મુ. શ્રી કાકાસાહેબને વિનંતી કરી અને તે માન્ય રાખી તેમણે પ્રેમપૂર્વક પ્રસ્તાવના લખી આપી.

આમ આ પુસ્તકના પ્રકાશનમાં એક યા બીજી રીતે અનુકૂળતા કરી આપનાર સૌનો હું આભાર માનું છું.

સરદાર પટેલ નગર,
અમદાવાદ.
૩૧-૭-૬૩

નગીનદાસ પારેખ

# प्रवचनोनुं स्वारस्य

સન ૧૯૧૪નો વખત હતો. કેળવણીકાર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં રહી એમના વિચારો જાણવાની અને એ વિચારો પ્રત્યક્ષ અમલમાં કેમ મુકાય છે તે જોવાની ઇચ્છા થઈ. તે વખતે હિમાલયમાં અને બીજે ભટકતો હું એક સાધુ હતો. હું કોઈને ઓળખું નહિ અને મને કોઈ ઓળખે નહિ એવી અલિપ્ત સ્વતંત્ર દશામાં હું હતો. મેં એક વાર શાંતિનિકેતન જોઈ આવવાનું નક્કી કર્યું. બે દિવસ રહી સંસ્થા જોઈ લીધી ગુરુદેવ( શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથને બધા ગુરુદેવ કહેતા હતા )ને હું મળ્યો. થોડી કેળવણી વિષેની વાતો કરી અને પાછો આવ્યો.

રવિબાબુની 'ગીતાંજલિ' મેં વાંચી હતી શાંતિનિકેતનમાં એમનાં ગીતો સાંભળ્યાં. પણ હું વિશેષ પ્રભાવિત થયો એમની સાથેની મુલાકાતથી. મને લાગ્યું કે શાંતિનિકેતનમાં રહી બીજા શિક્ષકોની પેઠે ત્યાં કામ કરી સંસ્થાનું અંતરંગ નિહાળવું જોઈએ, બહારના પ્રેક્ષક તરીકે નહિ પણ એક કાર્યકર્તા તરીકે, સંસ્થાના માણસ થઈને.

મેં રવિબાબુને કાગળ લખ્યો, અર્થાત્ અંગ્રેજીમાં. એમ લખ્યું કે "આપનાં કાવ્યો વાંચી આપના કવિહૃદયનો પરિચય થયો છે. પણ આપની સંસ્થામાં રહીને રાષ્ટ્રીય કેળવણીના આપના વિચાર જાણવા માગું છું. મારે મન કેળવણી એ કેવળ સિદ્ધાંત નથી પણ જીવન ખીલવવાની પદ્ધતિ છે. તે પ્રત્યક્ષ જોયા વગર સંતોષ ન થાય અને પ્રેરણા ન મળે.

"મારે આપની સંસ્થામાં ચારછ મહિના રહેવું છે. હું એટલો પૈસાદાર નથી કે મારું ખર્ચ આપી શકું અને એવી મુશ્કેલીમાં પણ નથી કે સેવા માટે મારે પગાર માગવો પડે. આપ આપશો તે કામ કરીશ. છોકરાઓ જોડે રહીશ. એમની સાથે જમીશ. મેં રાષ્ટ્રીય શાળાઓ ચલાવી છે. સ્વયંસેવક તરીકે આવનારા લોકો કેવા ભેજવાબદાર

હોય છે એનો મને ખ્યાલ છે, માટે આપને આટલુ આશ્વાસન આપવા માગુ છુ કે આપની સસ્થામા રહુ તે દરમિયાન આપની સસ્થાના બધા નિયમોનુ અને એમની પાછળના હેતુનુ અક્ષરશ અને હૃદયથી પાલન કરીશ સસ્થાને ન તરરૂપ થઈશ નહિ "

મારો કાગળ એમને ગમ્યો હશે એમણે શાન્તિનિકેતનમા આવી રહેવા માટે મને તરત આમંત્રણ આપ્યુ

શાન્તિનિકેતનમા દર બુધવારે પ્રાર્થના મન્દિરમા ઉપાસના થતી એની સાથે ગુરુદેવનુ પ્રવચન પણ થતુ શરૂઆતમા એ પ્રવચનો હુ સમજી શકતો ન હતો ફક્ત કવિવર રવીન્દ્રનાથના બગાળી વાક્યોના ઉચ્ચારણ સાભળવાનો જ આનદ મળતો એમની બોલવાની છટા, ઉચ્ચારણના આરોહઅવરોહ, અને આખા પ્રવચનની તાનબદ્ધતા બધુ જ મન ગમતુ અર્થ સમજતો ન હતો એ કારણે જ ધ્વનિનુ માધુર્ય અને બોલવાની છટા તરફ વધારે ધ્યાન જતુ

આગળ જતા બગાળીનો પરિચય વધ્યો પ્રવચનોનો ભાવ હુ સમજવા લાગ્યો પણ એમની શૈલી એવી પ્રૌઢ અને મારે માટે જટિલ કે વાક્યોનો અર્થ સમજતા છતા સરવાળે શુ કહ્યુ એ ઝટ ધ્યાનમા આવતુ નહિ

એ અરસામાં હુ જ્યા રહેતો હતો એની પડોશમા ત્યાંના ચિત્રકાર અસિતકુમાર હલ્દાર રહેતા હતા એમની પાસે શાન્તિનિકેતનમા અપાતા ગુરુદેવના પ્રવચનોની નાની ચોપડીઓ મે જોઈ ચિત્રકાર કળારસિક તો હોય જ એમની એ ચોપડીઓ માટે મે ઝાડની છાલમાથી જાતજાતના મઝાના પૂઠાં બનાવી આપ્યા એટલે એમણે મને એ પ્રવચનોની ચારેક ચોપડીનો સટ ભેટ તરીકે આપ્યો તે જ વખતે મારે એ પ્રવચનો વાચવા જોઈતા હતા પણ હુ 'ગોરા', 'ચોખેર બાલી' અને 'ગલ્પગુચ્છ' જેવુ કથા સાહિત્ય વાચવામા ગુલતાન હતો ત્યાર પછી 'સ્વદેશ', 'સમૂહ' ઇત્યાદિ ગુરુદેવના

નિબંધો વાચ્યા. અંગ્રેજીમાં 'Glimpses of Bengal' જેવી ચોપડીઓ વાચી અને ત્યાં જ મારું વાચન અટક્યું. પછી હું બ્રહ્મદેશ ગયો, ત્યાંથી આવી સિંધ ગયો. ત્યાંથી વડોદરે ગયો. અને અંતે ગાંધીજીના આશ્રમમા પહોચી ગયો. શાંતિનિકેતનવાળાં પ્રવચનો વાચવાનું રહી ગયું તે રહી જ ગયું. મારી પાસેની બંગાળી ચોપડીઓ જે લોકો વાંચવા લઈ ગયા એમને તે બહુ ગમી એટલે એ પ્રવચનો મારા સંગ્રહમા પણ ન રહ્યા. ફક્ત એ પ્રવચનો વાંચવાની ઇચ્છા જ સાથે રહી ગઈ. અને રવીન્દ્રસાહિત્યમાથી પરિચય પામવાનો એટલો જ ભાગ રહી ગયાનો ખરખરો પણ રહ્યો

અને તેથી જ જ્યારે મારા મિત્ર અને વિદ્યાપીઠના સાથી અધ્યાપક નગીનદાસ પારેખે શાંતિનિકેતનવાળા પ્રવચનોના ગુજરાતી અનુવાદ માટે મારી પાસેથી પ્રસ્તાવના માગી ત્યારે મને થયું કે ભગવાને જ એમની મારફતે મારી ઉપર ઉપકાર કર્યો છે. હવે હું એ પ્રવચનો મૂળમા ભલે ન હોય પણ ઉત્તમમા ઉત્તમ પ્રામાણિક અને શુદ્ધ ગુજરાતીમા ધ્યાનપૂર્વક અને રસપૂર્વક વાચી શકીશ

સુંદર રસિક અને ઉન્નત સાહિત્ય વાચ્યા પછી એનો આનંદ અને એની ધન્યતા લખી કાઢયા વગર રહેવાય જ કેમ?

એક રીતે સારું થયુ કે કવિવર રવીન્દ્રની નવલકથાઓ—લઘુકથાઓ, કવિતા, નાટક અને નિબંધો વાચ્યા પછી જ રવિબાબુનાં આ પ્રવચનો વાચવાની તક મળી કેમ કે મારે પ્રસ્તાવનામા મુખ્ય એ જ વસ્તુ લખવી છે કે—

રવિબાબુએ પોતાની ઉત્કૃષ્ટ અને વિસ્તૃત કવિતામા જે વિચારો, કલ્પનાઓ અને ભાવનાઓ ખીલવ્યા છે તે સમજવા માટે આ પ્રવચનો જેટલું બીજું ઉત્તમ સહાયક સાહિત્ય નથી

રવિબાબુ કોઈ દાર્શનિક નથી. ફિલોસોફર તત્ત્વવ્ નથી દ્વૈત, અદ્વૈત કે વિશિષ્ટાદ્વૈત જેવો કોઈ વાદ એમની પાસે નથી. કુટુંબની સનાતન

બ્રાહ્મણી પરંપરામાં, બ્રાહ્મસમાજે જે સુધારા કર્યા તેમાં કવિ ઊછરેલા હતા. મહર્ષિ દેવેન્દ્રનાથના દીકરા હોઈ એમને પિતાના ચિંતન અને પ્રવચનનો લાભ નાનપણથી મળ્યો હતો. પિતા સાથે યાત્રા કરી હિમાલયની ભવ્યતાના એમણે દર્શન કર્યાં હતાં. અને નાનપણથી પ્રકૃતિ સાથે અને પ્રકૃતિના સનાતન બાળક એવી ગ્રામીણ પ્રજા સાથે ઊંડો પરિચય હોવાથી અને સ્વભાવમાં અંતર્મુખતા હોવાથી નિરીક્ષણ, પરીક્ષણ અને ચિંતન એ ત્રણે વ્યાપાર એમને માટે સ્વાભાવિક હતા. એમાંથી જે જીવન ઉપાસના તેઓ કરી શક્યા તેનો નિચોડ આ પ્રવચનોમાં આપણને સાંભળવાને અથવા પ્રત્યક્ષ જોવાને મળે છે.

રવિબાબુ સાથેની પહેલી જ મુલાકાતમાં તેમણે મને કહેલું, "મારી સાધના જીવનસાધના છે. અને તે પણ છે કવિની સાધના. હું માયાવાદી નથી મારે મન આખી સૃષ્ટિ સત્ય છે. જે હું જોઉં છું, નિહાળું છું અને અનુભવું છું એ બધું સત્ય છે. અને એમાં જ હું મારા ભગવાનના દર્શન કરું છું. જે દેખાય છે તે બધું સત્ય છે, ચૈતન્યમય છે સૌંદર્યનો એ આવિષ્કાર છે, એમ હું અનુભવતો જાઉં છું. એમાંથી જ મારી આખી જીવનદૃષ્ટિ ખીલેલી છે મારા કેળવણીના પ્રયોગો પણ એ સાધનાનું જ એક અંગ છે" ઇત્યાદિ.

તે વખતના એમના શબ્દો મે નોંધી રાખ્યા ન હતા પણ એમના વચનો મેં એટલી ઉત્કટતાથી પીધા હતા કે આજે એ બધું લખતાં શબ્દો ભલે મારા હોય પણ એમનો ભાવ મે જેવો ને તેવો જ રજૂ કર્યો છે, એવો વિશ્વાસ છે

માણસ જ્યારે ગલ્પ-કથાઓ લખે છે અથવા મોટી મોટી નવલકથાઓ ગૂંથે છે ત્યારે પોતાના વિચારો ભિન્નભિન્ન પાત્રોનાં સંભાષણોમાં તે તે પ્રસંગે છાજે તેવા ખંડિત રૂપમા મૂકી દે છે. તે તે વ્યક્તિના ચારિત્ર્યમા બેસી શકે એવું એકાંગી રૂપ પણ એ વિચારોને એણે આપવું પડે છે. એ જ કવિ જ્યારે કવિતાઓ લખવા બેસે છે

ત્યારે અતર્બાહ્ય પ્રકૃતિના સૌંદર્યથી મત્રમુગ્ધ થઈ પોતાના વિચારોને અનેક રીતે શણગારે છે રાજા જેમ રાજદરબારમા રુઆબ સાથે ઉજ્જ્વળ વસ્ત્ર પહેરીને બેસે છે તેવી જ રીતે કવિની કલ્પનાઓ કાવ્યના દરબારમા અનેક વેશ ધારણ કરી આપણને મત્રમુગ્ધ કરે છે

એ જ મનીષી જ્યારે લોકનાયક બની, સમાજહિતચિતક બની નિબધો લખે છે ત્યારે ઇતિહાસ, પુરાણ, વિધવિધ દર્શનો, ધાર્મિક ગાથાઓ, અને લોકજીવનની ચર્ચાના પરિપાક તરીકે પોતાના વિચારો ક્રમબદ્ધ રજૂ કરે છે એમા પારમાર્થિકતા એટલી બધી હોય છે કે કલ્પનાવિલાસ ઉપર પણ લેખકને કીકીક અકુશ મૂકવો પડે છે

સાહિત્યના એ બધા જ પ્રકારો સુદર છે, કલ્યાણમારક છે ચિતન સાહિત્ય એ રૂપે જ સધરી શકાય છે પણ આણસની ખરેખરી સ્વાભાવિકતા અને એની આત્મનેપદી ચિન્તનપદ્ધતિ સોળે કળાએ પ્રગટ થાય છે એના પ્રવચનોમા, વિશ્રબ્ધ વાર્તાલાપમા અને કેટલાક અગત છતા પારમાર્થિક ગણોગ્મા, અને તેથી આ જાતનુ ત્રિવિધ સાહિત્ય જોવા વાચકને મળે તો તે આત્મોન્નતિ માટે અને ચિતન માટે ઉત્તમ, સુપાચ્ય પૌષ્ટિક ખોરાક જ છે આવો ખોરાક મોટે ભાગે હળવો પણ હોય છે પણ એ તેમ નયે હોય

જેમને પ્રવચનોમા બોલવાની ટેવ હોય છે તેમની મનોવૃત્તિ કોક વાર અતર્મુખ થવાથી પ્રવચનશૈલી આત્મનેપદી બને છે, કોક વાર પ્રવચનો સાભળવા ભેગા થયેલા સ્વજનો સાથે ચિત્તવૃત્તિ ભળી જવાથી પ્રવચન શૈલી પરસ્મૈપદી બને છે અને એ વાતાવરણ જ એવુ વિશ્રબ્ધ અને અગત હોય છે કે પ્રવચનોની શૈલી પરસ્મૈપદીમાથી ક્યારે આત્મનેપદીમા સરી ગઈ અને ફરી ક્યારે પરસ્મૈપદી બની એ સમજાતુ નથી

અને સાભળનાર પણ જો વક્તા સાથે તબૂરાના તારની પેઠે સવાદી બન્યા હોય તો બને જણ સહચિતન કરતા હોય એવો

એકરાગ જામે છે અને માટે તો તબૂરાની નહિ પણ તરફના તારવાળી સતારની ઉપમા અપાય નખીના પ્રહાર ઝીલનાર અને આગળીએ નહાદાર તારો એ જાણે વક્તા અને પડદા તજે નિશ્ચળ અને અનિપ્ત રહેનાર 'તરફ'ના તારો એ જાણે શ્રોતા દિલની એમ્ના જામે એટલે તરફના તારો પણ સ્પર્શ વગર ગુજી ઉઠે છે તેવુ જ વાતાવરણ પ્રવચનો વખતે કોઈ કોઈ વાર જામે છે અને તેથી જ ઉપનિષદોના ઋષિઓ પ્રવચનો ચનાવતા હોય ત્યારે કોક કોક વાર પોતાના વિચારો વ્યક્ત કરતી વખતે નામોને બદલે સર્વનામો વાપરીને જ ઇશારાથી પતાવી દે છે

શાતિનિકેતનવાળા આ પ્રવચનોની રીતી એકધારી નથી કોક વાર તે ઊડાણમા ઊતરે છે કોક વાર ઉપર ઉપરથી તરતા તરતા સામે કાઠે પહોચી જાય છે કોક વખતે એક વાતાવરણ પેદા કરે છે તો બીજી વખત એથી વિરુદ્ધ વાતાવરણમા પણ લઈ જાય છે એના માટે પ્રવચનો સાભળનાર કે વાચનારમા વૃત્તિની અમુક અનુકૂળતા હોવી જોઈએ આવી ભવ્ય અનુકૂળતાને જ ગૌ ભાડારકરે શ્રદ્ધા કહી છે વક્તા જે કહે છે તેની સાથે તન્મય થઈ એ વિચાર અને એ વાતા વરણ ઇષ્ટ છે આપ્ત છે એવુ મનનુ વલણ ધારણ કરીને જ સાભળવાનો પ્રયત્ન કરીએ એટલે જોતજોતામા આપણો અને પ્રવક્તાનો સવાદી એકરાગ જામે છે પછી તો એમની બધી વસ્તુઓ પારદર્શક અને સ્પષ્ટ થઈ જાય છે અને જ્યા મતભેદ થાય છે ત્યા પણ વિસવાદ થતો નથી આ જે વૃત્તિની અનુકૂળતા જરૂરની છે તે જ ઉપનિષદના ઋષિઓ પોતાના શિષ્યો પાસેથી 'શ્રદ્ધસ્વ સૌમ્ય' કહી માગી લેતા હતા આમા મતભેદ મારી નાખવાનો કે આધળાપણુ કેળવવાનો પ્રયત્ન નથી હોતો ઋષિઓએ જ કહ્યુ છે કે— जिज्ञासा नास्ति नास्तिक्यम्। પણ શ્રદ્ધા, openness of mind ' અને 'Will to believe' તો હોવા જ જોઈએ એ ચિત્તની અનુકૂળતા જેની પાસે છે એવા શિષ્યને જ ઋષિઓ સૌમ્ય કહે છે

જેનામા સાભળવાની તત્પરતા નથી, શુશ્રૂષા નથી તેને પ્રતિનિવિષ્ટ કહે છે એ 'સાગે થઈ બેઠેલો' હઠવાદી હોય છે પોતાના પ્રવચનો વિષે ગીતાકારે પણ કહ્યુ છે કે — न चाशुश्रूषवे वाच्यम् न च माम् योऽभ्यसूयति।

રવિભાણના આ પ્રવચનો પરથી તમે કહી ન શકો કે તેઓ દ્વૈતવાદી છે, અદ્વૈતવાદી છે કે વિશિષ્ટાદ્વૈતવાદી છે તેઓ પોતે કહેશે, ભાઈ, હુ તો જીવનનિષ્ઠ છુ જે વખતે જેવી જીવનાનુભૂતિ થાય છે તેને હુ નિર્મળભાવે રજૂ કરુ છુ એમા એકવાકયતા છે કે નહિ એ જોવાનુ મારુ કામ નહિ અનેક રીતે અનેક દિશામા ખીલતુ બહુરૂપી જીવન જો મૂળમા એક જ હોય તો એમા સામજસ્ય હોવુ તો જોઈએ જ એ છે એમ સિદ્ધ કરવાનો બોજો મારે માથે ન હોય મને અદરથી વિશ્વાસ છે કે સામજસ્ય હોવુ જ જોઈએ સાભળનાર તમે પણ જો જીવનનિષ્ઠ અને અનુકૂળવૃત્તિવાળા શુશ્રુ હશો તો તમને પણ મારા પ્રવચનો કહશે નહિ

આપણે શુદ્ધ નિષ્ઠાપૂર્વક જીવતા જઈશુ, સામજસ્ય એની મેળે આપણી પાછળ પાછળ આવવુ જોઈએ

રવિભાણુએ આ પ્રવચનોમા મોટે ભાગે ઉપનિષદના વચનો ટાકચા છે પણ એમનો પ્રયત્ન ઉપનિષદોનો અર્થ કરવાનો નથી અથવા પોતાનુ જીવનદર્શન ઉપનિષદોમાથી ઘટાવવાનો નથી અનુભવ અને ચિતનમાથી એમને જે જડ્યુ છે, તેને વિશદ કરવા માટે ઉપનિષદના એ વચનો ઘણા ફાવતા છે એટલા માટે તેઓ એ ટાકે છે અને પોતાના અનુભવને મહાન જીવન ઋષિઓનો ટેકો છે, એ જોઈ આશ્વાસન મેળવે છે તેથી એમણે ટાકેલા આવા શાસ્ત્રવચનો આપણે માટે બોજારૂપ નથી નીવડતા ઊલટુ, હવાઈ જહાજના પખાની પેઠે આપણને તે ઊચે ચડવામા મદદગાર નીવડે છે

જીવનનો પરિચય મેળવીને પોતાની નિષ્ઠા નક્કી કરતા માનવતાનો ઉપાસક કઈ રીતે પોતાના મન સાથે વિચાર કરે છે, ચિતન

ચલાવે છે અને અનુભવોને ગોઠવે છે એ જોવાની તક આ પ્રવચનોમાં આપણને મળે છે. અને તેથી આપણને પણ આપણી ઢબે જીવન-ચિંતન કરવાની પદ્ધતિ જડે છે. આ પ્રવચનો વાંચતાં અને એમની પેઠે ચિંતન કરતાં જો આપણાથી બીજા જ કોઈ નિર્ણય પર આવી પહોંચાય તો રવિશંકર તેથી નારાજ કે નિરાશ થવાના નથી. તેમનામા પોતાની નિષ્ઠા પ્રત્યે આદર છે, વિશ્વાસ છે, પણ તેમનામા મતાગ્રહ જરાય નથી. હું પોતે આ ઢબે ચાલું છું, આ ઢબે વિચારું છુ, મને આમાંથી આ જાતની પ્રેરણા મળે છે અને સતોષ થાય છે અને તેથી મારો અનુભવ દુનિયા આગળ મૂકવાનું મને મન થાય છે એટલુ કર્યું એટલે મને સંતોષ છે મારી વાત સાભળ્યા સમજ્યા પછી તમે સ્વતંત્ર છો. તમે તમારી જીવનદષ્ટિ કઈ રીતે કેળવો છો એ જોવાનુ કે નક્કી કરવાનું કામ મારું નથી. તમે છો અને તમારો જીવનસ્વામી છે. તમારી વચ્ચે આવવાનુ કામ મારું નથી જે જાતની સ્વતત્રતા મેં મારે માટે અખત્યાર કરી છે તે જ જાતની સ્વતંત્રતા તમને પણ હોવી જોઈએ. તમારી એવી સ્વતંત્રતા પ્રત્યે મારો આદર હશે દરેકની આવી સ્વતંત્રતાના રક્ષક આપણે બધા જ હોઈએ એ હશે હવે પછીની આપણી જીવન સંસ્કૃતિનુ વાતાવરણ. આ પ્રવચનો વાચતા આપણને અનુભવ થાય છે કે રવિશંકરના સામીપ્યમા આપણી સ્વતત્રતા અબાધિત છે અને તેથી આપણે એક જાતની મોકળાશ શરૂથી આખર સુધી અનુભવતા રહીએ છીએ અને સાથે સાથે આપણને એમ પણ લાગે છે કે કેવી વિશાળ સમંજસ અને તૃપ્તિદાયક જીવનદષ્ટિ આપણને અહીં મળે છે.

કેટલીયે વાર આ પ્રવચનો વાંચતા ઊંડાણમાં ઊતર્યાની તૃપ્તિથી હું થોભી ગયો છુ.

આગળ વાચવા કરતા જે મળ્યું છે તે વાગોળવું, પોતાના ચિંતન સાથે એકરસ કરવું વધારે જરૂરનું છે એમ લાગવાથી હું થોભ્યો છું અને પૂર્ણ મનન કર્યા પછી જ આગળ વધ્યો છું.

અને અનેક વાર તો આ પ્રવચનો વાચતા રવિભાઈના સુદર સુદર ગીતો નજર આગળ છતા થયા છે

એક વાર વિચાર કરેલો કે આ બધા પ્રવચનો વાચ્યા પછી રવિભાઈનુ જે જીવનદર્શન આમાથી નીતરે છે તેનુ જાણે હૈયગવીન અથવા માખણુ કાઢીને વાચકો આગળ રજૂ કરુ કેટલાક પ્રવચનોની ખાસ નામ દઈને વાચકોને ભલામણુ કરુ કે આ તો તમારે ખાસ ધ્યાનપૂર્વક ફરી ફરી વાચવા જ જોઈએ પણુ પછી થયુ કે કોઈ નિબધમા આપણુને ગમતા વચનો મોટા અક્ષરે છાપીને વાચકોના વાચનમા કેટલાક પ્રકાશકો દખલ પેદા કરે છે તેના જેવુ આ થશે

દરેક વાચનાર પોતાનો જીવનરસ અને પોતાની જીવનાનુભૂતિ પ્રમાણે આમાથી વિશેષ પ્રકારનો બોધ લેશે આનદ મેળવશે એને અમુક જ દિશામા દોરવાનુ કામ આપણે શા માટે કરીએ ? જુઓ આ પ્રવચનોમા વિચારોની અને ચિતનની કેવડી અદ્ભુત ખાણુ છે— એમ કહીને વાચકોને નોતરવાનુ કામ કરીએ એટલે બસ

કાકા કાલેલકર

# અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| પ્રવચનોનું સ્વારસ્ય કાકા કાલેલકર | | | ૩ |
| ૧. ઉત્તિષ્ઠત, જાગ્રત | ... | ... | ૩ |
| ૨. સંશય | ... | ... | ૪ |
| ૩. અભાવ | ... | ... | ૯ |
| ૪. આત્માની દૃષ્ટિ | ... | ... | ૧૧ |
| ૫. પાપ | ... | ... | ૧૫ |
| ૬. દુઃખ | ... | ... | ૧૬ |
| ૭. ત્યાગ | ... | ... | ૨૦ |
| ૮. ત્યાગનું ફળ | ... | ... | ૨૪ |
| ૯. પ્રેમ | .. | ... | ૨૭ |
| ૧૦. સામંજસ્ય | ... | .. | ૩૦ |
| ૧૧. શું જોઈએ? | . | .. | ૩૭ |
| ૧૨. પ્રાર્થના | ... | .. | ૪૦ |
| ૧૩. વિકાર શંકા | ... | ... | ૪૫ |
| ૧૪. દર્શન | . | ... | ૫૦ |
| ૧૫. શ્રવણ | . | ... | ૫૪ |
| ૧૬ હિસાબ | . | .. | ૫૯ |
| ૧૭. શાન્તિનિકેતનમાં ૭મી પોષનો ઉત્સવ | | ... | ૬૩ |
| ૧૮. દીક્ષા | ... | . . | ૬૬ |
| ૧૯. મનુષ્ય | . | ... | ૬૯ |
| ૨૦. ચીખરાયેલો હાટ | .. | ... | ૭૫ |
| ૨૧. ઉત્સવનો અંત | .. | ... | ૭૭ |
| ૨૨. સંચય તૃષ્ણા | ... | ... | ૮૦ |
| ૨૩. પાર કરો | ... | ... | ૮૩ |
| ૨૪. આ પાર એ પાર | ... | . . | ૮૫ |
| ૨૫. દિવસ | ... | ... | ૮૮ |
| ૨૬. રાત્રિ | ... | .. | ૯૩ |
| ૨૭. પ્રભાતે | ... | ... | ૯૬ |
| ૨૮. વિશેષ | ... | ... | ૯૭ |

| | |
|---|---|
| ૨૯. પ્રેમનો અધિકાર ... ... | ૧૦૦ |
| ૩૦. ઇચ્છા ... ... | ૧૦૫ |
| ૩૧. સૌંદર્ય ... ... | ૧૦૯ |
| ૩૨. પ્રાર્થનાનું સત્ય ... ... | ૧૧૨ |
| ૩૩. વિધાન ... . | ૧૧૫ |
| ૩૪. ત્રણ ... .. | ૧૧૮ |
| ૩૫. પાર્થક્ય . ... | ૧૨૧ |
| ૩૬. પ્રકૃતિ .. . | ૧૨૫ |
| ૩૭. પ્રાપ્તિ . | ૧૨૮ |
| ૩૮. સમગ્ર | ૧૩૩ |
| ૩૯. કર્મ ... ... | ૧૩૬ |
| ૪૦ શક્તિ ... | ૧૪૦ |
| ૪૧. પ્રાણ . | ૧૪૩ |
| ૪૨ જગતમાં મુક્તિ .. | ૧૪૫ |
| ૪૩ સમાજમાં મુક્તિ ... | ૧૫૦ |
| ૪૪. મત . | ૧૫૩ |
| ૪૫. નિર્વિશેષ .. | ૧૫૭ |
| ૪૬. બે ... | ૧૬૧ |
| ૪૭. વિશ્વવ્યાપી ... ... | ૧૬૫ |
| ૪૮. મૃત્યુ ... | ૧૬૮ |
| ૪૯. નવયુગનો ઉત્સવ .. ... | ૧૭૧ |
| ૫૦. ભાવુકતા અને પવિત્રતા .. ... | ૧૮૫ |
| ૫૧. અંતર અને બહાર ... . | ૧૮૮ |
| ૫૨. તીર્થ .. | ૧૯૨ |
| ૫૩. વિભાગ ... | ૧૯૬ |
| ૫૪. દ્રષ્ટા | ૧૯૯ |
| ૫૫ નિત્યધામ . .. | ૨૦૨ |
| ૫૬. પરિણય ... ... | ૨૦૩ |
| ૫૭ ત્રણ મજલા .. ... | ૨૦૮ |
| ૫૮. વાસના, ઇચ્છા અને મંગલ ... | ૨૧૦ |
| ૫૯. સ્વાભાવિકી ક્રિયા ... | ૨૧૫ |

| | | | |
|---|---|---|---|
| ૬૦. પારસમણિ | ... | ... | ૨૧૭ |
| ૬૧. અભ્યાસ | ... | ... | ૨૧૦ |
| ૬૨. પ્રાર્થના | ... | ... | ૨૨૩ |
| ૬૩ વૈરાગ | ... | ... | ૨૨૬ |
| ૬૪. વિશ્વાસ | ... | ... | ૨૩૦ |
| ૬૫ સંહરણ | ... | ... | ૨૩૨ |
| ૬૬. નિદ્રા | .. | ... | ૨૩૬ |
| ૬૭ નિદ્રાનું કામ | ... | .. | ૨૩૯ |
| ૬૮ વિમુખતા | .. | ... | ૨૪૦ |
| ૬૯. મરણ | ... | ... | ૨૪૬ |
| ૭૦ ફળ | ... | .. | ૨૫૩ |
| ૭૧. સત્યને જોવું | .. | .. | ૨૫૬ |
| ૭૨. સૃષ્ટિ | .. | ... | ૨૫૮ |
| ૭૩. મૃત્યુ અને અમૃત | .. | ... | ૨૬૧ |
| ૭૪. નાવડી હાંકવી | ... | .. | ૨૬૪ |
| ૭૫ સ્વભાવ-પ્રાપ્તિ | . | . | ૨૬૫ |
| ૭૬. અહમ્ | . | .. | ૨૬૮ |
| ૭૭ નદી અને કાંઠો | ... | ... | ૨૭૨ |
| ૭૮. આત્માનું પ્રાગટ્ય | .. | ... | ૨૭૫ |

## ૧

# ઉત્તિષ્ઠત, જાગ્રત

૧૭મી અગ્રહાયણ, ૧૩૧૫

ઉત્તિષ્ઠત, જાગ્રત! સવારના પહોરમાં તો પ્રભાતનો પ્રકાશ પોતે જ આવીને આપણી ઊંઘ ઉડાડી દે છે — આખી રાતની ગાઢ નિદ્રા એક ક્ષણમાં ઊડી જાય છે. પરંતુ સંધ્યા સમયની મૂર્છા કોણ ઉતારશે! આખા લાંબા દિવસનાં વિચાર અને કર્મમાંથી ઇન્દ્રજાળનું જે આવેષ્ટન પ્રગટે છે, તેમાંથી ચિત્તને નિર્મળ ઉદાર શાંતિમાં બહાર કાઢવું શી રીતે? એક કરોળિયાની પેઠે જાળ ઉપર જાળ ફેલાવીને આખો દિવસ આપણને ચારે બાજુથી વીંટળાઈ વળ્યો છે, — ચિરંતનને, ભૂમાને તેણે બિલકુલ ઢાંકી દીધું છે, — એ બધી જાળને કાપીને ચેતનાને અંતરમાં જગાડવી શી રીતે? અરે, "ઉત્તિષ્ઠત! જાગ્રત!"

દિવસ જ્યારે જાતજાતના કાર્યો, જાતજાતના વિચારો અને જાતજાતની પ્રવૃત્તિઓ દ્વારા એક એક આંટો આપણી ફરતે મારતો હોય છે, વિશ્વની અને આપણા આત્માની વચ્ચે એક આવરણ ઊભું કરતો હોય છે, તે જ વખતે જો વચ્ચે વચ્ચે આપણી ચેતનાને સાવધાન ન કરતા રહીએ—"ઉત્તિષ્ઠત, જાગ્રત," એ જાગરણનો મંત્ર જો ક્ષણે ક્ષણે દિવસની નાનાવિધ પ્રવૃત્તિઓની વચમાં જ આપણા અંતરાત્મામાંથી ગાજતો ન રહે, તો આંટા ઉપર આંટા અને ફાંસા ઉપર ફાંસો લાગીને છેવટે એ આપણને અચેતન બનાવી દે છે, પછી એ જડતામાંથી પોતાને ખેંચીને બહાર કાઢવાની આપણામાં ઇચ્છા જ રહેતી નથી, આપણી આસપાસના વેષ્ટનને જ આપણે અત્યંત સત્ય માનીએ

સંસારનો સંસારી માણસ કે ઊંઘ ઊડતાંવેંત એ જ વિચાર શરૂ થાય અને રાત્રે ઊંઘ આવીને એ જ વિચારને ક્ષણ માટે ઢાંકી દે 'હું વડે જ આ ઘર અને આ સંસાર કુટુંબ ભરેલાં છે — કેટલાં લખાણ કેટલા દસ્તાવેજ કોની વ્યવસ્થા કોના વાદવિવાદ! પણ ઈશ્વર ક્યાં? ફક્ત મોઢાના શબ્દોમાં! બીજે ક્યાંય તેને મૂકવાની જગ્યા નથી

આ મોઢાના શબ્દોથી ઈશ્વરની શી ઉપાસના જેવી આત્મવંચના બીજી શી હોય? હું અમુક સંપ્રદાયનો છું અમારો આ મત છે હું આ વાત કહું છું — ઈશ્વરને માટે આટલી માત્ર વચનની જગ્યા છોડી દઈ ત્યાર પછી બાકીની બધી જગ્યા આપણે પોતે રોકી બેસવાની જે ધૃષ્ટતા એ ધૃષ્ટતા પોતે જ પોતાને પિછાનતી નથી માટે જ આટલી ભયંકર છે એ ધૃષ્ટતા સંશયની સમસ્ત વેદનાઓ બુઠ્ઠી બનાવી દે છે આપણે જાણતા નથી એટલું પણ એ જાણવા દેતી નથી

સંશયની વેદના ત્યારે જ જાગી ઊઠે છે જ્યારે ગમે તેમ કરીને ઈશ્વર આપણી ચેતનાના એક ભાગને સ્પર્શે છે ત્યારે સંસારની વચ્ચે રહેવા છતાં સંસાર આપણને તૃપ્ત કરી શકતો નથી અને ઈશ્વર તરફ બન્ને હાથ લંબાવ્યા છતાં અંધકારમાં તેમને પકડી શકાતું નથી અને ત્યારે એ જ્ઞાન ઉદિત થવા માંડે છે કે જે મળ્યું છે તેનાથી મારું કોઈ પણ રીતે ચાલવાનું નથી અને જેના વિના મારું ચાલે એમ જ નથી તે મને કેમે કર્યું મળતું નથી આવી અસહ્ય કષ્ટની દશા બીજી કોઈ નથી

જ્યારે પ્રસવનો સમય આવી લાગ્યો હોય છે ત્યારે ગર્ભનો બાળકનો દેહ તેમાંથી નાળ પૂરેપૂરો છૂટતો નથી અને બીજી તરફથી અંતરનો વેગ તેને ખેંચે છે મુક્તિની સાથે બંધનની ખેંચાખેંચીનો હજી કશો નિવેડો આવ્યો હોતો નથી એ સમયની વેદના જ જન્મદાનની પૂર્વસૂચના છે એ વેદના ન હોય તો જ ચિકિત્સક ગભરાય છે

સંશયાત્મા કહીએ છીએ. આ વિશે દુનિયામાં કેટલી પક્ષાપક્ષી, કેટલા જુલમ-અત્યાચાર થાય છે, તેનો કંઈ પાર નથી. આપણે પક્ષ અને આપણા પક્ષની બહારના એમ બે ભાગમા માણસોને વહેંચી નાખીને આપણે ઈશ્વરના અધિકારને આપણા પોતાના પક્ષની ખાસ સંપત્તિ માનીને આરામથી બેઠા છીએ. એ વિશે આપણને કશી ચિંતા નથી, કશો સંદેહ નથી.

આની રીતે કેવળ શબ્દોમાં જ ઈશ્વરનો સ્વીકાર કરીને આપણે આપણા સંસારમાથી તેને દેશવટો દેતા મથીએ છીએ આપણે એવી રીતે ઘરમા અને સમાજમા રહીએ છીએ, જાણે એ ઘરમા અને સમાજમા ઈશ્વર છે જ નહિ આપણે જન્મથી મૃત્યુ સુધી આ વિશ્વ-જગતમા એવી રીતે ચાલ્યા જઈએ છીએ, જાણે આ જગતમા તે વિશ્વ-ભુવનેશ્વરનું કોઈ સ્થાન જ નથી આપણે સવારના પહોરમા આશ્ચર્યમય પ્રકાશનો અભ્યુદય થતા જાગીએ છીએ ત્યારે એ અદ્ભુત આવિર્ભાવમા ઈશ્વરને જોઈ શકતા નથી અને રાત્રે જ્યારે અનિમેષજાગ્રત નિઃશબ્દ જ્યોતિર્લોકની વચ્ચે આપણે નિદ્રાની ગહનતામા પ્રવેશ કરવાને જઈએ છીએ ત્યારે એ આશ્ચર્યમય શયનાગારની વિપુલ મહિમાન્વિત અંધકાર-શય્યાને કોઈ એક છેડે સુધ્ધા તે વિશ્વજનનીની નિસ્તબ્ધ ગંભીર સ્નિગ્ધ મૂર્તિનો આપણે અનુભવ કરતા નથી. અનિર્વચનીય અદ્ભુત જગતને આપણે આપણા ખેતર જમીનમા અને ઘરબારમા જ સંકુચિત કરીને એનામા સંકોચ અનુભવતા નથી જાણે આપણે ઈશ્વરના જગતમાં જન્મ્યા જ નથી — આપણા ઘરમા જ જન્મ્યા છીએ—અહીં હું હું હું સિવાય બીજી વાત નથી — તેમ છતા આપણે કહીએ છીએ કે અમે ઈશ્વરને માનીએ છીએ, તેમને વિશે અમારા મનમાં કોઈ સંશય નથી.

ઘરમાં કે સંસારમાં આપણે કોઈ દહાડો એવી રીતે ચાલતા નથી જેથી ખબર પડે કે આ ઘરના ગૃહદેવતા ઈશ્વર છે, આ સંસાર-રથને ચલાવનાર તે મહાસારથિ છે. હું જ ઘરનો કર્તાપુરુષ, હું જ

છીએ — તેની પાર જે ઉન્મુક્ત, વિશુદ્ધ, શાશ્વત સત્ય રહેલું છે તેના પ્રત્યે આપણને વિશ્વાસ જ રહેતો નથી, એટલું જ નહિ તેના પ્રત્યે શંકા લાવવા જેટલી પણ સચેતનતા આપણામાં રહેતી નથી. એટલા માટે આખો દિવસ જ્યારે નાનાવિધ પ્રવૃત્તિનો ઘોઘાટ ચાલતો હોય છે, ત્યારે મનના ઊંડાણમાં એક એકતારો રણઝણતો રહેવો જોઈએ — અરે, 'ઉત્તિષ્ઠત, જાગ્રત!'

## ૨

## સંશય

૨૩મી અગ્રહાયણ, ૧૩૧૫

સંશયની વેદના પણ સારી, પણ જે જબરદસ્ત જડતાની ચૂડના આટા સંશયને પણ ઢાંકી દે છે, તેના હાથમાંથી છૂટીએ તો સારું પોતાની અજ્ઞતા વિશેની અજ્ઞાનના જેવું અજ્ઞાન બીજું એકે નથી આપણે ઈશ્વરને ઓળખ્યા નથી ઈશ્વરને મેળવ્યા નથી એ વાતનું જ્યારે ભાન સુધ્ધાં રહેતું નથી, ત્યારની જે ભાનભૂલી નિશ્ચિંતતા, તેમાંથી ઉત્તિષ્ઠત – જાગ્રત! એ જ તાને હલાવીને ઊંડી વેદના જાગી ઊઠે! (પરમ સત્ય) મને સમજાતું નથી મને મળતું નથી, એમ કહીને આપણી અંતરતમ પ્રકૃતિ રડી ઊઠવી જોઈએ — 'સંશયતિમિરમાં મને કોઈ ગતિ દેખાતી નથી'' —सशयतिमिर माझे ना हेरि गति हे।

આપણે એમ માનીએ છીએ કે જે વ્યક્તિ નાસ્તિક હોય તે સંશયી હોય છે પણ આપણે ઈશ્વરને માનીએ છીએ એટલે આપણે સંશયી નથી બસ આમ વિચારીને આપણે નિશ્ચિંત બનીને બેઠા છીએ, અને ઈશ્વર સંબંધે જેમના મત સાથે આપણો મત મળતો નથી તે બધાને આપણે પાખંડી કહીએ છીએ, નાસ્તિક કહીએ છીએ

વેદના છે. સંસારે એક તરફથી તેને પોતામાં ઢાંકી આવરી રાખ્યો છે, વિમુક્ત સત્ય બીજી બાજુથી તેના અજાણતા તેને પુકારે છે — તે અંધકારમા જ છે તેમ છતાં પ્રકાશને જાણ્યા વગર જ તે પ્રકાશનું આકર્ષણ અનુભવે છે તેને લાગે છે કે કદાચ તેની આ વ્યાકુળતાનું કશુ પરિણામ નહિ આવે, કારણ તે સામે કોઈ પરિણામને જોઈ શકતો નથી, તે ગર્ભસ્થ શિશુની માફક પોતાના આવરણને જ ચારે બાજુ અનુભવે છે.

તે અસહ્ય વેદના ભવે આવતી — સમસ્ત પ્રકૃતિ ભવે રડતી — એ રુદનનો અંત આવશે. પરંતુ જે રુદન વેદનાથી જાગ્યુ નથી, પ્રગટયું નથી, જડતાના સેકડો વેષ્ટનોમા છુપાઈ રહ્યુ છે — તેનુ કશુ પરિણામ આવવાનુ નથી તે તો રક્તમાંસમા, અસ્થિમજ્જામા ગૂંચાઈ જ રહેવાનુ — તેનો બોજો ચોવીસે કલાક નાડીએ નાડીમા વહન કરતા ફરવુ પડશે.

જે દિવસે સંશયનુ રુદન આપણામા સાચેસાચ પ્રગટે છે, તે દિવસે આપણે સંપ્રદાયના મત, દર્શનના તર્ક, અને શાસ્ત્રના વચનોથી શાંતિ પામતા નથી, તે દિવસે આપણે એક ક્ષણમા જ સમજી જઈએ છીએ કે પ્રેમ સિવાય આપણો બીજો કોઈ આરો નથી

જ્ઞાનના પ્રકાશથી આપણા સંશયનો બધો અંધકાર દૂર થતો નથી આપણે ક્યારે જાણવા છતા જાણતા નથી? જ્યારે આપણામા પ્રેમનો પ્રકાશ પ્રગટતો નથી એક વાર કલ્પના કરી જુઓ કે આ પૃથ્વીમાં કેટલા કરોડો માણસો મારી આસપાસ વીંટળાયેલા છે તેમને હું ઓળખતો નથી એમ નથી, પણ તેઓ મારે મન કશું જ નથી. સંસારમા હુ એવી રીતે ચાલુ છુ જાણે એ અસંખ્ય માણસો અને એમના સુખદુઃખ છે જ નહિ. ત્યારે મારે મન છે કોણ? જેઓ મારા આત્મીય સ્વજન છે, મારા પ્રિયજન છે, તેઓ જ પેલા અસંખ્ય જીવો કરતા મારે મન વધારે છે. એ થોડા માણસો એ જ

સંસારનો સંસારી. મળસકે ઊંઘ ઊડતાંવેંત એ જ વિચાર શરૂ થાય અને રાત્રે ઊંઘ આવીને એ જ વિચારને ક્ષણ માટે ઢાંકી દે. 'હું' વડે જ આ ઘર અને આ સંસાર ઠસોઠસ ભરેલા છે—કેટલાં લખાણ, કેટલા દસ્તાવેજ, કેટલી વ્યવસ્થા, કેટલા વાદવિવાદ! પણ ઈશ્વર ક્યાં? ફક્ત મોઢાના શબ્દોમાં! બીજે ક્યાંય તલ મૂકવાનીયે જગ્યા નથી.

આ મોઢાના શબ્દોથી ઈશ્વરનો સ્વીકાર કરવા જેવી આત્મવંચના બીજી કઈ હોય? હું અમુક સંપ્રદાયનો છું, અમારો આ મત છે, હું આ વાત કહું છું,—ઈશ્વરને માટે આટલી માત્ર વચનાની જગ્યા છોડી દઈ ત્યાર પછી બાકીની બધી જગ્યા અમે પોતે રોકી બેઠા છીએ—આ જે ધૃષ્ટતા, એ ધૃષ્ટતા પોતે જ પોતાને પિછાનતી નથી માટે જ આટલી ભયંકર છે. એ ધૃષ્ટતા સંશયની સમસ્ત વેદનાને બુઠ્ઠી બનાવી દે છે. આપણે જાણતા નથી એટલું પણ એ જાણવા દેતી નથી.

સંશયની વેદના ત્યારે જ જાગી ઊઠે છે, જ્યારે શુભ રીતે ઈશ્વર આપણી ચેતનાના એક ભાગને સ્પર્શે છે ત્યારે સંસારની વચ્ચે રહેવા છતાં સંસાર આપણું રુદન રોકી શકતો નથી અને ઈશ્વર તરફ બન્ને હાથ ફેલાવ્યા છતાં અંધકારમાં તેમને પહોંચી શકાતું નથી. અને ત્યારે એ જ્ઞાનનો ઉદય થવા માંડે છે કે જે મળ્યું છે તેનાથી મારું કોઈ પણ રીતે ચાલવાનું નથી અને જેના વિના મારું ચાલે એમ જ નથી તે મને કેમે કર્યે મળતું નથી. આવી અસહ્ય કષ્ટની દશા બીજી કોઈ નથી.

જ્યારે પ્રસવનો સમય આવી લાગ્યો હોય છે ત્યારે ગર્ભના બાળકને એક તરફથી નાળ પૂરેપૂરું છોડતો નથી અને બીજી તરફથી અનન્તનો વેગ તેને ખેંચે છે. મુક્તિની સાથે બંધનની ખેંચાખેંચનો હજી કશો નિવેડો આવ્યો હોતો નથી. એ સમયની વેદના જ જન્મદાનની પૂર્વસૂચના છે, એ વેદના ન હોય તો જ ચિકિત્સક ગભરાય છે.

યથાર્થ સંશયની વેદના પણ આત્માને સત્યમાં મુક્તિ આપવાની

વેદના છે સંસારે એક તરફથી તેને પોતામાં ઢાંકી આવરી રાખ્યો છે, વિમુક્ત સત્ય બીજી બાજુથી તેના અજાણતાં તેને પુકારે છે — તે અંધકારમાં જ છે તેમ છતાં પ્રકાશને જાણ્યા વગર જ તે પ્રકાશનું આકર્ષણ અનુભવે છે તેને લાગે છે કે કદાચ તેની આ વ્યાકુળતાનું કશું પરિણામ નહિ આવે, કારણ તે સામે કોઈ પરિણામને જોઈ શકતો નથી, તે ગર્ભસ્થ શિશુની માફક પોતાના આવરણને જ ચારે બાજુ અનુભવે છે

તે અમત્ય વેદના ભને આવતી — સમગ્ર પ્રકૃતિ ભને રડતી — એ રુદનનો અંત આવશે પરંતુ જે રુદન વેદનાથી જાગ્યું નથી, પ્રગટ્યું નથી, કલ્પનાના નેકડો ચેતનોમાં છુપાઈ રહ્યું છે — તેનું કશું પરિણામ આવવાનું નથી તે તો રક્તમાંસમાં, અસ્થિમજ્જામાં ગૂંચવાઈ જ રહેવાનું — તેનો બોજો ઓનીગે ન્લાદ નાડીએ નાડીમાં વહન કરતા ફરવું પડશે

જે દિવસે સત્યનું રુદન આપણામાં સાથેસાથ પ્રગટે છે, તે દિવસે આપણે સંપ્રદાયના મત, દર્શનના તર્ક, અને શાસ્ત્રના વચનોથી શાંતિ પામતા નથી, તે દિવસે આપણે એક ક્ષણમાં જ સમજી જઈએ છીએ કે પ્રેમ સિવાય આપણો બીજો કોઈ આરો નથી

જ્ઞાનના પ્રભાવથી આપણા સંશયનો બોજો અધિક દૂર થતો નથી આપણે ક્યારે જાણતા છતાં જાણતા નથી? જ્યારે આપણામાં પ્રેમનો પ્રકાશ પ્રગટ્યો નથી એક વાર કલ્પના કરી જુઓ કે આ પૃથ્વીમાં કેટલા કરોડો માણસો મારી આસપાસ વીંટળાયેલા છે તેમને હું ઓળખતો નથી એમ નથી, પણ તેઓ મારે મન કશું જ નથી સંસારમાં હું એવી રીતે ચાલુ છું જાણે એ અસંખ્ય માણસો અને એમના સુખદુઃખ છે જ નહિ ત્યારે મારે મન છે કોણ? જેઓ મારાં આત્મીય સ્વજન છે, મારા પ્રિયજન છે, તેઓ જ પેલા અસંખ્ય કરતાં મારે મન વધારે છે એ થોડા માણસો એ જ

મારો સંસાર, કારણ એમને જ હું પ્રેમના પ્રકાશથી જોઉં છું એમને જ હું વત્તેઓછે અંશે મારા આત્માના જેવા માનું છું મારો આત્મા સત્ય છે, એ વસ્તુ આત્મપ્રેમથી મારી આગળ એકદમ સ્પષ્ટ થઈ ગઈ છે એ પ્રેમ જેમનામાં પ્રસારિત થઈ શક્યો છે તેમને જ હું આત્મીય ગણું છું, એટલે તેમની બાબતમાં મારા મનમાં કશો સંશય નથી તેઓ મારે માટે લગભગ મારા જેટલા જ સત્ય છે

ઈશ્વર છે અને સર્વત્ર છે એ વાત કંઈ માર્ગે જાણવાની બાકી છે એમ નથી, પરંતુ હું રાતદહાડો સંપૂર્ણપણે એવી રીતે જ ચાલું છું જાણે ઈશ્વર ક્યાંય છે જ નહિ એનું કારણ શું? તેમના પ્રત્યે મને પ્રેમ જાગ્યો નથી, એટલે તેઓ હોય તોય શું અને ન હોય તોય શું? તેમના કરતાં મારા પોતાના ઘરની અત્યંત તુચ્છ વસ્તુ પણ મારે મન વધારે છે પ્રેમ નથી એટલા માટે જ તેમના તરફ આપણી નજર પૂરું જોતી નથી આપણા કાન પૂરું સાંભળતા નથી આપણું મન પૂરું ઊઘડતું નથી, એટલા માટે જ જેમનું અસ્તિત્વ સૌથી વિશેષ છે, તેમને જ આપણે સૌ કરતાં વધુ પામતા નથી — તેથી જ આપણા જીવનમાં એવી એક ઊણપ રહી જાય છે, જે બીજા કશાથી કોઈ પણ ઉપાયે પૂરી શકાતી નથી ઈશ્વર છે છતાં નથી — એના જેવી મહા મોટી નાસ્તિ આપણે માટે બીજી શી હોઈ શકે! એ નાસ્તિના ભારથી આપણે ક્ષણે ક્ષણે મરી રહ્યા છીએ એ નાસ્તિનો અર્થ એટલો જ કે આપણામાં પ્રેમનો અભાવ છે એ નાસ્તિની શુષ્કતાથી જગતનું લાવણ્ય મરી ગયું, જીવનનું સઘળું સૌંદર્ય નષ્ટ થયું જેઓ છે તેઓ નથી — એમ માનવા જેવી મોટી ખોટ શા વડે પુરાશે? કશું જ લેખે લાગતું નથી રાતદિવસ એટલા માટે જ વ્યર્થતાનો અનુભવ થાય છે બધું જાણીએ છીએ, બધું સમજીએ છીએ, પણ બધું જ વ્યર્થ

## ૩

## અભાવ

ઈશ્વરને આપણે રાત દિવસ ટાળીને ચાલીએ છીએ એથી જો આપણને પાઈનું પણ સાંસારિક નુકસાન થતું હોત તો તરત જ આપણે સાવધાન થઈ ગયા હોત. પણ એ ભય છે જ નહિ; સૂર્ય આપણને પ્રકાશ આપે છે, પૃથ્વી આપણને અન્ન આપે છે, વિશાળ લોકાલય આપણને અભાવપૂર્તિની ગોદમાં તાણી લઈ જાય છે. તો પછી સંસારને ઈશ્વરશૂન્ય કરવાથી આપણને શાની ખોટ પડે છે? જે ખોટ પડે છે તે જ્યાં સુધી ન જાણીએ ત્યાં સુધી આરામથી નિઃસંશયપણે રહીએ છીએ, અને સુખી સંસારમાં વાસ કરીને માનીએ છીએ કે આપણે ઈશ્વરના ખાસ કૃપાપાત્ર છીએ.

પરંતુ શી ખોટ જાય છે, તે કેવી રીતે સમજાવી શકાય?

અહીં હું દૃષ્ટાન્તરૂપે મારા એક સ્વપ્નની વાત કહું છું. હું એક બાળપણમાં જ મા વગરનો થયો હતો. મારા મોટી ઉંમરના જીવનમાં માનું સ્થાન નહોતું. કાલે રાતે મને સ્વપ્ન આવ્યું, જાણે હું પહેલાંનો બાળક જ છું. ગંગાકાંઠે આવેલા બગીચામાંના મકાનમાં મા એક ઓરડામાં બેઠેલાં છે. મા તો છે જ, પણ તેમનું અસ્તિત્વ કંઈ આખો વખત ચેતનાને વ્યાપી રહેલું નથી હોતું. હું પણ મા તરફ ધ્યાન દીધા વગર તેમના ઓરડા આગળ થઈને ચાલ્યો ગયો. વરંડામાં પહોંચતાં એક ક્ષણમાં એકાએક મને શું થયું કોણ જાણે — મારા મનમાં થઈ આવ્યું કે મા છે તરત જ તેમના ઓરડામાં જઈને તેમના ચરણની રજ લઈ તેમને પ્રણામ કર્યાં. તેમણે મારો હાથ પકડીને મને કહ્યું, "તું આવ્યો?"

અહીં જ સ્વપ્ન ઊડી ગયું. હું વિચાર કરવા લાગ્યો કે માના ઘરમાં જ રહું છું, તેમના ઓરડાના બારણા આગળ થઈને જ દસ

વાર આરજા કરુ છુ — તેઓ છે એ હુ જાણુ છુ એમા શકા નથી, પરતુ જાણે તેઓ છે જ નહિ એ રીતે જ સસાર ચાલે છે તેમા નુકસાન શુ જાય છે? તેમના ભડારનુ બારણુ તેમણે બધ કર્યું નથી તેઓ અન્ન પીરસે છે, જ્યારે હુ ફરી ઘી જોઉ છુ ત્યારે પણ તેમનો પખો મને પવન નાખ્યા કરે છે માત્ર આટલુ ખૂટે છે, તેઓ મારો હાથ ધરીને કહેતા નથી, "તુ આવ્યો?" અન પાણી ધન, જન બધુ જ છે, પણ પેલો અવાજ, પેલો સ્પર્શ ક્યા? મન જ્યારે પૂરેપૂરુ જાગ્રત થઈને તે જ માગે છે અને માગવા છતા જ્યારે મળતુ નથી ત્યારે સાધન સામગ્રી ભરેલા ઓરડે ઓરડામા શોધી વળે છે અન્ન જળ પડી રહે કેમે કર્યા ભાવતા નથી

એક વાર બરાબર વિચારી જોશો તો માલૂમ પડશે કે જગતમા કોઈ પણ વસ્તુની પાસે કોઈ પણ માણસની પાસે જવાનુ આપણા જીવનમા બહુ ઓછુ બને છે પરમ આત્મીયની પાસે થઈને પણ આપણે રોજ આવજા કરીએ છીએ ખરા પરતુ દૈવયોગે કોઈ એક ક્ષણે તેની પાસે જઈ પહોંચીએ છીએ કેટલીય વાર તેમની સાથે એકાતમ ર ત ની છે આ સસાર સાગરના તરગમા સાથે રહેતા ગયા હશે પરતુ આ બધામાથી ભાગ્યે કોઈ એક જ દિવસની વાત આપણે યાદ રહે છે જે દિવસ હૃદય પરિપૂર્ણ થઈ ગયુ હતુ અને એમ લાગ્યુ હતુ કે હુ તેની પાસે પહોચ્યો છુ એવા લાખો માણસો હોય છે જેઓ આખા જીવનમા એક વાર પણ કોઈ વસ્તુની કે માણસની પાસે ગયા હોય જગતમા જન્મ્યા હોય છે પરતુ જગત સાથે તેમના નિકટના સસર્ગ થયો નથી હોતો થયો નથી એની પણ તેમને લગારે ખબર નથી હોતી તેઓ બધા સાથે હસે છે રમે છે વાતચીત કરે છે જુદા જુદા માણસો સાથે આપને અને અવરજવર ચાલે છે એટલે તેઓ માને છે કે અમે બધાની સાથે જ રહીએ છીએ આ જગત સાથે રહેવામા સગ કેટલો ઓછો હોય છે તેનુ તેમને ભાન નથી હોતુ

## ૪

# આત્માની દૃષ્ટિ

નાનપણમા મારી આખ નબળી થઈ ગઈ હતી પણ તેની મને ખબર નહોતી હું માનતો કે આવુ જ દેખાતુ હશે — બધાને આટલુ જ દેખાતુ હશે અચાનક રમતમા મે મારા કોઈ સાથીના ચશ્મા લઈને પહેર્યા અને જોયુ તો બધી વસ્તુ ચોખ્ખી દેખાવા લાગી ત્યારે મને થયુ કે જાણે હુ એકાએક બધાની પાસે પહોચી ગયો હુ. બધાને આ રીતે સ્પષ્ટ જોવાનો અને પાસે પામવાનો જે આનદ, તેના વડે આખા જગતને મે જાણે એકાએક કમાઈ મેળવ્યુ — આમ છતા આટલા દિવસ હુ આવુ બધુ નુકસાન વેઠતો આવ્યો હતો તેની મને ખબર જ ન હતી

આ જેમ આખ વડે પાસે જવાની વાત થઈ તેમ અંતરી વડે પણ પાસે જવાય છે એ રીતે જેની જેની પાસે હુ જાઉ છુ તે બધા મારો હાથ પકડીને કહે છે, — તુ આવ્યો? આ જળ, વાયુ, ચદ્ર, સૂર્ય એ બધા આપણા પરમ મિત્ર છે, અને આપણા અનેક કામ કરે છે, પણ આપણો હાથ પકડતા નથી આનદિત થઈને કહેતા નથી, — તુ આવ્યો? જો તેમની એટલા નજીક જઈ શકતો હોત, જો તેમનો સ્પર્શ અને સભાષણ મેળવી શકતો હોત, તો એક ક્ષણમા હુ સમજી શકત કે તેમણે કરેલા બધા ઉપકારો કરતા આ જરા જેટલી લાગતી વસ્તુ કેટલી મોટી છે માણસોની વચ્ચે હુ આખી જિંદગી રહ્યો પણ માણસ મને સ્પર્શ કરીને કહેતા નથી, તુ આવ્યો? એક આવરણમા ઢકાઈને પૃથ્વીમા ફરુ છુ ઈંડામા રહેલુ પક્ષીનુ બચ્ચુ જેમ પૃથ્વીમા જન્મવા છતા જન્મતુ નથી, તેવી આ વાત છે

આ અસ્ફુટ ચેતનાના ઈંડામાથી જન્મ મેળવવો એનુ જ નામ આધ્યાત્મિક જન્મ તે જન્મ વડે જ આપણે દ્વિજ થઈશુ તે જન્મ

જ જગતમા સાચો જન્મ — જીવનચૈતન્યમાથી વિશ્વચૈતન્યમા જન્મ ત્યારે જ પક્ષીના બચ્ચાને પક્ષીમાતાની પાખનો પૂરેપૂરો સમ્પર્શ મળે છે — ત્યારે જ માણસ સર્વત્ર તે સર્વને પામે છે તે પ્રાપ્ત થાય એ કેવી આશ્ચર્યજનક સાર્થકતા છે, કેવો અનિર્વચનીય આનદ છે, તે આપણે જાણતા નથી પરતુ જીવનમા શુ ક્ષણે ક્ષણે તેનો આભાસ સુધ્ધા આપણને મળતો નથી ?

આધ્યાત્મિકતા આપણને બીજુ કશુ આપતી નથી આપણા ઔદાસીન્યને આપણી જડતાને દૂર કરી દે છે અર્થાત્ ત્યારે જ આપણે ચેતના દ્વારા ચેતનાને આત્મા દ્વારા આત્માને પામીએ છીએ એ રીતે જ્યારે પામીએ છીએ ત્યારે પછી આપણને એ સમજવાનુ બાકી રહેતુ નથી કે બધુ જ ઈશ્વરનુ આનદરૂપ છે

ત્યાસુધી ન માણસ સુધી જગતમા જ્યા જ્યા આપણુ ચિત્ત ઉદાસીન હોય ત્યા ત્યા આપણી આધ્યાત્મિકતા સીમાબદ્ધ છે એમ જાણવુ આપણી ચેતના આપણો આત્મા જ્યારે સર્વત્ર પ્રસાર પામે છે ત્યારે જ જગતની સમસ્ત સત્તાને આપણે આપણી સત્તા દ્વારા અનુભવીએ છીએ ઈન્દ્રિય દ્વારા નહિ બુદ્ધિ દ્વારા નહિ વૈજ્ઞાનિક યુક્તિ દ્વારા નહિ એ પરિપૂર્ણ અનુભૂતિ એક આશ્ચર્યજનક ઘટના છે આ સામેના ઝાડને પણ સત્તારૂપે ગભીરરૂપે અનુભવ કરુ તો મારી સમસ્ત સત્તા આનદથી પરિપૂર્ણ બની જાય એ રીતે જોતો નથી માટે, એને આખે જોનારને એનુ મારે કઈ પ્રયોજન નથી એમને એની આગળ થઈને હુ આ પા જાઉ છુ એ ઝાડનુ સત્ય મારા સત્યને જાગ્રત કરીને મને આનદનો અધિકારી બનાવતુ નથી માણસને પણ આપણે આત્મા વડે જોતા નથી — ઇન્દ્રિય વડે યુક્તિ વડે સ્વાર્થ વડે સસાર વડે સરકાર વડે જોઈએ છીએ — તેને પરિવારના માણસ અથવા કામના માણસ અથવા સબધ વગરના માણસ અથવા કોઈ એક ખાસ શ્રેણીના માણસ તરીકે જ જોઈએ છીએ — એટલે તે મર્યાદા સુધી જ

જઈને આપણો પરિચય અટકી જાય છે — ત્યા જ દરવાજા બંધ થઈ જાય છે — તેની અંદર પછી આપણે પ્રવેશ કરી શકતા નથી — તેની સાથે પણ મારો આત્મા આત્મા તરીકે પ્રત્યક્ષરૂપે સંભાષણ કરી શકતો નથી જો કરી શકતો હોત તો પરસ્પર હાથ પકડીને કહેત, તુ આવ્યો ?

આધ્યાત્મિક સાધનાનુ ચરમ લક્ષ્ય શું છે તે ઉપનિષદમા સ્પષ્ટ લખેલુ છે — "ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति। ધીર પુરુષો સર્વવ્યાપીને સર્વ દિશામાથી પામીને યુક્તાત્મા થઈને સર્વત્ર જ પ્રવેશ કરે છે આ સર્વત્ર પ્રવેશ કરવાની શક્તિ એ જ છેવટની શક્તિ પ્રવેશ કરવો એનુ નામ જ યુક્તાત્મા થવુ જ્યારે બધા પાપના, બધી ટેવોના સસ્કારના આવરણમાથી મુક્ત થઈને આપણો આત્મા સર્વત્ર જ આત્મા સાથે યુક્ત થાય ત્યારે તે સર્વત્ર પ્રવેશ કરે તે આત્મામા જઈને ન પહોચે તો તે બારણે જ અટકી જાય છે — તે મૃત્યુમા જ બધાઈ રહે છે अमृतं यद्विभाति, અમૃતરૂપે જે બધામા જ પ્રકાશે છે, તે અમૃતમા, આત્મા પહોચી શકતો નથી — તે બીજું બધુ જ જુએ છે, ફક્ત आनन्दरूपममृतम् જોતો નથી

આ આત્મા વડે વિશ્વમા સર્વત્ર આત્મામા પ્રવેશ કરવો એ જ આપણી સાધનાનુ લક્ષ્ય છે પ્રતિદિન એ માર્ગે જ આપણે ચાલી રહ્યા છીએ એનો તો આપણને અનુભવ થવો જોઈએ અંધ ભાવે, જડ ભાવે, કઈ એ થવાનો નથી ચેતન ભાવે જ ચેતનાનો વિસ્તાર થઈ શકે રોજ રોજ આપણે સમજવુ જોઈશે કે થોડે થોડે આપણો પ્રવેશનો માર્ગ ખૂલતો જાય છે, આપણો અધિકાર વ્યાપક બનતો જાય છે આપણે બધાની સાથે વધુ પ્રમાણમા મળી શક્યાએ છીએ, ધીમે ધીમે બધા વિરોધો હઠતા જાય છે — માણસ સાથેના મિલનમા, સંસારના કાર્યમા ભૂમાનો પ્રકાશ દિવસે દિવસે અવ્યાહત થતો આવે છે હુંપણાના જે અત્યત દુર્ભેદ્ય આવરણે મને બધાથી અત્યત વિભક્ત

કરી રાખ્યો હતો તે ધીમે ધીમે ક્ષીણ થતું આવે છે, ઉત્તરોત્તર તે સ્વચ્છ થતું જાય છે અને તેમાં થઈને નિખિલ વિશ્વનો પ્રકાશ ઉત્તરોત્તર વધુ ને વધુ સ્પષ્ટતાથી દેખાતો જાય છે — હું મારા વડે કોઈને ઢાંકતો નથી, કોઈને વિકૃત કરતો નથી, મારામાં બીજાની બાધા અને બીજામાં મારી બાધા રોજ રોજ દૂર થતી જાય છે.

## ૫

## પાપ

૨૫મી અગ્રહાયણ, ૧૩૧૫

આત્મા જ્યારે એવી રીતે આત્માને ઇચ્છે કે બીજું કશું જ તેને રોકી ન શકે, ત્યારે પાપ એ શી વસ્તુ છે એ આપણે સમજી શકીએ છીએ આપણું ચૈતન્ય જ્યારે બરફ-ગળેલા ઝરણાની પેઠે બહાર ધસવા ઇચ્છે ત્યારે પાપની બાધાને તે પૂરેપૂરી રીતે અનુભવી શકે છે — એક ક્ષણ માટે પણ તેને તે ભૂલી શકતું નથી — તેનો નાશ કરવા માટે, તેને હઠાવી દેવા માટે આપણું રૂંધાયેલું ચૈતન્ય પાપની ચારે કોર ફીણના ફૂંફાડા માર્યા કરે છે. ખરું જોતાં આપણું ચિત્ત જ્યારે ચાલતું હોય છે, ત્યારે તે પોતાની ગતિના સંઘાતમાં જ નાના કાંકરાને પણ અનુભવે છે, કશું જ તેને અગોચર રહેતું નથી

તે પહેલા પાપ-પુણ્યને આપણે સામાજિક દૃષ્ટિએ સારી-નરસી કે સગવડ-અગવડની વસ્તુ તરીકે જ જાણતા હોઈએ છીએ. પોતાને એવી રીતે ઘડીએ છીએ જેથી લોકસમાજને ઉપયોગી બનીએ, જેથી તેનો ભદ્રતાનો આદર્શ સચવાય એટલામા કૃતકાર્ય થઈએ એટલે પછી આપણા મનમાં બીજો કશો સંકોચ રહેતો નથી : આપણે માનીએ છીએ કે ચારિત્ર્યનીતિની જે ઉપયોગિતા તે મારા વડે સિદ્ધ થઈ ગઈ.

એવામાં એક દિવસ જ્યારે આત્મા જાગી ઊઠે છે, જગતમાં તે આત્માને શોધવા માંડે છે, ત્યારે તેને સમજાય છે કે આ કંઈ કેવળ ભદ્રતાનું કામ નથી, કેવળ સમાજ સાચવવાનો નથી — પ્રયોજન વધુ મોટું છે, બાધા વધુ ઊંડી છે. ઉપર ઉપરથી કાઢીછાંટીને રસ્તો સાફ કરી નાખ્યો છે, સંસારના માર્ગમાં કશી અડચણ થતી નથી; ઊણપ કોઈની નજરે ચડતી નથી; પરંતુ મૂળિયાં બધાં જ અંદર રહી ગયાં છે — તેઓએ અંદરખાનેથી એકબીજાને વળગીને એકદમ જાળ બનાવી દીધી છે, આધ્યાત્મિક ખેડ કરવા જતા ત્યાં ડગલે ને પગલે અટકી જવું પડે છે. અત્યંત ક્ષુદ્ર, અત્યંત સૂક્ષ્મ મૂળિયું પણ બાઝીને આવરણ રચે છે. ત્યારે પહેલા જે પાપ નજરે પડતું નહોતું તે પણ નજરે ચડે છે અને પાપ એ વસ્તુ આપણી પરમ સાર્થકતાના માર્ગમાં કેવી બાધા છે તે આપણે સમજી શકીએ છીએ. પછી આપણે માણસ તરફ જોયા વગર, કોઈ સામાજિક પ્રયોજન તરફ જોયા વગર પાપને કેવળ પાપ તરીકે જ સમસ્ત અંતઃકરણથી હઠાવવા લાગીએ છીએ — તેને સહન કરવું અસંભવિત થઈ પડે છે. તે પોતાના સાથીઓને લઈને ચરમ મિલનનો, પરમ પ્રેમનો માર્ગ રોકીને બેઠું છે — તેને વિશે બીજાને કે પોતાને હવે છેતરી શકાય એમ નથી — માણસો આગળ સારા થઈને હવે કશું સુખ નથી — હવે તો સમસ્ત અંતઃકરણ વડે તે નિર્મલ સ્વરૂપને કહેવું પડશે, વિશ્વાનિ દુરિતાનિ પરાસુવ — બધાં પાપ દૂર કરો — એકદમ વિશ્વદુરિત — બધાં જ પાપ — એક પણ બાકી રહે એ નહિ ચાલે — કારણ કે તમે શુદ્ધ અપાપવિદ્ધ છો, આત્મા તમને જ ચાહે છે — એ જ એની સાચી માગણી છે, એ જ એની અંતિમ માગણી છે. હે સર્વગ, તમને સર્વત પ્રાપ્ય, બધી દિશાએથી પામીને યુક્તાત્મા થઈશ, બધામાં પ્રવેશ મેળવીશ, એવા આશ્ચર્યમય સૌભાગ્યની કલ્પના પણ અત્યારે મારા મનમાં આવી શકતી નથી. પણ તમારે એટલો અનુગ્રહ કરવો પડશે કે તમારા પરિપૂર્ણ પ્રકાશનો અધિકારી ભલે ન થાઉં તોયે મારા બંધ બારણાની તરાડમાંથી તમારો એટલો પ્રકાશ આવવા દો જેથી

હુ મારા ઘરના બધિયાર અંધકારને અંધકાર તરીકે ઓળખી શકુ રાત્રે બારીબારણા બંધ કરીને અચેતન થઈને ઊંઘી ગયો હતો સંસારના પહોરમા બારણાની ફાટમાથી જ્યારે પ્રકાશ આવ્યો ત્યારે જડશય્યામા પડી રહેતા મારા તન્દ્રાલસ ચિત્તને એકાએક બહારના સુનિર્મલ પ્રભાતના આવિર્ભાવે આઘાત કર્યો પછી તપ્ત શય્યાનો તાપ અસહ્ય લાગવા માંડ્યો પછી નિશ્વાસકુંઠિત બંધ ઘરની હવા મારો શ્વાસ રૂંધવા લાગી પછી મારાથી રહેવાયુ નહિ ઉન્મુક્ત વિશ્વની સ્નિગ્ધતા નિર્મલતા પવિત્રતા સમસ્ત સૌંદર્ય સુગંધ અને સંગીતનો *આભાસ મને પુકારીને બહાર લઈ આવ્યો તમે એ જ રીતે મારા આવરણના કોઈ એકાદ બે છિદ્ર વાટે તમારા પ્રકાશના દૂતને તમારા મુક્તિના સંદેશવાહકને મોકલો — એટલે પછી પોતાની બધિયાર દશાનો તાપ અને કલુષ અને અંધકાર મને શાન્ત રહેવા નહિ દે આરામની શય્યા મને દઝાડવા માંડશે પછી મારે કહેવુ જ પડશે येनाहं नामृत स्याम् किमहं तेन कुर्याम्।

## ६

## દુઃખ

૨૬મી અગ્રહાયણ ૧૩૧૫

અમારા ઉપાસનાના મંત્રમા આવે છે नमः शम्भवाय च मयो भवाय च — સુખકરને નમસ્કાર કલ્યાણકરને નમસ્કાર પણ આપણે સુખકરને જ નમસ્કાર કરીએ છીએ કલ્યાણકરને હમેશા નમસ્કાર કરી શકતા નથી કલ્યાણકર કંઈ કેવળ સુખકર નથી તે દુઃખકર પણ છે આપણે સુખને જ તેમનુ દાન માનીએ છીએ અને દુઃખને કોઈ દુર્દૈવે કરેલી વિડબના જ સમજીએ છીએ

એટલે દુખભીરુ વેદનાકાતર આપણે દુખથી પોતાને બચાવવા માટે જાતજાતના આવરણ રચીએ છીએ, આપણે હમેશા છુપાઈ રહેવા માગીએ છીએ તેથી શુ થાય છે? સત્યના પૂર્ણ સસ્પર્શથી આપણે વચિત રહીએ છીએ

ધની વિલાસી લોકો બધી મહેનતથી પોતાને બચાવીને કેવળ આરામમા મગ્ન રહે છે એથી શુ થાય છે? એથી તેઓ પોતાને પાગળા બનાવી દે છે, પોતાના હાથ પગ ઉપર તેઓનો અધિકાર રહેતો નથી જે બધી શક્તિઓ લઈને તેઓ પૃથ્વીમા જન્મ્યા હતા તે બધી કામને અભાવે પૂરો વિકાસ પામી શકતી નથી, ચીમળાઈ જાય છે, વિકૃત થઈ જાય છે પોતે રચેલા આવરણમા તેઓ એક કૃત્રિમ જગતમા વસે છે કૃત્રિમ જગત કદી આપણી પ્રકૃતિને તેનો બધો સ્વાભાવિક ખોરાક પૂરો પાડી શકતુ નથી, એટલા માટે એ સ્થિતિમા આપણી પ્રકૃતિ એક બનાવટી રમકડા જેવી બની જાય છે, પૂર્ણતા પામી શકતી નથી

દુખના આઘાતમાથી આપણા મનને બીબીને આખો વખત બચાવવાનો પ્રયત્ન કર્યા કરીએ તો જગતમા આપણને અસપૂર્ણ રીતે રહેવુ પડે એટલે એ રીતે કદી આપણુ સ્વાસ્થ્ય સચવાતુ નથી અને શક્તિનો વિકાસ થતો નથી પૃથ્વીમા આવીને જે વ્યક્તિએ દુખ ન જોયુ તેને ઈશ્વર તરફથી તેનો પૂરો હિસ્સો ન મળ્યો, તેનુ ભાથુ ઓછુ રહી ગયુ સમજવુ

જેનો સ્વભાવ અતિવેદનાશીલ હોય છે, તેને સગાવહાલા, મિત્રો બધા જ સાચવીને ચાલે છે — તે કાગનો વાઘ કરી મૂકે છે એમ ને લોકો આખો વખત કહે છે કે જવા દો — તેની સાથે લોકોની વાતચીત વ્યવહાર કશુ જ સ્વાભાવિક હોતુ નથી તે બધી વાત અથવા સાચી વાત સાભળવા પામતો નથી — તેનો જે ન્યાય્ય હિસ્સો છે, તે બધો તેને મળતો નથી અથવા સાચેસાચો મળતો નથી એથી તેનુ ભગ્ન થઈ જ

શકતું નથી. જે માણસ મિત્રની પાસેથી કદી આઘાત પામતો નથી, માત્ર સ્નેહ સન્માન જ પામે છે તે હતભાગી મિત્રતાના પૂરા આસ્વાદથી વંચિત રહે છે — મિત્રો તેના સંબંધમાં પૂરેપૂરા મિત્રો બની શકતા નથી

જગતમા આપણો આ દુ:ખનો હિસ્સો સંપૂર્ણ ન્યાયસંગત હોય જ એમ બનતુ નથી. જેને આપણે અન્યાય કહીએ છીએ, અનુચિત કહીએ છીએ, તેનો પણ આપણે સ્વીકાર કરવો જોઈએ — અત્યત કાળજીપૂર્વક સૂક્ષ્મ હિસાબનો ચોપડો ખોલીને માત્ર ન્યાયપૂર્વકનુ હોય તેના ઉપર જ પોતાની જાતને ઉછેરવી — એ તો બને એવું જ નથી હોતુ, અને બને તોયે તેમા આપણુ મંગળ નથી હોતું. અન્યાય અને અનુચિતનો પણ આપણે યોગ્ય રીતે સ્વીકાર કરી શકીએ એવુ આપણામાં સામર્થ્ય હોવું જોઈએ

પૃથ્વીમા આપણે ભાગે જે સુખ આવે છે તે પણ શું એકદમ બરાબર હિસાબસર આવે છે? ઘણી વાર આપણે ગાહથી જે દામ ચૂકવીએ છીએ તેના કરતા વધારે ખરીદ કરી બેસતા નથી? પણ ત્યારે આપણે કદી એવો વિચાર નથી કરતા કે આપણે એને લાયક નથી બધું જ ખારસા અસંકોચપૂર્વક બથાવી પડીએ છીએ! શું દુ ખની વખતે જ માત્ર ન્યાય અન્યાયનો હિસાબ મેળવવાનો? બરાબર હિસાબસર આપણને કોઈ જ વસ્તુ મળતી નથી.

તેનું એક કારણ છે ગ્રહણ અને વર્જનની મારફતે જ આપણા પ્રાણની ક્રિયા ચાલતી હોય છે — કેન્દ્રાનુગામી અને કેન્દ્રાપગામી એ બને શક્તિ આપણે માટે સરખા ગૌરવની છે — આપણા પ્રાણનો, આપણી બુદ્ધિનો, આપણા સૌદર્યબોધનો, આપણી મગળ પ્રવૃત્તિનો, ખરું જોતા આપણી સમસ્ત શ્રેષ્ઠતાનો મૂળ ધર્મ જ એ છે કે તે માત્ર લેશે જ નહિ, ત્યાગ પણ કરશે.

એટલા માટે જ આપણા આહારમા માત્ર હિસાબસર આપણને જરૂરી સામગ્રી જ હોતી નથી તેમા જેમ ખાદ્ય અંશ હોય છે, તેમ અખાદ્ય અંશ પણ હોય છે એ અખાદ્ય અંશનો શરીર પરિત્યાગ કરે છે જો બરાબર જોખીને કેવળ ખાદ્ય પદાર્થ જ આપણે ગ્રહણ કરીએ તો તેથી આપણુ શરીર ચાલશે નહિ, શરીર વ્યાધિગ્રસ્ત થઈ જશે કારણ, આપણી શુ માત્ર પાચનશક્તિ અને પાચનયંત્ર જ છે? — આપણને ત્યાગશક્તિ અને ત્યાગયંત્ર પણ મળેલા છે — તે શક્તિને તે યંત્રને પણ આપણે કામ આપવુ જોઈશે, તો જ ગ્રહણ વર્જનના સામંજસ્યથી પ્રાણની પૂર્ણતા સધાશે

તે જ પ્રમાણે સંસારમા આપણને કેવળ ન્યાય્ય હોય તે જ મળે કોઈ આપણા પ્રત્યે શો અન્યાય ન કરે એવો નિયમ નથી સંસારમા ન્યાયની સાથે અન્યાય ભળેલો હોય એ આપણા ચારિત્ર્ય માટે અત્યંત આવશ્યક છે નિશ્વાસપ્રશ્વાસની ક્રિયાની પેઠે આપણા ચારિત્ર્યમા એવી એક સ્વાભાવિક શક્તિ હોવી જોઈએ જેથી આપણે જે આપણુ પ્રાપ્ય હોય તેટલુ અનાયાસે ગ્રહણ કરીએ અને જે ત્યાજ્ય હોય તેટલુ વિના ક્ષોભે ત્યાગી શકીએ

આથી ફરીને દુખ અને આઘાત ન્યાય્ય હોય કે અન્યાય્ય હોય પણ તેના સંસ્પર્શથી પોતાને પૂરેપૂરા બચાવીને ચાલવાને અતિપ્રયત્ન કરીએ તો તેથી આપણુ મનુષ્યત્વ દુર્બળ અને વ્યાધિગ્રસ્ત બની જાય છે

આ ભીરુતાથી માત્ર વિલાસિતાની કોમળતા અને દુર્બળતા જ જન્મે છે એમ નથી જે અતિવેદનાશીલ માણસો આઘાતના ભયથી પોતાને ઢાંકી રાખે છે તેમની શુચિતા નાશ પામે છે — આવરણની અંદર ને અંદર તેમનામા અનેક મલિનતા જમા થયા કરે છે — જેમ જેમ લોકોની બીકે તેઓ તેને લોકોની નજરથી છુપાવતા જાય છે તેમ તેમ તે સડી જઈને સ્વાસ્થ્યને બગાડે છે જગતની નિંદા અન્યાય અને દુખકષ્ટને જેઓ છૂટથી, સંકોચ વગર ગ્રહણ કરી શ

છે, તેઓ માત્ર બલિષ્ઠ બને છે એટલું જ નહિ, તેઓ નિર્મલ થાય છે, ખુલ્લા જીવન ઉપર થઈને જગતનો પૂરેપૂરો સંઘાત જવાને લીધે તેમના કલુષનો ક્ષય થતો રહે છે

આથી સમગ્ર મનપ્રાણથી તૈયાર થાઓ — જેઓ સુખકર છે તેમને પ્રણામ કરો અને જેઓ દુઃખકર છે તેમને પણ પ્રણામ કરો — તો જ સ્વાસ્થ્ય મળશે, શક્તિ મળશે — જેઓ શિવ છે, જેઓ શિવતર છે તેમને જ પ્રણામ કર્યા ગણાશે

## ૭

## ત્યાગ

૨૭મી અગ્રહાયણ, ૧૩૧૫

દરરોજ સવારમાં આપણે જે આ ઉપાસના કરીએ છીએ તેમાં જો કંઈ સત્ય હોય તો તેની મદદથી આપણે રોજ રોજ થોડે થોડે ત્યાગને માટે તૈયાર થતા રહીએ છીએ તૈયાર થયા વગર છૂટકો જ નથી કારણ સંસારમાં એક ત્યાગનો ધર્મ છે, તેનું વિધાન અમોઘ છે તે આપણને ક્યાંય ઊભા રહેવા દેવા માગતો નથી તે કહે છે, સતત છોડવું પડશે અને આગળ વધવું પડશે એવું ક્યાંય કશું જ જોવામાં આવતું નથી જ્યાં પહોંચીને એમ કહી શકીએ કે અહીં જ બધું સમાપ્ત થયું, પરિપૂર્ણ થયું, એટલે અહીંથી હવે કદી પગ ખસેડીશું નહિ

સંસારનો ધર્મ જ જ્યારે સતત પકડી રાખવાનો નથી, ખસેડી દેવાનો, આગળ મોકલવાનો છે — ત્યારે તેની સાથે આપણી ઇચ્છાનું સામંજસ્ય ન સાધીએ તો એ બે વચ્ચે સતત અથડામણ ચાલ્યા કરે આપણે જો આખો વખત જોર કર્યા કરીએ કે અમે રહીશું, અમે

રાખીશું અને સંસાર જ્યારે એમ કહ્યા કરે કે તારે છોડવું પડશે, ચાલવું પડશે, તો વિષમ કષ્ટ પેદા થયા કરશે. આપણી ઇચ્છાને હાર માનવી પડશે —જે આપણે છોડવા ઇચ્છતા નથી તે આપણી પાસેથી છીનવી લેવામાં આવશે. આથી આપણી ઇચ્છાનો પણ એ વિશ્વધર્મ સાથે મેળ સાધવો પડશે.

વિશ્વધર્મની સાથે આપણી ઇચ્છાને મેળવી શકીએ તો જ આપણે ખરેખર સ્વાધીન થઈએ. સ્વાધીનતાનો નિયમ જ એ છે હું જો સ્વેચ્છાએ વિશ્વની સાથે તાલ ન મિલાવું તો વિશ્વ મારા ઉપર જબરદસ્તી કરી મને પોતાની પાછળ ખેંચશે—પછી મારો આનંદ નહિ રહે, ગૌરવ નહિ રહે, પછી સંસાર મારા કાન આમળે તે માટે દાસની પેઠે સહી લેવું પડશે.

એટલે આપણે એવી રીતે ચાલવું જોઈએ જેથી સંસાર કોઈ વાર એવું ન કહેવા પામે કે તારી પાસેથી છીનવી લઈશ, પણ આપણે જ કહી શકીએ કે હું ત્યાગ કરીશ. પરંતુ રોજ રોજ જો ઇચ્છાને એ ત્યાગને અભિમુખ થવા તૈયાર ન કરીએ તો મૃત્યુ અને ક્ષતિ જ્યારે પોતાના મોટા મોટા દાવા સાથે આપણી સામે ખડા થશે ત્યારે તેમને કોઈ પણ રીતે છેતરવાની ઇચ્છા થશે તેમ છતાં ત્યાં છેતરપિંડી બિલકુલ ચાલશે નહિ—એ ત્યારે દુઃખનો દિવસ થઈ પડશે

એ ત્યાગ દ્વારા આપણે ગરીબ અને ખાલી થઈ જઈશું એવું આપણે માનવું ન જોઈએ. પૂર્ણતર રૂપે પામવા માટે જ આપણો એ ત્યાગ હોય છે.

આપણે જેમાથી બહાર ન નીકળી આવીએ તે આપણને પ્રાપ્ત થતું નથી ગર્ભમાં વીંટળાયેલું શિશુ તેની માતાને પામી શકતું નથી —તે નાડીનાં બંધન તોડીને અવતરે છે, સ્વાધીન થાય છે, ત્યારે જ તે પોતાની માને પૂર્ણતર રૂપે પામે છે.

આ જગતના ગભીરતમમાંથી આપણે એ જ રીતે મુક્ત થવુ પડશે તો જ યથાર્થ રીતે આપણે જગતને પામીશુ કારણ સ્વાધીન ભાવે પામીશ આપણે જગતમા બદ્ધ હોઈશુ છીએ ત્યારે પૂ ાની પેઠે જગતને જોઈ જ શકતા નથી જે મુક્ત થયો છે તે જ જગતને જાણે છે જગતને પામે છે

આથી માટે જ હુ કહુ છુ કે જે માણસ સંસારમા રહ્યો છે તેમા સ સાચો સસારી નથી જે સસારમાંથી બ । નીકળી આવ્યા છે તે સસારી છે કારણ તે પણ સમાર ।। ો નથી સસા તના બની જાય છે તે જ સાચી રીતે તી કે છે કે સંસાર માગ છે

ઘોડો ગાડી સાથે લગામથી બધાઈને ગાડી ચલાવે છે પરતુ ઘોડો કઈ એમ કહી શકે છે ગાડી મારી છે ? ખરુ તેના ગાડીના પૈડાંમા અને તનામા શો એવો તફાવત છે ? જે સારથિ મુક્ત રહીને ગાડી ચલાવે છે ગાડીને વિશ દાવો તેનુ જ હોય છે

જો કર્મ થવુ હોય તો મુક્ત થવુ પડશે એ ના માટે ગીતા તે યોગને જ કર્મયોગ કહે છે જે યોગમા આપણે અનાસક્ત થઈને કર્મ કરીએ છીએ અનાસક્ત થઈને કર્મ કરીએ તો જ કર્મ ઉપર આપણો પૂર્ણ અધિકાર જામે નહિ તો કર્મની સાથે સડોવાઈને આપણે કર્મના અંગીભૂત બની જઈએ આપણે કર્મી ન બનીએ

આથી સસારને મેળવવો હોય તો આપણે સસારની બહાર જવુ જોઈશે અને કર્મને સિદ્ધ કરવુ હોય તો આસક્તિ છોડીને આપણે કર્મ કરવુ પડશે

એનો અર્થ જ એ થયો કે સસારના લેવુ અને દેવુ એવા જે બે વિપરીત ધર્મ છે એ બે વિપરીતનો મેળ ખવડાવવો પડશે એ બેમાંથી કોઈ એક જ જો પ્રબળ થઈ જાય તો તેથી અકલ્યાણ થાય છે જો લેવુ એ જ પ્રબળ બની બેસે તો આપણે બધાઈ જઈએ

અને જો દેહ એ જ પ્રબળ બની બેસે તો આપણે વચિત થઈએ જો કર્મ મુક્તિહીન હોય તો આપણે દાસ બની જઈએ અને જો મુક્તિ કર્મહીન હોય તો આપણે વિલુપ્ત થઈ જઈએ

ખરુ જોતા, ત્યાગ એ શૂન્યતા નથી, અધિકારની પૂર્ણતા છે સગીર જ્યારે સપત્તિનો પૂરો અધિકારી નથી હોતો ત્યારે તે દાન કે વેચાણ કરી શકતો નથી, તે વખતે તેને માત્ર ભોગનો ક્ષુદ્ર અધિકાર હોય છે, ત્યાગનો મહાન અધિકાર હોતો નથી આપણે જે સ્થિતિમા માત્ર ભેગુ કરી શકીએ છીએ, પણ હિમતપૂર્વક આપી શકતા નથી તે સ્થિતિમા આપણી તે ભેગી કરેલી સામગ્રીના સબધમા આપણને સ્વતત્રતા હોતી નથી

એટલા માટે ઈસુ ખ્રિસ્ત કહી ગયા છે કે જે માણસ ધનવાન છે તેને માટે મુક્તિ બહુ મુશ્કેલ છે કારણ કે જે ધન તે છોડી નથી શકતો તે ધન જ તેને બાધી રાખે છે એ બધનને જેણે જેટલુ મોટુ કરી રાખ્યુ છે તે તેટલી વધારે વિપત્તિમા પડ્યો છે

એ બધા બધન રોજ રોજ ઢીલા થતા આવે, રોજ રોજ ત્યાગ આપણે માટે સહેલો થતો આવે, એ પરિણામ આપણી ઉપાસનામાથી આવો નાનાવિધ આસક્તિના ગાઢ આકર્ષણથી આપણી પ્રકૃતિ એકદમ પથ્થરના જેવી સખત થઈ ગઈ છે ઉપાસનાને વખતે અમૃતનુ ઝરણુ ઝરતુ રહો, આપણા અણુ પરમાણુના છિદ્રમા થઈને પ્રવેશ કરતુ રહો, એ પાષાણને રોજ રોજ ઢીલો કરતુ રહો, આર્દ્ર કરતુ રહો ત્યાર પછી ક્રમે ક્રમે એનો ક્ષય કરી નાખીને ફળની દઈને જીવનમા એક વિશાળ આકાશ રચીને તે આકાશને પૂર્ણ કરી દો જુઓ, એક વાર અતરમા ધ્યાનથી જુઓ, અતરના સકોચો તે ઈશ્વરના નામના આઘાતથી રોજ રોજ પ્રસારિત થતા જાય છે, બધુ પ્રસન્ન થતુ જાય છે, શાન્ત થતુ જાય છે, કર્મ સહજ બનતુ જાય છે, બધા સાથેનો સબધ સત્ય અને સરળ બનતો જાય છે, અને ઈશ્વરનો મહિમા આ માનવજીવનમા ધન્ય બનતો જાય છે

## ૮

## ત્યાગનુ ફળ

૨૮મી અગ્રહાયણ, ૧૩૧૫

પરતુ ત્યાગ શા માટે કરવો એ પ્રશ્નનો ચરમ ઉત્તર હજી મનમા આવી પહોચ્યો નથી શાસ્ત્રો એનો ઉત્તર આપે છે કે ત્યાગ કર્યા વગર સ્વાધીન થવાતુ નથી જેનો ત્યાગ કરીશુ નહિ તે આપણને બાધી રાખશે ત્યાગ દ્વારા આપણે મુક્ત થઈશુ

મુક્તિ પામીશુ એ શબ્દોનુ આપણે મન મહત્ત્વ નથી આપણે કઈ મુક્તિ ચાહતા નથી આપણામા અધીનતાનુ એક વલણ રહેલુ છે આપણે ઇચ્છાપૂર્વક રાજીખુશીથી સસારને અધીન થએલા છીએ આપણે થાળી વાટકા લોટાને અધીન છીએ આપણે નોકરોને પણ અધીન છીએ આપણે શબ્દોને અધીન છીએ પ્રથાને અધીન છીએ અસખ્ય લાલસાને અધીન છીએ એવા લોકો જ સ અધીન દાસાનુદાસને એમ કહેવુ કે મુક્તિમા તેની સાર્થકતા છે એ જ મિથ્યા છે જે વ્યક્તિ સ્વભાવથી અને સ્વેચ્છાથી બદ્ધ છે તેને મુક્તિનુ પ્રલોભન બતાવવુ મિથ્યા છે

ખરુ જોતા મુક્તિ તેને મન શૂન્યતા છે નિર્વાણ છે મરુભૂમિ છે જે મુક્તિમા તેના ઘરબાર, વાસણકૂસણ ધનદોલત કશુ નથી જેને જેને એ એકમાત્ર આશ્રય તરીકે માનતો આવ્યો છે તેમાનુ કશુ નથી તે મુક્તિ તેને મન વિભીષિકા છે વિનાશ છે

આપણે જે ત્યાગ કરીએ તે જો શૂન્યતામા જ ત્યાગ હોય તો તે તો બિલકુલ નુકસાન જ ગણાય એક કાણી કોડીનો પણ એવી શૂન્યતામા ત્યાગ કરવો આપણે માટે તદ્દન અસહ્ય થઈ પડે

પરતુ ત્યાગ કઈ શૂન્ય જેવો નથી. યદ્ યદ્ કર્મ પ્રકુર્વીત તદ્

ब्रह्मणि समर्पयेत् — જે કંઈ કરો તે બધું જ બ્રહ્મમાં સમર્પણ કરજો. તારો સંસાર, તારાં પ્રિયજન, તારું જે કાંઈ છે તે બધું જ તેમને (ઈશ્વરને) ધરી દે — આ જે ત્યાગ છે એ તો પરિપૂર્ણતામાં ત્યાગ છે.

પૂર્ણમાં જેનો ત્યાગ કરીએ છીએ તેને જ આપણે સત્યરૂપે પૂર્ણરૂપે પામીએ છીએ, એ પહેલાં જ કહ્યું છે. પણ એટલાથી પણ વાત પતતી નથી. કેવળ માત્ર લાભની વાતથી કોઈ પણ વાતનો અંત આવી શકતો નથી — મેળવવાથી શું થશે, એ પ્રશ્ન ઊભો જ રહે છે. સ્વાધીન થવાથી પણ શું થશે, પૂર્ણતા મેળવવાથી પણ શું થશે?

કોઈ બાળકને પૈસો આપીએ તો તે એમ પૂછી શકે કે પૈસો લેવાથી શું થશે? આપણે એવો જવાબ આપીએ કે બજારમાં જજે, તોપણ એ પ્રશ્ન તો રહે છે જ કે બજારમાં જઈને શું? રમકડું લેજે. રમકડું ખરીદવાથી શું? રમજે રમવાથી શું? ત્યારે એક જ ઉત્તરથી બધા પ્રશ્નોનો અંત આવી જાય છે — ખુશ થજે. ખુશ થવાથી શું, એવો પ્રશ્ન કોઈ કદી અંતરમાંથી પૂછતું નથી. ઇચ્છા પૂરેપૂરી ચરિતાર્થ થતાં જે આનંદ થાય છે તે આનંદમાં જ બધા પ્રશ્નોનો, બધી શોધનો અંત આવી જાય છે.

આપણે કેવી રીતે સંગ્રહ કરીએ કે જેથી ત્યાગની શક્તિ જન્મે? આપણી આ રોજની ઉપાસનામાં આપણે થોડું થોડું સંગ્રહ કરીએ છીએ. આ પ્રાતઃકાળમાં તે ચૈતન્યસ્વરૂપની સાથે પોતાના ચૈતન્યને નિબિડ ભાવે પરિવેષ્ટિત કરીને જોવાને માટે મારે એક ક્ષણ પણ બધાં આવરણનો ત્યાગ કરવો પડે છે, અનાવૃત થઈને તરતના જન્મેલા શિશુની પેઠે તેમની આગળ આત્મસમર્પણ કરવું પડે છે, — એથી જ રોજ રોજ મારું કંઈક કંઈક ભેગું થતું જાય છે. આનંદની સાથે આનંદનું, પ્રેમની સાથે પ્રેમનું મિલન જરૂર ક્રમે ક્રમે થોડું થોડું સહજ થતું આવે છે.

શી રીતે ત્યાગ કરીએ? સંસારની વચમાં રહીને કંઈ નહિ તો

# ૯

## પ્રેમ

વેદમત્રમા કહ્યુ છે કે મૃત્યુ પણ તેની છાયા છે, અમૃત પણ તેની છાયા છે—બન્નેને તેણે પોતામા એક કરીને રાખ્યા છે તેનામા બધા દ્વન્દ્વો અવસાન પામી ગયા છે, તે જ ચરમ સત્ય છે તે જ શુદ્ધતમ જ્યોતિ છે તે જ નિર્મલતમ અધકાર છે

સસારના બધા વિપરીતોનો સમન્વય જો કોઈ એક સત્યમા થતો ન હોય તો તેને ચરમ સત્ય તરીકે ન માની શકાય તો પછી તેમા જેટલુ ન સમાયુ તેને માટે બીજા એક સત્યને માનવુ પડે, અને તે બન્નેને પરસ્પર વિરોધી જ માની લેવા પડે તો તો પછી અમૃતને માટે ઈશ્વરને માટે શેતાનને માનવો પડે

પણ આપણે બન્નેના કોઈ ભાગીદારને સ્વીકારતા નથી—આપણે જાણીએ છીએ કે તે જ સત્ય છે, ખડ સત્યના બધા વિરોધો પણ તેનામા સામજસ્ય પામેલા છે આપણે જાણીએ છીએ કે તે જ એક છે, ખડ સત્તાની બધી વિચ્છિન્નતા તેનામા સમ્મિલિત થએલી છે

પણ એ તો થઈ તત્ત્વની વાત તે સત્ય છે એ વાત જાણીએ એટલે કેવળ જ્ઞાનની જાણી કહેવાય, એની સાથે આપણો સબધ ક્યા? એ સત્યમા શુ કોઈ રસ જ નથી?

એવુ કહીએ એ શી રીતે ચાલે? સમસ્ત સત્ય જેમ તેનામા મળે છે તેમ સમસ્ત રસ પણ તેનામા મળેલા છે એટલા માટે જ ઉપનિષદે તેને કેવળ સત્ય નથી કહ્યો, તેને રસસ્વરૂપ કહ્યો છે—તેને તે પરિપૂર્ણ રસરૂપે જાણીએ તો જાણ્યુ સાર્થક થાય

તો એનો અર્થ એ થયો કે જે ચરમ સત્ય છે તે જ પરમ રસ છે અર્થાત્ તે પ્રેમસ્વરૂપ છે નહિ તો તેનામા કશુ જ

સમાધાન થઈ શકત જ નહિ — ભેદ ભેદ જ રહેત, વિરોધ સતત આઘાત કર્યા કરત અને મૃત્યુ સૌનું હરણ કરી લેત તેનામાં બધું જ મળી જાય છે — તે કંઈ કોઈ જ્ઞાનતત્ત્વનું મિલન નથી તેમાં એક પ્રેમતત્ત્વ રહ્યું છે, એટલા માટે બધાએ મળવું જ પડે છે, એટલા માટે જ વિચ્છેદ વિરોધ વડે પણ ચિરંતન સત્ય વસ્તુ બની શકતો નથી

ઈચ્છાની અંતિમ ચરિતાર્થતા પ્રેમમાં છે પ્રેમમાં શા માટે શું થશે વગેરે પ્રશ્નો ટકી શકતા જ નથી પ્રેમ પોતે જ પોતાનું લક્ષ્ય છે

જો કોઈ કહે કે ત્યાગ દ્વારા ત્યક્ત વસ્તુમાંથી મુક્તિ મળશે તો તેથી આપણું મન માનતું નથી જો કોઈ કહે કે ત્યાગ દ્વારા ત્યક્ત વસ્તુને પૂર્ણતરરૂપે મેળવી શકશો તોપણ આપણું મન પૂરેપૂરું સંમત થતું નથી પણ જો કોઈ કહે કે ત્યાગ દ્વારા પ્રેમ મળશે તો પછી મન કંઈ બોલી શકતું નથી આ વાત જો તે બરાબર ધ્યાન દઈને સાંભળે તો તેણે બોલી ઊઠવું જ પડે તો તો ગંગા નાહ્યા!

ત્યાગની સાથે પ્રેમનો એવો ભારે સંબંધ છે — એવો સંબંધ કે કોણ પહેલો ને કોણ પછી એ નક્કી કરવું જ મુશ્કેલ થઈ પડે પ્રેમ વિના ત્યાગ સત્ય બનતો નથી અને વળી ત્યાગ વિના પ્રેમ સત્ય બની શકતો નથી જે આપણી પાસેથી પ્રયોજનના તગાદાથી અથવા અત્યાચારના મારથી છીનવી લેવામાં આવે છે તે તો ત્યાગ જ નથી — આપણે પ્રેમથી જે આપીએ છીએ તે સંપૂર્ણ આપીએ છીએ, તેમાંનું કશું જ રાખતા નથી તે આપવામાં જ દાનની સાર્થકતા માનીએ છીએ પરંતુ આ જે પ્રેમ એ પણ ત્યાગની સાધનામાં જ છેવટે આપણી આગળ પૂર્ણ થઈને પ્રગટ થાય છે જે માણસ આખો વખત કેવળ પોતા તરફ જ તાણ્યા કરે છે, પોતાના અહંકારને જે વિજયી બનાવવામાં મંડ્યો રહે છે, તે સ્વાર્થપર દાંભિક માણસના મનમાં પ્રેમનો ઉદય થતો નથી — પ્રેમનો સૂર્ય એકદમ ધુમ્મસથી ઢંકાઈ જાય છે

સ્વાર્થનું બંધન છોડવું પડશે, અહંકારનો નાગપાશ છોડવો પડશે, જે સદા ભેગું કરવા ખાતર જ જીવન ખરચ્યું છે, તેનો રોજ રોજ ત્યાગ કરવા બેસવું પડશે, ત્યાગ ઉત્તરોત્તર સહજ થતો આવે, પોતા તરફની તાણ રોજ રોજ હળવી થતી આવે એમ કરવું પડશે. એટલું થતાં જ જેને મુક્તિ કહે છે તે શું મળશે? હા, મુક્તિ મળશે. મુક્તિ મળવાથી શું મળશે? મુક્તિનું જે ચરમ લક્ષ્ય તે પ્રેમ મળશે.

પ્રેમ કોણ છે? તે જ પ્રેમ, જેણે કાંઈ પણ પ્રયોજન ન હોવા છતાં આપણે માટે સમસ્તનો ત્યાગ કર્યો છે, તે જ પ્રેમસ્વરૂપ છે, તે પોતાની શક્તિનું વિશ્વબ્રહ્માંડ મારફતે હંમેશા આપણે માટે ઉત્સર્જન (અર્પણ) કરે છે — આખી સૃષ્ટિ જ તેણે કરેલું દાન છે. आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते — આનંદમાંથી જ આ જે કંઈ છે તે બધું સર્જાય છે, બેજે બેજે કશું જ થતું નથી — તે સ્વયંભૂ સ્વઉત્સારિત પ્રેમ જ આખી સૃષ્ટિના મૂળમાં રહેલો છે.

એ પ્રેમસ્વરૂપની સાથે આપણો પૂરેપૂરો યોગ થતાં જ આપણી બધી ઇચ્છા પૂર્ણપણે ચરિતાર્થ થશે. સંપૂર્ણ થવું હશે તો જેની સાથે યોગ સાધવાનો છે તેના જેવા થવું પડશે. પ્રેમની સાથે પ્રેમ દ્વારા જ યોગ થઈ શકશે.

પણ પ્રેમ તો મુક્ત છે, તે તો સ્વાધીન છે. દાસત્વ અને પ્રેમમાં બીજો કોઈ તફાવત જ નથી — ફક્ત દાસત્વ બદ્ધ છે અને પ્રેમ મુક્ત છે. પ્રેમ પોતામાં જ આત્યંતિક રીતે પ્રતિષ્ઠિત છે, તે પોતાના કરતાં ઉપરના બીજા કોઈની પાસે કોઈ પણ બાબતમાં કશો ખુલાસો કરતો નથી.

આથી કરીને પ્રેમસ્વરૂપની સાથે મળવા માટે આપણે સંપૂર્ણ સ્વાધીન થવું પડશે. સ્વાધીન થયા વગર સ્વાધીનની સાથે આદાન-પ્રદાન થઈ શકતું નથી. તેની સાથે આપણી એ સમજૂતી થઈ ગયેલી છે, તેણે આપણને કહી રાખેલું છે કે તમે મુક્ત થઈને મારી પાસે આવજો

જે વ્યક્તિ દાસ છે તેને માટે મારો આમ દરબાર ખુલ્લો છે એ ખરુ, પણ તે મારા ખાસ દરબારમા દાખલ નહિ થઈ શકે

કોઈ કોઈ વાર મનની અધીરાઈને લીધે આપણે તેના તે ખાસ દરબાર આગળ દોડી જઈએ છીએ, પરંતુ દરવાન વારવાર આપણને પાછા કાઢે છે કહે છે, — તમારુ આમત્રણપત્ર ક્યાં છે? શોધવા જઈએ છીએ તો માલૂમ પડે છે કે આપણી પાસે જે કેટલાક આમત્રણો છે તેમા ધનનુ આમત્રણ છે, યશનું આમત્રણ છે, અમૃતનુ આમત્રણ નથી વારવાર પાછા આવવુ પડ્યુ — વારવાર

ટિકિટ તપાસનારને છેતરી શકાય એમ નથી, આપણે પૈસા આપીને જે સ્ટેશનની ટિકિટ ખરીદી છે, તે સ્ટેશને જ આપણે ઊતરવુ પડશે આપણી લાબા સમયની સાધના અને બહુ દુ ખ વેઠીને કરેલા સચય વડે આ સસાર લાઈનના જ જુદા જુદા સ્ટેશનોની ટિકિટ ખરીદી છે, બીજી લાઈન ઉપર તે નહિ ચાલે અત્યારથી હવે રોજ રોજ બીજી લાઈનનુ ધન ભેગુ કરવુ પડશે અત્યારથી હવે જે કંઈ ભેગુ કરીએ કે જે કઈ ત્યાગ કરીએ તે કેવળ તે પ્રેમને માટે

## ૧૦

## સામજસ્ય

૨૯મી અગ્રહાયણ, ૧૩૧૫

આપણે બીજી કોઈ ચરમ વાત જાણીએ કે ન જાણીએ, આપણા અતરમાથી એક વાત આપણે સમજી લીધી છે તે એ કે એકમાત્ર પ્રેમમા જ બધા દ્વન્દ્વો એકસાથે ભેગા મળીને રહી શકે છે દ્વીનમા એઓ કાપાકાપી કરે છે, કર્મમા તેઓ મારામારી કરે છે, કેમે કર્યા હળીમળીને રહેતા નથી, પણ પ્રેમમા બધા ઝઘડા મટી જાય છે

તર્કક્ષેત્રમા અને કર્મક્ષેત્રમા જેઓ દિતિપુત્ર અને અદિતિપુત્રની જેમ પરસ્પરનો બિલકુલ વિનાશ કરવાને જ સદા ઉદ્યત હોય છે, તેઓ પ્રેમમા સગા ભાઈ જેવા છે.

તર્કના ક્ષેત્રમા દ્વૈત અને અદ્વૈત પરસ્પરના અત્યત વિરોધી છે — 'હા' જેમ 'ના'ને કાપે છે, 'ના' જેમ 'હા'ને કાપે છે, તેવા તેઓ વિરોધી છે પરતુ પ્રેમના ક્ષેત્રમા દ્વૈત અને અદ્વૈત બરાબર એક જ સ્થાને રહે છે પ્રેમમા એકી વખતે બે હોવુ પણ જરૂરી છે, એક હોવુ પણ જરૂરી છે આ બે મોટા વિરોધીઓમાના કોઈને પણ બાદ રાખ્યે ન ચાલે — વળી તેઓ વિરુદ્ધરૂપે રહે તોપણ ન ચાલે જે વિરુદ્ધ છે તેણે અવિરુદ્ધ થઈને રહેવુ પડે એવી એક આશ્ચર્યકારક ઘટના કેવળ પ્રેમમા જ બને છે એટલા માટે જ, હુ શા માટે બીજાને ખાતર પોતાને અર્પી દેવા માગુ છુ એ મારા પોતાના અતરનુ રહસ્ય હુ ઊડો ઊતરીને સમજી શકતો નથી, પણ સ્વાર્થ શી વસ્તુ છે એ સમજવામા લગારે મુશ્કેલી પડતી નથી

• ભગવાન પ્રેમસ્વરૂપ છે ને, એટલે તેમણે એકના બે કર્યા છે અને બેના એક કર્યા છે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે બે જેમ સત્ય છે તેમ એક પણ સત્ય છે આ અદ્ભુત ઘટનાનો કઈ તર્ક દ્વારા પાર પામી શકાતો નથી, કારણ, એ પ્રેમનુ કાર્ય છે

ઉપનિષદમા, એટલા માટે જ, ઈશ્વર સબધે સદા વિરુદ્ધ શબ્દો જ જોવા મળે છે य एकोऽवर्णो बहुधाशक्तियोगात् वर्णाननेकान्निहितार्थो दधाति। તે એક છે, તેને કોઈ વર્ણ નથી, તેમ છતા બહુ શક્તિ વડે તે જાતિહીન એક, અનેક જાતિના ગભીર પ્રયોજનો સર્જે છે જે એક છે તે વળી ક્યાથી અનેકના પ્રયોજનો સરજવા જતો હશે? તે પ્રેમસ્વરૂપ ખરો ને, એટલે એક હોવામાત્રથી તેનો આનદ નથી, અનેકનુ સર્જન કરે ત્યારે જ તે સાર્થક થાય છે

स पर्यगात् शुक्र વળી તે व्यदधात् शाश्वतीभ्य समाभ्य — અર્થાત્

અનન્ત દેશમા તે સ્તબ્ધભાવે વ્યાપ્ત થઈને રહેલો છે, વળી અનન્ત કાળમા તે સર્જે છે, કામ કરે છે એની સાથે તે સ્થિતિ પણ છે અને ગતિ પણ છે

આપણી પ્રકૃતિમા પણ આ સ્થિતિ અને ગતિનુ સામંજસ્ય આપણે એક જ જગ્યાએ જોવા પામીએ છીએ, અને તે પ્રેમમા આ ચંચળ સંસારમા જ્યા આપણો પ્રેમ હોય છે ત્યા જ માત્ર આપણા ચિત્તની સ્થિતિ હોય છે — બીજા બધાને આપણે સ્પર્શીને ચાલ્યા જઈએ છીએ પકડીએ છીએ અને છોડી દઈએ છીએ, પણ જ્યા આપણો પ્રેમ હોય છે ત્યા આપણું મન સ્થિર થાય છે તેમ છતા ત્યા જ તેની ક્રિયા પણ વિશેષ હોય છે ત્યા જ આપણુ મન સૌથી વધુ ગતિશીલ હોય છે પ્રેમ જ જ્યા સ્થિર કરે છે ત્યા અસ્થિર પણ કરે છે પ્રેમમા જ સ્થિતિ અને ગતિ એક નામે રહે છે

કર્મના ક્ષેત્રમા ત્યાગ અને લાભ જુદી જુદી શ્રેણીમા પડે છે — તેઓ વિરુદ્ધ કોટિના ગણાય છે પણ પ્રેમમા તો ત્યાગ અને લાભ એક જ હોય છે જેના ઉપર આપણે પ્રેમ રાખીએ છીએ તેને જે આપીએ છીએ તે આપવુ એ જ લાભ આનંદના હિસાબના ચોપડામા જમા અને ખરચ એક બાજુએ ખતવાય છે — તેમા આપવુ અને પામવુ એક જ છે ભગવાને પણ સૃષ્ટિમા આ જે આનંદનો યજ્ઞ આ જે આનંદનો મેળો માંડ્યો છે એમા એઓ પોતાને આપીને પોતે જ પામે છે આ આપવા પામવાને મિનકુન એક કરી નાખવુ એનુ નામ જ પ્રેમ

દર્શનશાસ્ત્રમા એક ભારે મોટી ચર્ચાનો વિષય છે કે ઈશ્વર પુરુષ છે કે અપુરુષ સગુણ છે કે નિર્ગુણ personal છે કે imperso nal? પ્રેમમા 'હા' અને 'ના' ભેગા રહેલા છે પ્રેમની એક કોટિ સગુણ છે બીજી કોટિ નિર્ગુણ છે તેની એક બાજુ કહે છે — 'હું છું' બીજી બાજુ કહે છે — 'હું નથી' 'હું' ન હોય તો પ્રેમ ન

સંભવે, 'હું' ન છૂટે તોયે પ્રેમ ન સંભવે. એટલા માટે ભગવાન સગુણ કે નિર્ગુણ એ બધી ચર્ચા કેવળ તર્કના ક્ષેત્રમાં જ ચાલે, એ તર્ક તેને સ્પર્શી પણ શકતો નથી.

પાશ્ચાત્ય શાસ્ત્ર કહે છે કે આપણી ઉન્નતિને અંત નથી — આપણે ઉત્તરોત્તર તેની (ઈશ્વરની) દિશામા જઈએ છીએ, પણ કોઈ પણ કાળે તેની પાસે પહોચતા નથી. આપણા ઉપનિષદ્ કહે છે કે આપણે તેની પાસે જઈ પણ શકતા નથી અને વળી તેની પાસે જઈ પણ શકીએ છીએ, તેને પામતા પણ નથી અને પામીએ પણ છીએ. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह — आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन। આવી અત્યત વિરુદ્ધ વાત એક જ શ્લોકના બે ચરણમા આટલી સ્પષ્ટ રીતે બીજે કયાય સાભળવામા આવી નથી માત્ર વાણી જ પાછી ફરતી નથી, મન પણ તેને પામ્યા વગર પાછું આવે છે — આ એકદમ ચોખ્ખો જવાબ છે તેમ છતા તે બ્રહ્મના આનદને જેણે જાણ્યો છે તે બીજા કશાથી ડરતો નથી એનો અર્થ એ થયો કે જેને બિનકુલ જ જાણી શકાતો નથી તેને એવો જાણી શકાય છે કે પછી બીજા કશાનો જ ભય રહેતો નથી એ જ્ઞાન શાનુ જ્ઞાન છે? આનદનુ જ્ઞાન છે, પ્રેમનું જ્ઞાન છે એ બધા અજ્ઞાનને ઉલ્લઘી જઈને મેળવેલુ જ્ઞાન છે એક પ્રેમમા જ અજ્ઞાનની સાથે જ્ઞાનનો આત્યંતિક વિરોધ નથી સ્ત્રી પોતાના સ્વામીને જ્ઞાનના પરિચય દ્વારા બધી બાજુથી પૂરેપૂરો નયે જાણી શકે, પરંતુ પ્રેમના પરિચય દ્વારા આનદના પરિચય દ્વારા એવો જાણી શકે છે કે કોઈ જ્ઞાની તેવો જાણી શકતો નથી પ્રેમના ભીતરનુ આ એક અદ્ભુત રહસ્ય છે કે જ્યા એક દૃષ્ટિએ કશું જ જાણતા નથી ત્યાં બીજી દૃષ્ટિએ સંપૂર્ણપણે જાણીએ છીએ. પ્રેમમા જ અસીમ સીમામાં પકડાય છે અને સીમા અસીમને આલિંગન કરે છે — તર્ક દ્વારા એનો કોઈ ખુલાસો કરી શકાય એમ નથી.

ધર્મશાસ્ત્રમાં તો આપણે જોઈએ છીએ કે મુક્તિ અને બંધન એવા પરસ્પર વિરુદ્ધ છે કે કોઈ કોઈની આબરૂની શરમ રાખતું નથી. બંધનનો નિ:શેષ નાશ કરીને મુક્તિ મેળવવી પડે છે એવો આપણને ઉપદેશ કરવામાં આવે છે. સ્વાધીનતા એ એક અંતિમ કોટિની વસ્તુ છે એવો સંસ્કાર પાશ્ચાત્ય શાસ્ત્રે પણ આપણા મનમાં બદ્ધમૂલ કરેલો છે. પરંતુ એક ક્ષેત્ર એવું છે જ્યાં અધીનતા અને સ્વાધીનતા બરાબર સરખું ગૌરવ ભોગવે છે, એ વાત આપણને ભૂલે પાલવે એમ નથી. એ ક્ષેત્ર તે પ્રેમનું. ત્યાં અધીનતા સ્વાધીનતા આગળ એક વાળપૂર પણ માથું નીચું નમાવતી નથી. પ્રેમ જ સંપૂર્ણ સ્વાધીન છે અને પ્રેમ જ સંપૂર્ણ અધીન છે.

ઈશ્વર કંઈ કેવળ મુક્ત જ નથી. તેમ જો હોત તો તો તે બિલકુલ નિષ્ક્રિય હોત. પણ તેણે પોતાની જાતને બાંધેલી છે. જો ન બાંધી હોત તો સૃષ્ટિ જ ન હોત અને સૃષ્ટિમાં કોઈ નિયમ કોઈ તાત્પર્ય જ જોવામાં ન આવત. તેનું જે આનંદરૂપ છે, જે રૂપે તે પ્રકટ થાય છે તે તો તેનું આ બંધનનું રૂપ છે. એ બંધનમાં જ તે આપણને પોતાનો લાગે છે. આપણને સુંદર લાગે છે. એ બંધન તેનું આપણી સાથેનું પ્રેમનું બંધન છે. એ તેણે પોતે સ્વીકારી લીધેલા સ્વાધીન બંધનમાં જ તે આપણો સખા છે, આપણો પિતા છે. એ બંધનમાં જો તેણે પોતાની જાતને બંધાવા ન દીધી હોત તો કહી ન શકત કે स एव बन्धुर्जनिता स विधाता. તે જ બંધુ, તે જ પિતા, તે જ વિધાતા છે. આવી મોટી એક આશ્ચર્યમય વાત માણસના મુખમાંથી નીકળી જ ન શકત. મોટી વાત કઈ? ઈશ્વર શુદ્ધ બુદ્ધ મુક્ત છે એ? કે તે આપણી સાથે પિતાના, સખાના, પતિના સંબંધથી બંધાયેલો છે, એ? બંને સરખી જ મોટી વાત છે. અધીનતાને અત્યંત હલકી ગણી ગણીને તેને વિશે આપણા મનમાં એક પ્રકારનો હીન સંસ્કાર બંધાઈ ગયો છે. એ જાતના અંધ સંસ્કાર

બીજા પણ આપણામાં અનેક છે. જેમ કે આપણે જે નાનું હોય છે તેને તુચ્છ માનીએ છીએ, મોટું હોય છે તેને જ મહાન માનીએ છીએ — કેમ જાણે ગણિતશાસ્ત્ર દ્વારા કોઈને મહત્ત્વ આપી શકાતું ન હોય! એ જ રીતે આપણે સીમાને ગાળ દેતા હોઈએ છીએ — કેમ જાણે સીમા એ શી વસ્તુ છે, એ આપણે જાણતા ન હોઈએ! સીમા એ એક પરમ આશ્ચર્યમય રહસ્ય છે. એ સીમા જ તો અસીમને પ્રગટ કરે છે. એ કેવી અનિર્વચનીય છે! એનું રૂપ, એના ગુણ, એનો વિકાસ કેવો આશ્ચર્યમય છે! એક રૂપમાંથી બીજું રૂપ, એક ગુણમાંથી બીજો ગુણ, એક શક્તિમાંથી બીજી શક્તિ — એનો નાશ ક્યાં છે? એની સીમા ક્યાં છે? સીમા જે કલ્પનાતીત વૈચિત્ર્યમાં, જે અપાર બાહુલ્યમાં, જે અનંત પરિવર્તન-પરંપરામાં પ્રગટ થાય છે, તેની અવજ્ઞા કરી શકે એવી કોની શક્તિ છે? ખરું જોતાં, આપણે પોતાની ભાષાની જ પોતે અવજ્ઞા કરીએ છીએ, સીમાની અવજ્ઞા કરવા જેટલો અધિકાર આપણને છે જ નહિ. અસીમ કરતા સીમા કોઈ પણ અંશે ઓછી આશ્ચર્યમય નથી, અવ્યક્ત કરતાં વ્યક્ત કોઈ પણ રીતે અશ્રદ્ધેય નથી.

સ્વાધીનતા અને અધીનતા સંબંધે પણ આપણે શબ્દની રમત કરીએ છીએ અધીનતા પણ સ્વાધીનતાની જોડે જ એક આસન ઉપર બેસીને રાજ્ય કરે છે, એ વાત આપણે ભૂલી જઈએ છીએ. આપણે કેવળ સ્વાધીનતા જ ઇચ્છીએ છીએ એમ નથી. અધીનતા પણ આપણે ઇચ્છીએ છીએ. જે ઇચ્છામાં આપણા અંતરની આ બંને ઇચ્છાઓનું પૂરેપૂરું સામંજસ્ય થઈ જાય છે, તે ઇચ્છા પ્રેમની ઇચ્છા છે. બંધનનો સ્વીકાર કરીને બંધનને વટી જવું એ પ્રેમનું કામ છે. પ્રેમ જેટલો સ્વાધીન છે તેટલું સ્વાધીન બીજું કોઈ નથી. વળી, પ્રેમની જે અધીનતા છે, તેના જેવી મોટી અધીનતા જગતમાં ક્યાં છે?

અધીનતા એ કેવી મહિમાન્વિત વસ્તુ છે તે આપણને વૈષ્ણવ ધર્મે બતાવ્યું છે. અદ્ભુત હિંમતપૂર્વક અસંકોચપણે તેણે કહ્યું છે કે ભગવાને જીવની આગળ પોતાને બાંધી રાખ્યો છે — એ પરમ ગૌરવની ઉપર જ જીવનું અસ્તિત્વ છે. આપણું પરમ અભિમાન એ છે કે ઈશ્વર આપણા વગર રહી શક્યો નથી, તેણે આ બંધન સ્વીકાર્યું છે, નહિ તો આપણું અસ્તિત્વ જ શી રીતે હોય?

મા જેમ સંતાનની અને પ્રણયી જેમ પ્રણયીની સેવા કરે છે, તેમ તે આખું વિશ્વ વ્યાપીને આપણી સેવા કરે છે. તેણે પોતે સેવક બનીને સેવા નામની વસ્તુને અપાર માહાત્મ્ય અર્પ્યું છે. પોતાના વિશાળ જગત વડે તે પુષ્કળ ધામધૂમ કરી શકે એમ હતું, તેમ છતાં આપણું મન રીઝવવાને આટઆટલા પ્રયત્ન શાને? નાનાવિધ યુક્તિથી નાનાવિધ કલા દ્વારા વિશ્વની સાથે આપણા આટલા અસંખ્ય સારું લગાડનારા સંબંધો શા માટે બાંધી આપે છે? સારું લગાડનારા એ બિનજરૂરી આયોજનનો કંઈ પાર છે? તે જુદી જુદી દિશાએ થઈને વારંવાર કહે છે, તને હું મારો આનંદ આપું છું, તારો આનંદ તું મને આપ. તેણે પોતાને ચારે ઓર સીમાના અપૂર્વ છંદથી બાંધ્યો છે, નહિ તો પ્રેમનું ગીતિકાવ્ય પ્રગટ જ ન થાય ને!

એ પ્રેમસ્વરૂપની સાથે આપણા પ્રેમનો જ્યાં જ્યાં બરાબર મેળ ખાતો નથી ત્યાં ત્યાં આખા જગતમાં તે બેસૂર બની જાય છે. ત્યાં ત્યાં એટલાં બધાં દુઃખો પેદા થાય છે કે કંઈ કહેવાની વાત નહિ — આંસુ વહ્યાં જ જાય છે. હે પ્રેમિક, તું પ્રેમ જોરજબરીએ ખૂંચવી લેવા ચાહતો નથી. તું મન હરીને લેવા માગે છે — એક દિવસ મન અને પ્રાણપૂર્વક રડાવી રડાવીને ત્યાર પછી તારા પ્રેમનું ઋણ ચુકવાવશે. એટલે આટલું મોડું થાય છે, એટલે જ તો સાંજ પડી ગઈ તોયે મારા અભિસારની તૈયારી પૂરી ન થઈ.

## ૧૧
## શું જોઈએ ?

૩૦મી અગ્રહાયણ, ૧૩૧૫

આપણે રોજ રોજ આપણી ઉપાસનામાથી શુ ફળ માગ્યું હતુ ? આપણે માગી હતી શાન્તિ આપણે ધાર્યું હતુ કે આ ઉપાસના વનસ્પતિની પેઠે આપણને છાયા આપશે, રોજ રોજ સસારના તાપમાથી આપણુ રક્ષણ કરશે.

પરંતુ શાન્તિ માગીએ એટલે શાન્તિ મળી જતી નથી તેના કરતાં બીજું ઘણુ વધારે ન માગીએ તો શાન્તિની પ્રાર્થના પણ નિષ્ફળ જાય છે

તાવનો દરદી કાયર થઈને કહે છે કે મારી આ જ્વાળા શમી જાઓ, કદાચ પાણીમા ઝપલાવી પણ પડે પણ તેથી જે કઈ શાન્તિ થાય છે તે કંઈ સ્થાયી રહેતી નથી — એટલુ જ નહિ, કદાચ તેનાથી તાવ વધી પણ જાય દરદી જો શાન્તિ માગે, સ્વાસ્થ્ય ન માગે તો — શાન્તિ પણ પામતો નથી, સ્વાસ્થ્ય પણ પામતો નથી.

આપણને પણ શાન્તિથી નહિ ચાલે, પ્રેમ જોઈએ ઊલટુ મને એ જે સહેજ શાન્તિ લાગે છે, થોડી વારને માટે એક પ્રકારની સ્નિગ્ધતાનું આવરણ આપણા ઉપર આવી પડે છે, તે આપણને ભુલાવામા નાખે છે, — આપણે મનમાં નિશ્ચિત થઈને કહીએ છીએ કે અમારી ઉપાસના સાર્થક થઈ— પરતુ ભીતરમા સાર્થકતા જોવામાં આવતી નથી

કારણ કે આપણે જોઈએ છીએ કે વ્યાધિ જતો નથી આખો દિવસ જુદી જુદી ઘટનાઓમાં આપણે જોવા પામીએ છીએ કે સંસારની સાથેનો આપણો સંબંધ સહજ થયો નથી દરદીની સાથે તેની બહારની

પ્રકૃતિનો સંબંધ જેવો હોય છે તેવો બની ગયો છે બહાર જ્યારે સામાન્ય ઠંડી હોય છે ત્યારે દર્દીના દેહમાં અસહ્ય ઠંડી હોય છે બહારનો સ્પર્શ જ્યારે અત્યંત મૃદુ હોય છે ત્યારે રોગીના દેહમાં દુઃસહ વેદના હોય છે। આપણી પણ એ જ દશા હોય છે બહારની સાથેના વ્યવહારમાં આપણે વજન બરાબર સાચવી શકતા નથી નાની વાત ખૂબ મોટી લાગે છે નાનો બનાવ અત્યંત ભારે બની જાય છે

ભાર ક્યારે વધી જાય? જ્યારે કેન્દ્ર તરફનું આકર્ષણ વધી જાય ત્યારે પૃથ્વી ઉપર જે હલકી વસ્તુ આપણે સહેલાઈથી ઉપાડીએ છીએ તે જ વસ્તુ જો આપણે બૃહસ્પતિ ગ્રહ ઉપર લઈએ તો આપણા હાડકાંના ચૂરેચૂરા કરી નાખે કારણ ત્યાં આ કેન્દ્ર તરફનું આકર્ષણ પૃથ્વી કરતાં અનેકગણું વધારે છે એ જ રીતે આપણે જોઈએ છીએ કે આપણા પોતાના કેન્દ્ર તરફનું ખેંચાણ ખૂબ વધારે છે — આપણો સ્વાર્થ ભીતર તરફ જ ખેંચે છે આ અહંભાવ ભીતર તરફ જ ખેંચે છે એટલા માટે જ બધી વસ્તુઓ અત્યંત ભારી બની જાય છે — જે તુચ્છ છે તે કેવળ મારા એ ભીતરના ખેંચાણને જોરે જ મને આખો વખત બોલાવ્યા કરે છે — બધી વસ્તુએ મને જ જકડીને પકડ્યો છે — બધી જ વાતો મને હસેના મારે છે — ક્ષણભરની શાંતિ દ્વારા એને ભૂલી જવાથી મને લાભ શો?

એ ખેંચાણ હલકું ક્યારે થાય? પ્રેમ પ્રગટે ત્યારે કારણ ત્યારે એ ખેંચાણ બહારની દિશામાં જાય છે આપણા જીવનમાં અનેકવાર આપણને એનો અનુભવ થયો છે જે દિવસે પ્રણયીની સાથે આપણો પ્રણય વિશેષ ભાવે સાર્થક થયો હોય છે તે દિવસે આકાશનો પ્રકાશ ઉજ્જવળ અને વનની શ્યામનતા વધુ શ્યામનતર લાગે છે એટલું જ નહિ તે દિવસે આપણા સંસારના ગુરુત્વાકર્ષણનું ખેંચાણ એકદમ હળવું થઈ ગયું હોય છે બીજે દિવસે ભિખારીને જ્યાં માત્ર એક પૈસો આપીએ ત્યાં તે દિવસે તેને આઠ આના આપી દઈએ છીએ અર્થાત્ બીજે

દિવસે એક પૈસાનો જે ભાર હતો તેટલો જ ભાર આજે બત્રીસ પૈસાનો થાય છે. બીજે દિવસે જે કામથી હેરાન હેરાન થઈ જાત તે કામથી આજે થાક લાગતો નથી — એકાએક કામ હળવું થઈ ગયું છે. પૈસો તો પહેલાના જેવો જ પૈસો છે, કામ તો પહેલાના જેવું જ કામ છે, માત્ર તેનું વજન ઓછું થઈ ગયું છે, કારણ કે આજે ખેચાણ મારા પોતાના કેન્દ્ર તરફ નથી, કારણ પ્રેમે મને બહારની તરફ ખેચીને એકદમ એક ક્ષણમા આખા જગતનો ભાર ઉતારી નાખ્યો છે.

આપણી સાધના ગમે તેની હોય, આપણો સસાર જો તેની સાથે સાથે હલકો ન થતો રહે તો સમજવુ કે સાધના બરાબર ચાલતી નથી. જો એમ માલૂમ પડે કે રૂપિયાનુ વજન પહેલાના જેવુ જ ભયકર છે, સાધનસામગ્રીનો ભાર પહેલાની માફક જ મને દબાની રહ્યો છે, તેમાથી એકાદ નાની નજીવી વસ્તુને પણ ફેકી દેવા જેટલી મારામા શક્તિ નથી, જો એવુ માલૂમ પડે કે કામ જેટલુ મોટુ હોય તેના કરતા તેનો બોજો અનેકગણો વધારે લાગતો હોય તો સમજવુ કે પ્રેમ જાગ્યો નથી — આપણા લગ્નમડપમા વર આવ્યો નથી

તો પછી માત્ર પેલી શાન્તિથી શુ વળશે ? એ આપણને સાચી વસ્તુથી વચિત રાખી થોડાથી સતુષ્ટ કરી રાખશે પ્રેમમા કેવળ શાન્તિ જ નહિ અશાન્તિ પણ હોય છે, જુવાળના પાણીની પેઠે તેમા કેવળ પૂર્ણતા જ હોય છે એમ નહિ, તેની પેઠે તેમા ગતિવેગ પણ હોય છે, — તે આપણને ભરી દઈને બેસાડી નહિ રાખે, તે આપણને ઓટની દિશા તરફથી મો ફેરવી ઊલટી દિશામા ખેચી ખેચીને લઈ જશે — પછી આ અચલ સસારને આખો વખત દોરડાં વડે ખેચવાની અને વાંસ વડે ધક્કા મારવાની મહેનત કરવી નહિ પડે — તે ઝપાટાભેર તણાવા લાગશે !

જ્યાં સુધી એ પ્રેમનું ખેંચાણ ન લાગે ત્યાં સુધી શાન્તિ કશા કામની નથી — ત્યાં સુધી અશાન્તિનો અનુભવ થતો રહે એ જ સારું છે ત્યાં સુધી રોજ રાતે વેદના સાથે જ સૂઈએ અને વેદના સાથે જ સવારે ઊઠીએ એ સારું છે અમને તું અશ્રુમાં વહાવી દે, શાન્ત રહેવા ન દે.

દરરોજ સવારે જ્યારે અંધકારના દ્વાર ઊઘડી જાય ત્યારે અમે તને મિલનને સામે ઊભેલો જોઈએ સુખનો દિવસ હોય કે દુઃખનો દિવસ હોય કે આપત્તિનો દિવસ હોય તારી સાથે મારું મિલન થયું, બસ, હવે મને કશી ચિંતા નથી, આજે હવે હું બધું જ સહી શકીશ જ્યારે પ્રેમ નથી હોતો, ત્યારે જ હે સખા, અમે શાન્તિને માટે પ્રાર્થના કરીએ છીએ ત્યારે અલ્પ પણથી ગમે તેવા આઘાત સહી શકતા નથી પરંતુ જ્યારે પ્રેમનો અભ્યુદય થાય છે, ત્યારે જે દુઃખમાં, જે અશાન્તિમાં તે પ્રેમની કસોટી થાય તે દુઃખને તે અશાન્તિને પણ માથે ચડાવી શકીએ છીએ હે બંધુ ઉપાસના સમયે હવે હું શાન્તિ નહિ માગું, હું કેવળ પ્રેમ માગીશ પ્રેમ શાન્તિરૂપે આવશે અશાન્તિરૂપે પણ આવશે તે ગમે તે વેશે આવે, તેના મુખ તરફ જોઈને હું કહી શકું કે તને હું ઓળખું છું, બંધુ તને હું ઓળખું છું — એવી શક્તિ મને મળો

## ૧૨
## પ્રાર્થના

૩૦ પોષ, ૧૩૧૫

ઉપનિષદ ભારતવર્ષનું બ્રહ્મજ્ઞાનનું મહાવૃક્ષ છે એ કેવળ સુંદર શ્યામલ છાયામય છે એટલું જ નહિ, એ મોટું છે અને એ કારણ છે

એમા કેવળ સિદ્ધિનુ પ્રાચુર્ય પ્રતિત થયેલુ છે એમ નહિ, એમા તપસ્યાની કઠોરતા ઊર્ધ્વગામી થઈને રહેલી છે તે અભ્રભેદી સુદઢ અમરતાની વચમા એક મધુર ફૂલ ફૂટેલુ છે—તેની સુવાસ આપણને વ્યાકુળ બનાવી દે છે તે છે પેલો મૈત્રેયીની પ્રાર્થનાનો મત્ર.

યાજ્ઞવલ્ક્ય જ્યારે ગૃહત્યાગ કરતી વખતે પોતાની બને પત્નીઓને પોતાની બધી સપત્તિ આપી જવાને તૈયાર થયા ત્યારે મૈત્રેયીએ પૂછ્યુ, 'વારુ, કહો તો ખરા કે આ બધાથી હુ અમર થઈશ?' યાજ્ઞવલ્ક્યે કહ્યુ, 'ના અમર તો તુ નહિ થાય, પણ સાધનસામગ્રીવાળાનુ જીવન જેવુ હોય છે તેવુ તારુ જીવન થશે સસારીઓ જેવી રીતે પોતાના ઘરબાર, ઢોરઢાખર, આહારવસ્ત્ર વગેરેથી સુખમા દિવસ કાઢે છે, તમે પણ તેવી રીતે દિવસ ગુજારી શકશો'

ત્યારે મૈત્રેયી એક ક્ષણમા બોલી ઊઠી — "येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्। જેનાથી હુ અમૃત ન થાઉ તે લઈને હુ શુ કરુ!" આ કઠોર જ્ઞાનના વચન નથી—તેણે કઈ ચિતન દ્વારા, ધ્યાન દ્વારા કયુ નિત્ય, કયુ અનિત્ય એનો વિવેક કરીને આ વચન ઉચ્ચાર્યા નહોતા—તેના મનમા એક કસોટી હતી જેના ઉપર સસારની બધી વસ્તુઓને એક વાર કસી જોઈને તે બોલી ઊઠી— "મારે જે જોઈએ છે તે આ નથી!"

ઉપનિષદમા બધા પુરુષ ઋષિઓની જ્ઞાનગભીર વાણીની વચમા એકમાત્ર સ્ત્રીકઠનુ આ એકમાત્ર વ્યાકુળ વચન ગાજી ઊઠ્યુ છે અને એ ધ્વનિ વિલીન થઈ ગયો નથી—એ ધ્વનિએ તેમના મેઘમદ્ર શાન્ત સ્વરની વચમા એક અપૂર્વ અશ્રુપૂર્ણ માધુર્ય જાગતુ રાખ્યુ છે માણસમા જે પુરુષ વસે છે તેના દર્શન ઉપનિષદમા ઠેકઠેકાણે જુદે જુદે ભાવે આપણને થયા હતા, એવામા અચાનક એક ખૂણામા નજર પડતા જણાય છે કે માણસમા જે નારી વસે છે તે પણ ઉપનિષદમા સૌદર્ય ફેલાવતી ઊભી છે

આપણી અંતર પ્રકૃતિમાં એક નારી રહેલી છે આપણે આપણો સઘળો સંચય તેની આગળ ધરી દઈએ છીએ આપણે ધન લાવીને કહીએ છીએ — આ લે, ખ્યાતિ લાવીને કહીએ છીએ — આને તું સંઘરી રાખ આપણામાં રહેલો પુરુષ આખું જીવન હાડતૂટ પરિશ્રમ કરીને કેટકેટલી દિશાઓમાંથી શું શું લઈ આવે છે તેનો કંઈ પાર નથી સ્ત્રીને કહે છે — આના વડે તું ઘર માંડ, સારી રીતે વ્યવસ્થિત પણે ઘર ચલાવ, આનાથી તું સુખમાં રહે આપણા અંતરમાંની તપસ્વિની હજી સ્પષ્ટપણે કહી શકતી નથી કે આ બધું મારે કામનું નથી તેને એમ લાગે છે કે હું જે માગતી હતી તે કદાચ આ જ હશે એમ છતાં એ બધું લીધા છતાં તેને એમ થતું નથી કે બધું મળી ગયું તેને એવો વિચાર આવે છે કે કદાચ જે પામી છું તેનું પ્રમાણ હજી વધારવું પડશે — રૂપિયા હજી વધારે જોઈએ, ખ્યાતિ હજી વધારે મેળવવી જોઈએ, સત્તા હજી વધાર્યા વિના છૂટકો નથી, પણ એ વધારાનો કોઈ અંત નથી ખરું જોતાં તે અમૃત ઇચ્છે છે અને આ સામગ્રી અમૃત નથી એ વસ્તુ એક દહાડો તેણે સમજવી જ પડશે એક દિવસ એક ક્ષણમાં આખા જીવનના ઢગનો કરેલા સંચયને ઉકરડાની પેઠે એક બાજુ હડસેલી મૂકી તેણે પુકારી ઊઠવું જ પડશે — येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्।

પરંતુ મૈત્રીયીએ જે કહ્યું કે "હું જેનાથી અમૃત ન થાઉં તે લઈને હું શું કરું!" — એનો અર્થ શો? અમર થવું એટલે શું આ પાર્થિવ શરીરને અનંત કાળ સુધી ઉપાડીને ચાલ્યા કરવું? અથવા મૃત્યુ પછી પણ કોઈ પણ રૂપે જન્માંતરે કે અવસ્થાંતરે ટકી રહેવું? મૈત્રીયીએ શરીરની અમરતા ઇચ્છી નહોતી અને આત્માની નિત્યતા વિશે પણ તેને કશી ચિંતા નહોતી એ વાત નક્કી તો પછી તેણે કયા અર્થમાં અમૃત થવા ઇચ્છ્યું હતું?

તેણે એમ કહ્યું હતું કે સંસારમાં આપણે તો સતત એક

વસ્તુમા થઈને બીજીમા જતા હોઈએ છીએ—ક્યાયા જ સ્થિર થઈને રહી શકતા નથી. મારા મનના વિષયો પણ સરી જાય છે, મારુ ચિત્ત જેનુ અવલબન કરે છે, તેને જ્યારે હુ છોડી દઉ છુ ત્યારે તેના પૂરતુ મારુ મૃત્યુ થાય છે એવી રીતે સતત એક મૃત્યુમા થઈને બીજા મૃત્યુમા હુ જાઉ છુ—એ મૃત્યુની પરપરાનો કોઈ અત નથી

આમ છતા મારુ મન એવી કોઈ વસ્તુ ઇચ્છે છે જેમાથી એને ખસવુ ન પડે—જે મળતા એ કહી શકે કે આ સિવાય મારે કઈ વધારે જોઈતુ નથી જે મળતા તેને છોડવા કરવાનો પ્રશ્ન જ ઊભો ન થાય તો જ મૃત્યુના હાથમાથી સપૂર્ણ છુટકારો મેળવી શકાય એવુ કયુ માણસ છે, એવી કઈ વસ્તુ છે જેને વિશે એમ કહી શકાય કે આ મારુ જીવનભરનુ ભાથુ મળી ગયુ—હવે શાની જરૂર નથી

એટલા માટે જ તો સ્વામીએ ત્યજેલી બધી સપત્તિો ઠોકરે મારીને મૈત્રેયી બોલી ઊઠી હતી કે આ બધુ લઈને હુ શુ કરુ? મારે તો અમૃત જોઈએ!'

વારુ, ઠીક સાધનસામગ્રી કઈ અમૃત નથી તો પછી અમૃત શુ છે? આપણે જાણીએ છીએ કે અમૃત શુ છે આ જગતમા તેનો સ્વાદ બિલકુલ જ આપણને મળતો નથી એમ નથી જો એ સ્વાદ ન મળ્યો હોત તો તેને માટે આપણે રડત નહિ આપણે સસારના બધા જ વિષયોમા સતત તેને જ શોધતા ફરીએ છીએ, તેનુ કારણ એ છે કે તે આપણને ક્ષણે ક્ષણે સ્પર્શ કરી જાય છે

મૃત્યુમા આ અમૃતનો સ્પર્શ આપણને ક્યાં મળે છે? જ્યા આપણો પ્રેમ હોય છે ત્યા એ પ્રેમમા જ આપણે અનન્તનો સ્વાદ પામીએ છીએ પ્રેમ જ સીમામા અસીમતાની છાયા પાડી પુરાતનને નવીન બનાવી દે છે, મૃત્યુનો કેમે કર્યો સ્વીકાર કરતો નથી સસારના નાનાવિધ વિષયોમા પ્રેમનો આ જે આભાસ જોવા પામીને આપણે

આપણી અંતર-પ્રકૃતિમાં એક નારી રહેલી છે. આપણે આપણો સઘળો સંચય તેની આગળ ધરી દઈએ છીએ. આપણે ધન લાવીને કહીએ છીએ — આ લે; ખ્યાતિ લાવીને કહીએ છીએ — આને તું સંઘરી રાખ. આપણામાં રહેલો પુરુષ આખું જીવન હાડતૂટ પરિશ્રમ કરીને કેટકેટલી દિશાઓમાંથી શું શું લઈ આવે છે તેનો કંઈ પાર નથી. સ્ત્રીને કહે છે — આના વડે તું ઘર માંડ, સારી રીતે વ્યવસ્થિતપણે ઘર ચલાવ, આનાથી તું સુખમાં રહે. આપણા અંતરમાંની તપસ્વિની હજી સ્પષ્ટપણે કહી શકતી નથી કે આ બધું મારે કામનું નથી. તેને એમ લાગે છે કે હું જે માગતી હતી તે કદાચ આ જ હશે. એમ છતાં એ બધું લીધાં છતાં તેને એમ થતું નથી કે બધું મળી ગયું. તેને એવો વિચાર આવે છે કે કદાચ જે પામી છું તેનું પ્રમાણ હજી વધારવું પડશે — રૂપિયા હજી વધારે જોઈએ, ખ્યાતિ હજી વધારે મેળવવી જોઈએ, સત્તા હજી વધાર્યા વિના છૂટકો નથી, પણ એ વધારાનો કોઈ અંત નથી. ખરું જોતાં તે અમૃત ઇચ્છે છે અને આ સામગ્રી અમૃત નથી એ વસ્તુ એક દહાડો તેણે સમજવી જ પડશે. એક દિવસ એક ક્ષણમાં આખા જીવનના ઢગલો કરેલા સંચયને ઉકરડાની પેઠે એક બાજુ હડસેલી મૂકી તેણે પુકારી ઊઠવું જ પડશે — येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् ।

પરંતુ મૈત્રેયીએ જે કહ્યું કે "હું જેનાથી અમૃત ન થાઉં તે લઈને હું શું કરું!" — એનો અર્થ શો? અમર થવું એટલે શું આ પાર્થિવ શરીરને અનંત કાળ સુધી ઉપાડીને ચાલ્યા કરવું? અથવા મૃત્યુ પછી પણ કોઈ પણ રૂપે જન્માંતરે કે અવસ્થાંતરે ટકી રહેવું? મૈત્રેયીએ શરીરની અમરતા ઇચ્છી નહોતી અને આત્માની નિત્યતા વિશે પણ તેને કશી ચિંતા નહોતી એ વાત નક્કી. તો પછી તેણે કયા અર્થમાં અમૃત થવા ઇચ્છ્યું હતું?

તેણે એમ કહ્યું હતું કે સંસારમાં આપણે તો સતત એક

વસ્તુમાં થઈને બીજીમાં જતા હોઈએ છીએ — કશામાં જ સ્થિર થઈને રહી શકતા નથી. મારા મનના વિષયો પણ સરી જાય છે, મારું ચિત્ત જેનું અવલંબન કરે છે, તેને જ્યારે હું છોડી દઉં છું ત્યારે તેના પૂરતું મારું મૃત્યુ થાય છે. એવી રીતે સતત એક મૃત્યુમા થઈને બીજા મૃત્યુમાં હું જાઉં છું — એ મૃત્યુની પરંપરાનો કોઈ અંત નથી.

આમ છતાં મારું મન એવી કોઈ વસ્તુ ઇચ્છે છે જેમાથી એને ખસવું ન પડે — જે મળતા એ કહી શકે કે આ સિવાય મારે કંઈ વધારે જોઈતું નથી, જે મળતા તેને છોડવા કરવાનો પ્રશ્ન જ ઊભો ન થાય. તો જ મૃત્યુના હાથમાથી સંપૂર્ણ છુટકારો મેળવી શકાય. એવું કયું માણસ છે, એવી કઈ વસ્તુ છે જેને વિશે એમ કહી શકાય કે આ મારુ જીવનભરનું ભાથું મળી ગયું — હવે કશાની જરૂર નથી.

એટલા માટે જ તો સ્વામીએ તજેલી બધી સંપત્તિને ઠોકરે મારીને મૈત્રેયી બોલી ઊઠી હતી કે 'આ બધું લઈને હું શું કરું? મારે તો અમૃત જોઈએ!'

વારુ, ઠીક, સાધનસામગ્રી કંઈ અમૃત નથી, તો પછી અમૃત શું છે? આપણે જાણીએ છીએ કે અમૃત શુ છે. આ જગતમા તેનો સ્વાદ બિલકુલ જ આપણને મળતો નથી એમ નથી. જો એ સ્વાદ ન મળ્યો હોત તો તેને માટે આપણે રડત નહિ. આપણે સંસારના બધા જ વિષયોમા સતત તેને જ શોધતા ફરીએ છીએ, તેનું કારણ એ છે કે તે આપણને ક્ષણે ક્ષણે સ્પર્શ કરી જાય છે.

મૃત્યુમા આ અમૃતનો સ્પર્શ આપણને ક્યા મળે છે? જ્યાં આપણો પ્રેમ હોય છે ત્યાં. એ પ્રેમમા જ આપણે અનન્તનો સ્વાદ પામીએ છીએ. પ્રેમ જ સીમામા અસીમતાની છાયા પાડી પુરાતનને નવીન બનાવી દે છે, મૃત્યુનો કેમે કર્યો સ્વીકાર કરતો નથી. સંસારના નાનાવિધ વિષયોમાં પ્રેમનો આ જે આભાસ જોવા પામીને આપણે

મૃત્યુની પાર રહેલા પરમ પદાર્થનો પરિચય પામીએ છીએ, ઈશ્વરનું સ્વરૂપ પ્રેમસ્વરૂપ છે તે સમજી શકીએ છીએ — એ પ્રેમને જ જ્યારે સંપૂર્ણરૂપે પામવાને માટે આપણા અંતરાત્માની સાચી આકાંક્ષા જોવા પામીએ છીએ, ત્યારે આપણે બધી સામગ્રીને અનાયાસે હડસેલી દઈને કહી શકીએ છીએ કે ' येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् ।"

આ વચન સ્ત્રીના મુખમાથી નીકળ્યા છે એટલે કેવા સ્પષ્ટ, કેવા સત્ય, કેવા મધુર થઈને નીકળ્યા છે! બધા વિચાર, બધી દલીલનો પરિહાર કરીને કેવા અનાયાસે એ ગાજી ઊઠયા છે! 'અરે ઓ, મારે ઘરબાર કંઈ જ જોઈતુ નથી, મારે પ્રેમ જોઈએ છે.' — આ તે કેવું રુદન!

મૈત્રેયીનુ આ સરલ રુદન જે પ્રાર્થનાનુ રૂપ ધારણ કરીને જાગી ઊઠ્યુ હતુ તેની આશ્ચર્યકારક પરિપૂર્ણ પ્રાર્થના શું જગતમા બીજે ક્યાય કદી સાભળવામા આવી છે? સમસ્ત માનવહૃદયની એકમાત્ર પ્રાર્થનાને આ નારીના વ્યાકુલ કંઠમા સદાને માટે વાણી મળી છે. એ પ્રાર્થના જ આપણા સૌની એકમાત્ર પ્રાર્થના છે, અને એ પ્રાર્થના જ વિશ્વમાનવના વિરાટ ઇતિહાસમા યુગે યુગે ઉચ્ચારાતી આવી છે!

હે તપસ્વિની મૈત્રેયી, આવ, સંસારની સાધનસામગ્રીથી પીડિતના હૃદયમા તારા પવિત્ર ચરણ આજે માડ, તારી અમૃતની પ્રાર્થના તારા મૃત્યુહીન મધુર કંઠે મારા હૃદયમા ઉચ્ચારી જા, જેથી સદાકાળ કેવી રીતે રક્ષણ મેળવવુ પડશે તે વિશે મારા મનમા લેશમાત્ર સંદેહ ન રહે

# ૧૩
# વિકાર-શંકા

૩૭ પોષ ૧૩૧૫

પ્રેમની સાધનામા વિકારનો ભય રહેલો છે પ્રેમની એક બાજુ એવી છે જે પ્રધાનતયા રસની જ બાજુ છે — તેના પ્રલોભનમા ફસાઈ ગયા તો મન ત્યા જ અટકી જવુ પડે — પછી કેવળ રસસંભોગને જ આપણે સાધનાની ચરમ સિદ્ધિ માની બેસીએ છીએ પછી એ નશો આપણા ઉપર સવાર થઈ જાય છે એ નશાને જ રાત દિવસ જાગતો રાખી આપણે કર્મની કઠોરતાને, જ્ઞાનની વિશુદ્ધતાને ભૂલી જવા માગીએ છીએ, કર્મને ભૂલી જઈએ છીએ, જ્ઞાનનો અનાદર કરીએ છીએ

એવી રીતે, ખરુ જોતા, આપણે ઝાડને કાપી નાખીને ફૂલ લેવાનો પ્રયત્ન કરીએ છીએ, ફૂલના સૌદર્યથી ગમે એટલા મુગ્ધ થયા હોઈએ તોપણ, ઝાડને તેની તુલનાએ હલકુ ગણીને, તેને કઠોર અને દુરારોહ કહીને ઉખાડી નાખીને ફૂલ લેવાનો પ્રયત્ન કરીએ તો તે વખત પૂરતુ તો ફૂલ મળી રહે છે પરતુ રોજ રોજ તે ફૂલ ફરીફરીને ફૂટવાનો જે મૂળ આશ્રય તેનો જ આપણે નાશ કરીએ એ રીતે તો ફૂલ પ્રત્યે જ વધુ પડતુ લક્ષ આપવા જતા તેના પ્રત્યે અન્યાય અને અત્યાચાર કરીએ છીએ

કાવ્યમાથી આપણે ભાવનો રસ ગ્રહણ કરીને સતોષ માનીએ છીએ પરતુ તે રસની સપૂર્ણતાનો આધાર શાના ઉપર હોય છે? એના ત્રણ આશ્રય છે એક તો કાવ્યનુ કલેવર — છદ અને ભાષા તે ઉપરાત ભાવને જે ક્રમમા જે રીતે ગોઠવવાથી તેનુ પ્રકાશન સુદર થાય તે વિન્યાસનૈપુણ્ય આ કલેવરરચનાનુ કામ ગમે તેમ કર્યે નહિ ચાલે, કઠિન નિયમોનુ પાલન કરીને ચાલવુ પડે છે, તેનો સહેજ પણ ભગ થતાવેત યતિભગ થાય છે, કાનને પીડા થાય છે, ભાવના પ્રકાશનમા

બાધા ઉત્પન્ન થાય છે એટલે એ છંદ, ભાષા અને ભાવવિન્યાસમાં કવિએ નિયમનું બંધન સ્વીકારવું જ પડે છે, એમાં સ્વેચ્છાચાર ચાલી શકતો નથી તે પછી બીજો એક માર્ગ આશ્રય તે જ્ઞાનનો આશ્રય બધા જ શ્રેષ્ઠ કાવ્યોમાં એવું કંઈક હોય છે જેનાથી આપણું જ્ઞાન તૃપ્ત થાય છે જે આપણી મનનવૃત્તિને પણ જાગ્રત કરે છે કવિ જો છે જ તરંગી વિષય લઈ કાવ્યરચના કરે જેમા આપણા જ્ઞાન માટે કોઈ ખાદ્ય ન હોય અથવા તે સત્યની વિકૃતિને કારણે મનનશક્તિને પીડાદાયક થઈ પડે તો તે કાવ્યમા રસના પ્રાકટ્યમા બાધા થાય તે સ્થાયીભાવે અને ગંભીરભાવે આપણને આનંદ આપી નહિ શકે તેનો ત્રીજો અને છેલ્લો આશ્રય તે ભાવનો આશ્રય એ ભાવના સંસ્પર્શથી આપણું હૃદય આનંદિત બની જાય છે એટલે શ્રેષ્ઠ કાવ્યમા પહેલા માનની અને કલ્પનાબોધની તૃપ્તિ ત્યાર પછી આપણી બુદ્ધિની તૃપ્તિ અને ત્યાર પછી હૃદયની તૃપ્તિ થાય તો જ આપણી સમગ્ર પ્રકૃતિની તૃપ્તિની સાથે સાથે કાવ્યનો જે રસ તે પણ આપણા અંતર ઉપર સ્થાયી રૂપે અધિકાર જમાવી શકે છે નહિ તો કાં તો રસની ક્ષીણતા કે ક્ષણિકતા અથવા રસનો વિકાર જ મળે છે

ખાંડ મધ ગોળમા જ્યારે વિકાર થાય છે ત્યારે તેને આથો ચડે છે તેનો દારૂ બની જાય છે અને તે પોતાના પાત્રને ફાડી નાખે છે માનસિક રસની વિકૃતિ પણ આપણને કેફ ચડાવે છે અને પછી તે બંધનને ગણકારતી નથી અને ધૈર્ય અને શાન્તિથી તે ઊભરાઈ જાય છે એ રસના કેફથી આપણું ચિત્ત જ્યારે વનોવાઈ જવું હોય છે ત્યારે આપણે તેને સિદ્ધિ માની લઈએ છીએ પણ નશાને કદી સિદ્ધિ ન કહી શકાય મત્તતામા જે એક પ્રકારની ઉગ્ર પ્રબળતા હોય છે તે ખરુ જોતા લાભ નથી તે આપણા સ્વભાવની બીજી બધી બાજુએથી ખેંચી લઈને કેવળ એક જ બાજુને અસ્વાભાવિકપણે ફુલાવી દે છે એને લીધે ફક્ત જે બધા ભાગોમાથી ખેંચી લેવામા આવે છે તેમને નુકસાન થાય છે અને ફૂલેલા આવે

છે એમ નથી, જે ભાગો ફુલાવીને મત્ત બનાવવામા આવે છે તેનુ પણ ભલુ થતુ નથી કારણ, સ્વભાવના ભિન્ન ભિન્ન અગો જ્યારે સ્વાભાવિકપણે સક્રિય રહે છે ત્યારે જ દરેકના સયોગથી દરેક સાર્થક થાય છે એકમાથી બીજા જો ચોરી લે તો જેનુ ચોરાઈ જાય તેને પણ નુકસાન થાય અને ચોરનો પણ નાશ થયા કરે

એટલે હુ કહેતો હતો કે પ્રેમ જો સત્યમાથી — જ્ઞાનમાથી ચોરી કરીને મદમત્ત થઈને ફરે, તેનો સયમ અને તેનુ ધૈર્ય નાશ પામે, તેની કલ્પનાવૃત્તિ ઉચ્છૃખલ બની જાય તો તે પોતાની પ્રતિષ્ઠાનો પોતાને હાથે જ નાશ કરે, પોતાના પગ ઉપર પોતે જ કુહાડી મારે

આપણે જે પ્રેમની સાધના કરીશું તે સતી સ્ત્રીની સાધના હશે તેમા સતીના બધો લક્ષણો હશે — તેમા હ્રી હશે ધી હશે, અને શ્રી હશે * તેમા સયમ હશે, સુવિવેચના હશે અને સૌંદર્ય હશે એ પ્રેમ સસારમા હરવાફરવામા, બોલવાચાલવામા કામ કાજમા આપવાલેવામા, નાનાભોગમા સુખદુખમા વ્યાપ્તભાવે એટલે જ સયતભાવે નિર્મમભાવે મધુરભાવે પ્રગટ થતો રહેશે પ્રેમમા જે એક પ્રકારની સ્વાભાવિક હ્રી છે, તે લજ્જાનુ આવરણ કાયમ રહે તો જ તે સયતભાવે પરિવ્યાપ્ત થઈ શકે, નહિ તો કોઈ એક બાજુએ તે સળગી ઊઠીને કા તો કર્મનો નાશ કરે છે, જ્ઞાનને વિકૃત કરે છે, સસારને આચાલ કરે છે અને પોતાને એકદમ ખરચી નાખે છે હ્રી દ્વારા જ સાધ્વી સ્ત્રી પોતાના પ્રેમને ધારણ કરી રાખે છે, તેને વિવિધ દિશામા ફેલાવે છે — એ રીતે તે પ્રેમ કોઈને દઝાડતો નથી સૌને પ્રકાશિત કરે છે આપણી પૃથ્વીને એવુ એક આવરણ છે, તેનુ નામ વાતાવરણ એ આવરણ દ્વારા જ ધરતી સૂર્યના પ્રકાશને પરિમિત અને વ્યાપકભાવે સર્જિ

* સ્ત્રીઓના કયા ગુણો શ્રેષ્ઠ એના જવાબમા પરમ પૂજનીય દ્વિજેન્દ્ર-નાથ ઠાકુર અગ્રજ મહાશયે કોઈ એક નોટમા લખ્યુ હતુ શ્રી હ્રી અને ધી

ફેલાવી દે છે. એ આવરણ જો ન હોત તો તડકો જ્યાં પડત તે સ્થાનને બાળી નાખત અને તેને રુદ્રરૂપે ઉજ્જ્વલ બનાવી દેત અને બરાબર તેની પાસે જ જ્યાં છાયા હોત ત્યાં હિમશીતલ મૃત્યુ અને નિબિડતમ અંધકાર વ્યાપી રહેત. જે પ્રેમમાં હ્રી નથી, સંયમ નથી, તે પ્રેમ પોતાને પરિમિતભાવે સર્વત્ર ફેલાવી શકતો નથી, તે બરાબર તેની પાસે જ તેજોહીન પ્રકાશવંચિત ઔદાસીન્ય ફેલાવે છે.

આપણી પણ આ માનસનગરીમાં સાધ્વીના પ્રેમમાં ધી હશે, જ્ઞાનની વિશુદ્ધતા હશે. એ પ્રેમ સંસ્કારજાળમાં સપડાયેલો મૂઢ પ્રેમ નહિ હોય પશુના જેવો એક પ્રકારનો સંસ્કારજાત અંધ પ્રેમ એ નથી એની દૃષ્ટિ જાગ્રત છે, એનું ચિત્ત મુક્ત છે. કોઈ પણ કાલ્પનિક વસ્તુ વડે એ પોતાને ભોળવવા માગતો નથી, એ જેને ચાહે છે, તેના સંબંધમાં પોતાના જ્ઞાનને અપમાનિત કરવું તેનાથી સહન થતું નથી. તેના મનમાં આખો વખત એ જ બીક રહ્યા કરે છે કે રખેને મેળવવાના અતિઆગ્રહને લીધે તે કોઈ એક ભૂલને પામીને તેનાથી જ પોતાને શાંત બનાવી દે. પંખી જેમ ઈંડાને સેવવાને વ્યાકુળ હોય છે, એટલે તે એક કાંકરો મળે તો તેને પણ સેવવા બેસી જાય છે, તેમ રખેને આપણો પ્રેમ ગમે તેમ કરીને કેવળ આત્મસમર્પણ કરવાને જ અધીરો થઈ જાય, કોને આત્મસમર્પણ કરે છે તે તરફ રખેને તેનું ધ્યાન જ ન રહે એ બીક જતી નથી — પતિને જોઈ લેવાને માટે સંધ્યાના અંધકારમાં પોતાના પ્રદીપને તે સાવધાનીપૂર્વક જલતો રાખે તો સારું.

ત્યાર પછી આપણા એ પ્રેમમાં શ્રી હશે, સૌન્દર્યની આનંદમયતા હશે. પણ જો હ્રીનો અભાવ હોય, જો ધીમાં વિકાર પ્રવેશે તો આ શ્રી પણ નાશ પામશે.

આત્મા પરિપૂર્ણતાને માટે જે પ્રાર્થના ઉચ્ચારે છે તેમાં પ્રેમના કોઈ પણ અંગનો અભાવ હોતો નથી. જે અમૃત એ માગે છે તે

પરિપૂર્ણ પ્રેમ છે — તે કંઈ કર્મહીન, જ્ઞાનહીન, <u>પ્રમત્ત પ્રેમ</u> નથી, કહે છે, असतो मा सद्गमय — અસત્યમાંથી મને સત્યમાં લઈ જા! કહે છે, હું જેને માગું છું તે સત્ય છે પોતાને બધી બાજુથી સત્યના નિયમથી, સત્યના બંધનથી બાંધ્યા વગર તેની સાથેનું મારું મિલનબંધન પૂરું થવાનું નથી વાણીમાં, વિચારમાં અને કર્મમાં સત્ય થવું પડશે, તો જ જે વિશ્વજગતમાં સત્ય છે, જે વિશ્વસમાજમાં સત્ય છે તેમની સાથે આપણું મિલન સત્ય બની શકશે, નહિ તો ડગલે ને પગલે બાધા આવ્યા કરશે આ સાધના છે, એ પુણ્યની સાધના છે, એ કર્મની સાધના છે

સાથોસાથ તે કહે છે, तमसो मा ज्योतिर्गमय। તે (ઈશ્વર) જ્ઞાનસ્વરૂપ છે — વિશ્વજગતમાં તે જેમ ધ્રુવસત્યરૂપે રહેલો છે, તેમ તે સત્યને આપણે જાણીએ છીએ, એ જ્ઞાન પણ જ્ઞાનસ્વરૂપ ઈશ્વરનો જ પ્રકાશ છે એટલા માટે જ તો ગાયત્રીમંત્રમાં એક તરફથી ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોકમાં તેના સત્યને પ્રત્યક્ષ કરવાનો નિર્દેશ છે, તેમ બીજી તરફથી આપણા જ્ઞાનમાં તેના જ્ઞાનનો અનુભવ કરવાનો પણ ઉપદેશ છે — જે ધીને પ્રેરે છે, તેને જ્ઞાનમાં ધીસ્વરૂપે જ જાણવા જોઈએ વિશ્વભુવનમાં તે સત્યની સાથે મળવું પડશે જ્ઞાનમાં તે જ્ઞાન સાથે મળવું પડશે ધ્યાન દ્વારા યોગ દ્વારા એ મિલન થઈ શકે

ત્યાર પછીની પ્રાર્થના मृत्योर्मामृतं गमय। અમે અમારા પ્રેમને મૃત્યુમાં પીડીએ છીએ ખંડિત કરીએ છીએ તારો અનંત પ્રેમ અખંડ આનંદમાં તેને સાર્થક કરો અમારા અંતઃકરણનો બહુ વિભક્ત રસનો ઝરો, હે રસસ્વરૂપ, તારા પરિપૂર્ણ રસસમુદ્રમાં મળી જઈને ચરિતાર્થ થાઓ એવી રીતે અંતરાત્મા સત્યના સંયમથી, જ્ઞાનના પ્રકાશથી અને આનંદના રસથી પરિપૂર્ણ થઈને, પ્રકાશ જ જેનું સ્વરૂપ છે તેને પોતામાં મેળવો, તો જ રુદ્રનું જે પ્રેમમુખ તે અમારી ચિરંતન કાળ સુધી રક્ષા કરશે

# ૧૪

## દર્શન

૪થી, પોષ, ૧૩૧૫

આ જુઓ દિવસ પછી દિવસ, પ્રકાશ પછી પ્રકાશ આવ્યા કરે છે કેટલાય સમયથી આવે છે રોજ જ આવે છે એ પ્રકાશનો દૂત પુષ્પકુંજમા દરરોજ પ્રભાતે એક આશા લઈને આવે છે જે કળીઓ માત્ર સવેળા અમથી જાગી છે તેમને કહે છે ' તમે આજે જાણતી નથી પણ તમે પણ તમારી બધી પાંદડીઓ એકદમ ફેલાવી દઈને સુગંધથી અને સૌંદર્યથી એકદમ ખીલી ઊઠશો ' એ પ્રકાશનો દૂત ધાન્યના ખેતર ઉપર પોતાનો જે નિર્મલ આશીર્વાદ સ્થાપન કરી રોજ કહે છે તમે માનો છો કે આજે પવનથી હિલોળા લઈને તમે શ્યામલ માધુર્યથી ચારે દિશાની આંખ ઠારો છો એટલામા તમારુ બધુ પતી ગયુ પરંતુ તેમ નથી એક દિવસ તમારા જીવનના મધ્ય સ્થાનમાથી એક કણસલુ ઉપર આવશે અને એકદમ થરના થર પાકથી ભરાઈ જશે! જે ફૂલ હજી ફૂટ્યુ નથી તે ફૂલની પ્રતીક્ષા લઈને પ્રકાશ રોજ રોજ આવે છે જે પાક હજી મોટો નથી તે પાકના નિશ્ચિન્ત આશ્વાસનથી પ્રકાશનો સંદેશ પરિપૂર્ણ હોય છે એ જ્યોતિર્મય આશા પ્રતિદિન પુષ્પકુંજને અને શસ્યક્ષેત્રને દર્શન દઈ જાય છે

પણ એ રોજ રોજનો પ્રકાશ એ કંઈ કેવળ ફૂલના વનમા અને ધાન્યના ખેતરમા જ આવતો નથી! એ તો રોજ જ સવારે આપણી ઊંઘનો પડદો ખોલી નાખે છે આપણે માટે જ શું એની પાસે કશો સંદેશો નથી! આપણે માટે પણ એ પ્રકાશ શું રોજ એવી કોઈ આશા લાવતો નથી જે આશાની સફળ મૂર્તિ કદાચ કળીની પેઠે છેક અંધભાવે આપણી અંદર રહેલી હોય જેનો કણસલાએ હજી આપણા જીવનના કેન્દ્રસ્થળમાથી ઉપર આકાશ તરફ માથુ ઊંચક્યુ નથી?

પ્રકાશ કેવળ એક જ વાત રોજ આપણને કહે છે, "જો!" બસ. "એક વાર ધારીને જો!" બીજું કશું જ નહિ!

આપણે આંખ ઉઘાડીએ છીએ, આપણે જોઈએ છીએ પણ એ જોવું એ તો જોવાની સહેજ કણીમાત્ર છે, એ દષ્ટિ અંધ છે. તે જોવામાં જોવાની આખી ફસલ બેસવા જેવું સ્વર્ગોલિમુખી કણસલું દષ્ટિ એવું નથી હોતું, ભરપૂર દર્શન દષ્ટિ આપણને થયું નથી હોતું!

તેમ છતાં રોજ સવારના પહોરમાં અનેક યોજન દૂરથી પ્રકાશ આવીને કહે છે, 'જો.' એ એકનો એક મંત્ર રોજ આવીને આપણા કાનમાં ઉચ્ચારી જાય છે તેમાં એક પ્રકારનું અશ્રાન્ત આશ્વાસન પ્રચ્છન્ન રહેલું હોય છે. આપણા એ જોવામાં એવા એક દર્શનનો અંકુર રહેલો છે જેના પૂર્ણ વિકાસનો અનુભવ દષ્ટિ આપણામા જાગ્યો નથી હોતો.

પણ એવું ન માનશો કે મારા આ વચનો કેવળ અલંકાર છે એમ ન માનશો કે હું રૂપકમાં વાત કરું છુ હું જ્ઞાનની વાત, ધ્યાનની વાત લગારે નથી કરતો, હું તો બિલકુલ સાદી રીતે આંખે જોવાની વાત જ કરું છું.

પ્રકાશ જે દર્શન દેખાડે છે તે કંઈ નાનુંસૂનું નથી હોતું. ફક્ત આપણી પોતાની પથારી, ફક્ત ઓરડો જ તે બતાવતો નથી — દિગંત વિસ્તૃત આકાશમંડળના નીલોજ્જવલ થાળમાં જે સામગ્રી સજાવીને તે આપણી આગળ ધરે છે, તે કેવી અદ્‌ભુત વસ્તુ હોય છે! તેમાં આશ્ચર્યનો કોઈ પાર નથી! આપણને રોજ રોજ જેટલાની જરૂર હોય છે તેના કરતાં કેટલું બધું વધારે તેમાં હોય છે!

આ જે બૃહત્ ઘટના આપણે રોજ રોજ જોઈએ છીએ એ દર્શન શું છેક જ નકામુ છે? એ શું છેક જ અકારણે છૂટાહાથના ધનિકના અપવ્યયની પેઠે આપણી ચારેકોર કેવળ વેડફાવાને માટે જ

રોમ છે! આવા ભોગ દ્રવ્યમાંથી આપણે થોડા રૂપિયા ભેગા કરી, થોડી ખ્યાતિ કમાઈ લઈ, થોડી સત્તા ભોગવી લઈ, જેવા એક દિવસ આંખ મીંચી દઈશું કે તરત જ આ વિરાટ જગતમાં આંખ ખોલીને જોવાનો આશ્ચર્યમય સુયોગ એકદમ સંપૂર્ણપણે પૂરો થઈ જશે? આ પૃથ્વીમાં આપણે રોજ રોજ આંખ ખોલીને જોયું હતું, અને પ્રકાશ આ આંખને રોજ રોજ અભિષિક્ત કરી હતી, તેનો પૂરેપૂરો હિસાબ એ રૂપિયા, ખ્યાતિ અને ભોગમાં મળી જાય છે?

ના, નથી મળી જતો, એને હું કહેતો હતો કે એ પ્રભાત અંધ કીકીની આગળ રોજ જેમ એક અકલ્પ્ય વિકાસની વાત કહી જાય છે, તેમ આપણા દર્શનને પણ આશા આપી જાય છે, કે "એક ચરમ દર્શન, એક પરમ દર્શન છે, અને તે તારી અંદર જ રહેલું છે તે એક દિવસ પ્રગટ થવાનું છે માટે જ રોજ હું તારી પાસે આવજા કરું છું!"

તમે શું એમ માનો છો કે આંખ મીંચીને ધ્યાનયોગ દ્વારા જોવાની હું વાત કરું છું? હું આ ચર્મચક્ષુથી જોવાની વાત જ કરું છું ચર્મચક્ષુને ચર્મચક્ષુ કહીને ગાળ દીધે નહિ ચાલે એને શારીરિક કહીને તમે એની ઘૃણા કરો એવા મોટા વળી તમે કોણ છો? હું કહું છું એ આંખ વડે જ, એ ચર્મચક્ષુ વડે જ એવું દર્શન લેવાનું છે જે ચરમ દર્શન છે— તેમ જો ન હોત તો પ્રકાશ આપણને જગાડે છે એ વૃથા છે, આ આકાશ મોટું ગ્રહતારાચન્દ્રસૂર્ય જડેલું પ્રાણ અને સૌન્દર્યભર્યું વિશ્વજગત આપણી ચારે કોર અહોરાત્ર વિવિધ રૂપે પોતાની જાતને પ્રકટ કરે છે, તે વૃથા છે! આ જગત તરફ દૃષ્ટિ નાખવાનું ચરમ ફળ શું વિજ્ઞાન છે? સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે નક્ષત્રો પોતે એક એક સૂર્યમંડળ છે, એ વાતો આપણે જાણીએ એટલા ખાતર જ આવડા મોટા જગત સામે આપણી આ બે આંખોના પોપચાં ખૂલી ગયા છે? એ જાણવાથી શું?

જાણવાથી કદાચ ઘણા લાભ થઈ શકે, પરંતુ જાણવાનો લાભ

તે તો જાણવાનો લાભ છે, તેનાથી જ્ઞાનનો ખજાનો ભરાતો હોય તો ભલે ભરાય પરંતુ હું તો આખે જોવાની જ વાત કહુ છુ. હું તો કહુ છુ કે આ આખ વડે જ આપણે જે જોઈ શકીએ તે જોઈ શકીએ એમ છીએ તે છતા આપણે જોતુ નથી આપણી સામે આપણી આસપાસ જે છે તેમાના કશાને જ આપણે જોવા પામ્યા નથી — પેલા તરણાને પણ નહિ આપણા મને જ આપણી આખને દાબી રાખી છે — તે કેટલીય ભાતભાતની ચિંતા કરતુ હોય છે તેનુ કઈ ઠેકાણુ હોતુ નથી — એ બધી અન્તરસ્ની ચિંતા વડે તેણે આપણી દૃષ્ટિને ઝાખી બનાવી મૂકી છે, તેણે કેટકેટલા યોગને મેરેથી કેટકેટલા સસ્કાર લઈને ભેગા કર્યા છે, તેની પાસે કેટલા નિમિત્ત શબ્દો છે, નિમિત્ત મતો છે તેનો કઈ પાર નથી, તે કોને શરીર કહે છે અને કોને આત્મા કહે છે, કોને ઉપ ને કોને શ્રેય કહે છે, કોને સીમા કહે છે અને કોને અસીમ કહે છે, તેનુ કઈ ઠેકાણુ નથી — આ બધા સસ્કારો વડે દબાવી દીધેલી ઈચ્છાને કારણે આપણી દૃષ્ટિ નિર્મળ નિર્મુક્તભાવે જગતનો સંપર્ક પામી શકતી નથી

એટલે પ્રકાશ રોજ આપણી આખને નિદ્રાવસનાથી ધોઈ નાખીને કહે છે, "તુ સ્પષ્ટ રીતે જો, તુ નિર્મલ થઈને જો, કમળ જે રીતે સપૂર્ણપણે ઉન્મુક્ત થઈને સૂર્યને જુએ છે તેમ તુ જો ' કોને જુએ? જેને ધ્યાનમા જોઈ શકાય તેને? ના, તેને નહિ, જે આખે જોઈ શકાય તેને જ તે રૂપના નિકેતનને, જેમાથી અગણિત રૂપની ધારા અનતકાળથી ઝર્યા કરે છે! ચોમેર રૂપ, સતત એક રૂપમાથી બીજા રૂપની લીલા કયાય તેનો અંત પામી શકાતો નથી — નહિ દૃષ્ટિથી, નહિ કલ્પનાથી! રૂપના ઝરણા દિશાએ દિશામાથી અથડાઈને તે અનત રૂપ સાગરમા જઈને ઝપલાવીને પડે છે તે અપરૂપ અનતરૂપને તેની રૂપની લીલામા જ જ્યારે જોઈશુ ત્યારે પૃથ્વીના પ્રકાશમા એક દિવસ આપણી આખ ઉઘાડી સાર્થક થશે, આપણે દરરોજનો પ્રકાશ

નો અભિષેક ચરિતાર્થ થશે. આજે જે જોઈએ છીએ, આપણી ચારે કોર આપણાં જે કોઈ છે, જે કાંઈ છે, તેમને એક દિવસ કેવી રીતે, પરિપૂર્ણ ચૈતન્ય દ્વારા જોઈશું તેની આજે આપણે કલ્પના કરી શકતા નથી — પરંતુ એટલું જાણીએ છીએ કે આપણી આ આંખની દષ્ટિ સામે સમસ્ત જગતને સજાવીને પ્રકાશ આપણી આગળ જે આશાનો સંદેશ લાવે છે, તે હજી લગારે સંપૂર્ણ થયો નથી! આ ઝાડનું રૂપ એ ઈશ્વરનું જ આનંદરૂપ છે એ હજી આપણે જોયું નથી, માણસના મુખમાં જે ઈશ્વરનું અમૃતરૂપ છે તે જોવાનું હજી ખૂબ બાકી છે — "आनन्दरूपममृतम्" એ શબ્દો જે દિવસે મારી આ બે આંખો ખોલશે તે દિવસે તેઓ સાર્થક થશે, તે દિવસે ઈશ્વરનું તે પરમ સુદર પ્રસન્ન મુખ, તેમનું "दक्षिणं मुखं" એકદમ આકાશમાં નજર માંડીને જોઈ શકશે ત્યાર પછી તરત જ સર્વત્ર નમસ્કારથી આપણું માથું નમી પડશે, ત્યારે ઓષધિ-વનસ્પતિ આગળ પણ આપણું અભિમાન રહેશે નહિ, ત્યારે આપણે સાચી રીતે કહી શકીશું, यो विश्वं भुवनमाविवेश य ओषधिषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः।

## ૧૫

## શ્રવણ

૫મી પોષ, ૧૩૧૫

કાલ સાંજથી આ ગીત સતત મારા મનમાં ગુંજ્યા કરે છે — "બાજે બાજે રમ્યવીણા બાજે." હું કેમે કર્યો ભૂલી શકતો નથી—

બાજે બાજે રમ્યવીણા બાજે।
અમલ કમલ માઝે, જ્યોત્સ્ના રજની માઝે
કાજલ ઘન માઝે, નિશિ આઁધા રમાઝે,

કુસુમ સુરભિ માઝે, વીણા રણત ધ્વનિ-ન્ને
પ્રેમે પ્રેમે બાજે.

કાલે રાતે અગાસીમાં ઊભાં રહીને નક્ષત્રલોક તરફ જોતાં મારા મને સંપૂર્ણપણે સ્વીકારી લીધું કે " બાજે બાજે રમ્ય વીણા બાજે !" આ કવિના શબ્દો નથી, એ કાવ્યાલંકાર નથી — આકાશ અને કાળને ભરી દઈને અહોરાત્ર સંગીત વાગ્યા કરે છે! હવામાં જ્યારે હિલોળાની સાથે હિલોળો સુંદર ભાવે નાચી ઊઠે છે ત્યારે તેમના તે આશ્ચર્યકારક મિલન અને સૌંદર્યને આપણી આંખ જોવા પામતી નથી, આપણા કાનમાં એ લીલા ગીત બનીને પ્રગટ થાય છે. અને આકાશમાં જ્યારે પ્રકાશનાં મોજાં ધારાબદ્ધ રીતે વિચિત્ર તાલે નૃત્ય કરતા હોય છે ત્યારે તે અપૂર્વ લીલાની કશી જ ખબર આપણા કાનને મળતી નથી, તે તો આપણી આખમા રૂપ બનીને દેખા દે છે. જો આ મહાકાશની લીલાની પણ આપણે કાનને દરવાજે થઈને અભ્યર્થના કરી શકત તો વિશ્વવીણાના એ ઝંકારને આપણે ગીત તરીકે ઓળખી શકત.

એ પ્રકાંડ વિપુલ વિશ્વગીતની રેલ જ્યારે આકાશમાંથી ઊભરાઈને આપણા ચિત્ત તરફ ધસી આવે છે ત્યારે તેને એક માર્ગે થઈને આપણે ગ્રહણ કરી શકતા નથી, અનેક દ્વાર ખોલી નાખવાંપડે છે — આંખ વાટે, કાન વાટે, સ્પર્શેન્દ્રિય વાટે, એમ નાનાવિધ દિશાએથી નાનાવિધ રીતે તેને આપણે ગ્રહણ કરીએ છીએ. એ એકતાન મહા-સંગીતને આપણે જોઈએ છીએ, સાંભળીએ છીએ, અડીએ છીએ, સૂંઘીએ છીએ, આસ્વાદીએ છીએ.

આ વિશ્વના ઘણા ભાગને જોકે આપણે આંખે જોઈએ છીએ, કાને સાંભળતા નથી, તેમ છતાં લાંબા સમયથી અનેક કવિઓ આ વિશ્વને ગીત જ કહેતા આવ્યા છે. ગ્રીસના ભાવુકોએ આકાશમાં ગ્રહનક્ષત્રોની અવરજવરને નક્ષત્રલોકના ગીત તરીકે જ વર્ણવી છે.

કવિઓએ વિશ્વભુવનના રૂપવિન્યાસને ચિત્રકળાની ઉપમા બહુ ઓછી આપી છે, તેનું એક કારણ એ છે કે, વિશ્વમાં હમેશાં એક પ્રકારનું ગતિનું ચાંચલ્ય રહેલું છે, પણ માત્ર એટલું જ નથી — એમાં એક બીજું કારણ રહેલું છે.

જે ચિત્ર દોરે છે તેને પટની જરૂર પડે છે, પીંછીની જરૂર પડે છે તેને બહારની અનેક સામગ્રીની જરૂર પડે છે ત્યાર પછી તે જ્યારે દોરતો હોય છે ત્યારે તેની આરંભની રેખાઓમાં આખા ચિત્રનો આનંદ જોઈ શકાતો નથી — અનેક રેખાઓ અને અનેક રંગો મળે ત્યાર પછી જ પરિણામનો આભાસ પામી શકાય છે ત્યાર પછી ચિત્ર આખું પૂરું થઈ ગયા પછી ચિત્રકાર ચાલ્યો જાય તોપણ તે ચિત્ર સ્થિર થઈને ઊભું રહે છે — ચિત્રકારની સાથે તેને પછી કોઈ નિકટનો સંબંધ રહેતો નથી.

પરંતુ જે ગીત ગાય છે તેના ગીતની બધી સામગ્રી તેની પોતાની અંદર જ હોય છે — આનંદ, સૂર, શબ્દ બધું જ બહારનું નથી હોતું. હૃદય કેમ જાણે એકદમ અવ્યવહિત ભાવે પોતાને પ્રગટ કરે છે. કોઈ ઉપકરણનું વ્યવધાન પણ તેને હોતું નથી. એટલા માટે ગીતને જોકે અમુક સંપૂર્ણતાની અપેક્ષા હોય છે તેમ છતાં તેનો પ્રત્યેક અસંપૂર્ણ સૂર પણ જાણે કે હૃદયને પ્રગટ કરતો હોય છે. હૃદયના આ પ્રાગટ્યમાં કેવળ ઉપકરણનું વ્યવધાન નથી હોતું એમ નહિ, — શબ્દ પણ એક જાતનું વ્યવધાન જ છે — કારણ કે વિચાર કરીને તેનો અર્થ સમજવો પડે છે — ગીતમાં એ અર્થ સમજવાની જરૂર નથી હોતી — કંઈ પણ અર્થ ન હોય તોયે કેવળ સૂર જ જે કહેવાનું છે તે અનિર્વચનીય ભાવે કહે છે. તે ઉપરાંત વળી ગીતની સાથે ગાયકનો એક ક્ષણનો પણ વિચ્છેદ હોતો નથી. ગીત પડતું મૂકીને ગાયક ચાલ્યો જાય તો ગીત પણ તેની સાથે સાથે જ ચાલ્યું જશે. ગાયકના પ્રાણની સાથે, તેની શક્તિની સાથે, તેના આનંદની

સાથે ગીતનો સૂર બિલકુલ એક થઈ જઈને જ પ્રગટ થાય છે. જ્યાં ગીત ત્યાં જ ગાયક, એમાં કશો ફેર પડતો નથી.

આ વિશ્વસંગીત પણ એના ગાયકથી એક ક્ષણ પણ અળગું પડતું નથી. તેની બહારના ઉપકરણથી પણ એ રચાયેલું નથી. બિલકુલ તેનું જ ચિત્ત, તેના જ નિશ્વાસથી તેનું જ આનંદરૂપ ધારણ કરીને પ્રગટ થાય છે. એ ગીત તદ્દન સંપૂર્ણરૂપે તો તેના અંતરમાં રહેલું છે, અને ક્રમાભિવ્યક્તરૂપે તે પ્રગટ થાય છે, તેમ છતા એના પ્રત્યેક સૂરમાં તે સંપૂર્ણ ગીતની પ્રેરણા એક સૂરને બીજા સૂર સાથે આનંદમાં સંયુક્ત કરતી ચાલી જાય છે એ વિશ્વગીતનો જ્યારે કોઈ વચનગમ્ય અર્થ નથી પણ પામી શકાતો ત્યારે પણ આપણા ચિત્ત આગળના એના પ્રાગટ્યમા કશી બાધા આવતી નથી. એ તો ચિત્તની આગળ ચિત્તનું અવ્યવહિત પ્રાગટ્ય હોય છે.

એટલે જ ગાયત્રીમંત્રમા કહ્યુ છે કે તે વિશ્વસવિતાનું ભર્ગ, તેનું તેજ તેની શક્તિ ભૂર્ભુવઃ સ્વ. બનીને સદા ઊભરાયા કરે છે, અને તેની જ તે એક શક્તિ સદા ધીરૂપે આપણા અંતરમાં ફેલાય છે. સૂર પછી સૂર, સૂર પછી સૂર પ્રગટે છે અને આવે છે, પ્રગટે છે અને આવે છે.

કાલે કૃષ્ણ એકાદશીની નિર્જન રાત્રિના નિબિડ અંધકારને ભરી દઈને તે બીનકાર પોતાની રમ્યવીણા બજાવતા હતા; જગતને કાંઠે હું એકલો ઊભીને સાંભળતો હતો, તે ઝંકારથી અનંત આકાશના સમસ્ત નક્ષત્રલોક ઝંકૃત થઈને અપૂર્વ નિશબ્દ સંગીતમાં ગૂંથાઈ જતા હતા. ત્યાર પછી જ્યારે સૂવા ગયો ત્યારે એ વાત મનમાં સંઘરીને ઊંઘી ગયો કે, હું જ્યારે સુષુપ્તિમાં અચેતન હઈશ ત્યારે પણ એ જાગ્રત બીનકારની નિશીથ રાતની વીણા બંધ થવાની નથી —ત્યારે પણ તેના જે ઝંકારને તાલે નક્ષત્રમંડળીનું નૃત્ય ચાલે છે તે તાલે તાલે મારી નિદ્રાનિભૃત દેહનાટ્યશાળામાં પ્રાણનુ નૃત્ય ચાલ્યા

કરશે, મારા હૃદયનું નૃત્ય થોભશે નહિ, મારે સર્વાંગે રુધિર નાચતું રહેશે અને લાખ લાખ જીવકોષો મારા આખા શરીરમાં એ જ્યોતિષ્કસભાના સંગીતના છંદમાં જ સ્પંદિત થતા રહેશે

"બાજે બાજે રમ્યવીણા બાજે" વળી આપણા ઉસ્તાદજીએ આપણા હાથમાં પણ એક નાની સરખી વીણા આપેલી છે તેમની ઇચ્છા એવી છે કે આપણે પણ તેમની સાથે સૂર મેળવીને વગાડતાં શીખીએ તેમની સભામાં તેમની જ સાથે બેસીને સહજ સહજ સંગત રીતે નાચ તેમના રોજનો અભિપ્રાય છે જીવનની વીણા નાની છે પરંતુ એમાં કેટલા બધા તારો બેસાડેલા છે! એ બધા તારોને સુર કરીને બાંધવા એ કંઈ નાનીસૂની વાત છે! એક તાર મળે તો બીજો ન મળે, મન મળે તો વળી શરીર રિસાઈ બેસે, એક દિવસ મળે તો બીજે દિવસે તાર પાછા ઊતરી જાય! પણ તેથી કંઈ છોડી ન દેવાય એક દિવસ તેમને મુખે સાંભળવું છે — 'વાહવા બેટા સરસ!' આ જીવનની વીણા એક દિવસ તેમના ચરણ આગળ મૂકી ગુરુજીને પોતાની બધી રાગિણી વગાડી ઊઠે હવે માત્ર એટલી વાત યાદ રાખવાની છે કે બધા તાર બરાબર ખેંચીને બાંધવા જોઈએ — ઢીલ મૂકીએ તો ઝનઝન ખનખન કરે છે ખેંચીને બાંધવાના છે તેમ મુક્ત પણ રાખવાના છે — તેના ઉપર જો કંઈ દબાણ આવ્યું તો પછી તે વાગતા નથી શુદ્ધ સ્વર જો ઇચ્છતા હો તો જોજો કે તાર ઉપર ધૂળ નહિ બેસે, કાટ નહિ લાગે. અને દરરોજ તેમને ચરણે બેસીને પ્રાર્થના કરજો કે હે મારા ગુરુ, તમે મને બેસૂરમાંથી સૂરમાં લઈ જાઓ!

# ૧૬
# હિસાબ

૧૬ી પોષ, ૧૩૧૫

રોજ કેવળ નફાની વાત જ સાભળાવવાની ઇચ્છા થાય છે. હિસાબની વાત કાઢવાનુ મન થતુ નથી એવી ઇચ્છા થાય છે કે કેવળ રસની વાતની જ ચર્ચા કરીએ જે પાત્રમા તે રસ રહે છે તે ખૂબ કઠણ લાગે છે

પરતુ અમૃતને નીચને તળિયે સત્ય એટેલુ છે, તેની બિલકુલ ઉપેક્ષા કરીને તે આનદલોકમા જઈ શકાય એમ નથી

સત્ય નિયમસ્વરૂપ છે તેને જો માનવુ હોય તો તેના બધા બધન માનવા જ પડે જે કાઈ સત્ય છે અર્થાત્ જે કાઈ છે અને રહે છે તે કદી બધનહીન હોઈ શકતુ નથી — તે કોઈ નિયમમા છે માટે જ છે જે સત્યને કોઈ નિયમ નથી, બધન નથી, તે તો સ્વપ્ન છે, ખ્યાલ છે — તે તો સ્વપ્ન કરતા પણ મિથ્યા છે ખ્યાલ કરતા પણ પોચળ છે

જે પૂર્ણ સત્યસ્વરૂપ છે તે બીજાના નિયમથી બધાતો નથી— તેનો પોતાનો નિયમ તેના પોતામા જ રહેલો હોય છે તેમ જો ન હોય તે પોતે જો પોતાને બાધતો ન હોય, તો તેનાથી કશુ જ થઈ ન શકે, કશુ જ સચવાય નહિ તો તો ઉન્મત્તતાના તાડવનૃત્યમા કશાનુ કશુ જ ઠેકાણુ ન રહે

પરતુ આપણે જોઈએ છીએ કે સત્યનુ રૂપ જ નિયમ છે— બિલકુલ અમોઘ નિયમ — તેમા ક્યાય ખૂણેખાચરે પણ લેશમાત્ર ફેર પડતો નથી એટલા માટે જ એ સત્યના બધનમા આખુ વિશ્વ-

અજ્ઞાત પકડાયેલું રહેલું છે—એટલા માટે જ સત્યની સાથે આપણી બુદ્ધિનો યોગ છે—અને તેના ઉપર આપણો સંપૂર્ણ ભરોસો છે

ઝાડને જેમ શરૂઆતમાં જ મૂળિયાં વડે ભૂમિને વળગવાની જરૂર હોય છે તેમ આપણને પણ પહેલી જરૂર સ્થૂળસૂક્ષ્મ અસંખ્ય મૂળિયાં વડે સત્યની ઉપર પ્રતિષ્ઠિત થવાની છે

આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ એ સાધના આપણે સ્વીકારવી પડે છે બાળક કહે છે હું પગ મૂકીને ચાલીશ પરંતુ જ્યાં સુધી ખૂબ સાધનાને અંતે તે ગાનવાના નિયમનું પાલન કરીને ગુરુત્વાકર્ષણની સાથે પોતાનો સુમેળ સાધી ન શકે ત્યાં સુધી તેનો છૂટકો થતો નથી—કેવળ મારે ચાલવું છે એમ કહેવાથી નહિ વળે

એ ચાલવાના નિયમો બાળક જ્યારે સ્વીકાર કરે છે ત્યાર પછી તે તેને કષ્ટ દેતા નથી એટલું જ નહિ તેને આનંદ આપે છે સત્ય નિયમના બંધનને સ્વીકારતાંવેત બાળક પોતાની ગતિશક્તિને પામીને આનંદ અનુભવે છે

એવી રીતે ક્રમે ક્રમે તે જ્યારે પાણીના સત્યને જમીનના સત્યને અગ્નિના સત્યને પૂરેપૂરું માનતાં શીખે છે ત્યારે માત્ર તેની કેળવણીનો અગવડો દૂર થાય છે એટલું જ નહિ પણ પાણી જમીન અગ્નિ વગેરે વિશે તેની શક્તિ સફળ બની જઈને તેને આનંદ આપે છે

માત્ર વિશ્વપ્રકૃતિ સાથે જ નહિ પણ સમાજની સાથે પણ શિશુને સત્ય સંબંધથી જોડાવા માટે પુષ્કળ નિયમો સ્વીકારવા પડે છે તેને અનેક જાતની ઉગ્ર ઇચ્છાઓ રોકવી પડે છે અનેક જાતનો ક્રોધ ઓછો કરવો પડે છે—પોતાની જાતને અનેક પ્રકારે અને અનેકની સાથે બાંધવી પડે છે જ્યારે આ બધાં બંધનો માનવાં તેને માટે સહજ થઈ જાય છે ત્યારે સમાજમાં વસવું તેને માટે આનંદદાયક બની જાય છે, ત્યાર પછી જ તેની સામાજિક શક્તિ એ બધાં જાત

જાતનાં નિયમબંધનોની મદદથી જ બાધામુક્ત થઈને સ્ફુરાયમાણ થાય છે.

એ પ્રમાણે મોટા ભાગના માણસો જ જ્યારે વિશ્વપ્રકૃતિમાં અને સમાજમાં સામાન્ય રીતે વહેવાર ચલાવવા લાયક થઈ જાય છે ત્યારે જ તેઓ નિશ્ચિન્ત થાય છે — અને પોતાને અભિનંદનયોગ્ય માની ખુશ થાય છે. પણ એવાયે રૂપિયા હોય છે જે ગામડાંમાં ચાલે છે, શહેરમાં ચાલતા નથી, શહેરમાં પણ પરચૂરણ દુકાને ચાલ્યા જાય છે પણ બેંકમાં ચાલતા નથી બેંકમાં તેને વટાવવા જતાં જ ત્યા જે નાણાવટી બેઠો હોય છે તે એકદમ અચકાવેંત જ તેને બનાવટી કહીને રદ કરી દે છે

આપણુ પણ એવુ જ છે — આપણે ઘરમા, ગામમાં, સમાજમાં પોતાને ચાલે એવા બનાવી લીધા છે, પરંતુ મોટી બેંકમાં જઈને ઊભા રહીએ છીએ ત્યારે તરત જ નાણાવટી આગળ એક ક્ષણમાં આપણી બધી પોલ પકડાઈ જાય છે.

ત્યા જો ચલણી થવુ હોય તો સાચા થવું પડે છે, હજી વધુ સાચા થવુ પડે છે. બીજાં અનેક બંધનો વડે પોતાની જાતને બાંધવી પડે છે, બીજી અનેક જવાબદારી સ્વીકારવી પડે છે. તે અમૃતના બજારમા સહેજ પણ ભેગ ચાલતો નથી, બિલકુલ પૂરેપૂરું સત્ય ન હોય તો અમૃત ખરીદવાની આશા પણ રાખી શકાતી નથી.

એટલે હુ કહેતો હતો કે અમૃતરસની કેવળ વાત કર્યે નહિ ચાલે, તેનો હિસાબ પણ જોવો પડશે.

આપણે પોતાનો હિસાબ જ્યારે મેળવવા બેસીએ છીએ ત્યારે બેચાર રૂપિયાની ભૂલ હોય તોયે કહીએ છીએ કે એનો કંઈ વાંધો નહિ. એ રીતે રોજ રોજ ભૂલનો આકડો હમેશાં વધતો જાય છે, પ્રકૃતિ સાથેના અને માણસો સાથેના વ્યવહારમાં રોજ રોજ નાનાં-મોટાં કેટલાંય અસત્યો, કેટલાય અન્યાયો, આપણે ચલાવી દઈએ છીએ અને એ વિશે જ્યારે કંઈ વાત નીકળે છે ત્યારે આપણે કહી બેસીએ

છીએ કે એવું તો હમેશા બનતું જ હોય છે, એવું તો કેટલાય માણસો કરતા હોય છે — એને લીધે કંઈ એવું નથી થવાનું કે મારે ભદ્ર સમાજની બહાર થઈ જવું પડે

ધરધરાઉ હિસાબના ચોપડામા આવી શિથિલતા ચાલે છે એ ખરુ, પરંતુ જેઓ જાતે વેપારી છે મહાજન છે, તેઓને લાખ રૂપિયાના વહેવારમા એક પૈસાનો હિસાબ પણ ન મળે તો આખી રાત ઊંઘ આવતી નથી! જેઓ મોટા નફા ઉપર નજર માંડીને બેઠા હોય છે તેઓ નાની ભૂલથી પણ ડરે છે, તેઓ હિસાબને બિલકુલ પૂરેપૂરો સાચો કર્યા વગર રહી શકતા નથી

એટલે હુ કહેતો હતો કે આ જે પરમ રસ પ્રેમરસ છે તેના જે મહાજન થવુ હોય તો હિસાબના ચોપડાને નીરસ કહીને સહેજ પણ ગોટાળો ચલાવ્યે ચાલશે નહિ જે અમૃતના ભડારી છે તેમની આગળ હિસાબ વગરની માગણી બિલકુલ ચાલવાની નથી. તે ભારે મોટા દિલ ભી માણસ છે — આ આખા જગદ્વ્યાપારમા ક્યાય હિસાબમા ભૂલ આવતી નથી તેમની આગળ કરે મોટે જઈને કહીશુ કે હુ બીજુ કશુ જાણતો નથી બીજુ કશુ માનતો નથી મને ફક્ત પ્રેમ આપો મને પ્રેમથી મત્ત બનાવી દો

આત્મા જ્યારે અમૃતને માટે રડવા બેસે છે ત્યારે સૌથી પહેલા તે એમ કહે છે કે असतो मा सद्गमय — મારા જીવનને મારા ચિત્તને બધા ઉચ્છૃખલ અસત્યોમાથી સત્યમા બાધી દો — અમૃતની વાત ત્યાર પછી

આપણે રોજ એ જ પ્રાર્થના કરવી પડશે કહેવુ પડશે *असतो मा सद्गमय* — બધનહીન અસયત અસત્યમાં અમારા મનને હજાર ટુકડા કરી વિખેરી નાખશો નહિ તેને અતૂટ સત્યના સૂત્રથી સપૂર્ણપણે બાંધી દો ત્યાર પછી તે હાર તમારા ગળામા જે પહેરાવવા ઈચ્છીશ તો મારે શરમાવુ નહિ પડે

## ૧૭

## શાંતિનિકેતનમાં ૭મી પોષનો ઉત્સવ

૭મી પોષ ૧૩૧૫

ઉત્સવ કંઈ આપણે ઉપજાવી શકતા નથી, પણ જો સુયોગ મળે તો આપણે ઉત્સવ શોધી કાઢી શકીએ છીએ

સત્ય જ્યાં જ્યાં સુંદર રૂપે પ્રકાશ પામે છે ત્યાં ત્યાં ઉત્સવ છે અને એ પ્રકાશ ક્યારે બંધ હોય છે! પંખી તો રોજ જ વહેલી પરોઢથી પોતાના સવારના પહોરના ગીતોત્સવના નિત્યના આમંત્રણને માન આપવા અધીરું થઈ જાય છે અને પ્રભાતની આનંદ સભાને સજાવી દેવાને માટે એક અંધકારપુરુષ આખી રાત કેટકેટલી ગુપ્ત તૈયારી કરે છે તેનો કંઈ પાર છે! સૂવા જતા પહેલાં જો આપણે જરા ધ્યાનથી જોઈએ તો જગતના નિત્ય ઉત્સવની મોટી જાહેરાત આખું આકાશ વ્યાપીને કોઈએ ટાંગી દીધી છે તે આપણને દેખાયા વગર રહે ખરી?

આમાં આપણો ઉત્સવ ક્યારે આવે? જે દિવસે આપણે સમય કાઢી શકીએ તે દિવસે જે દિવસે આપણને અચાનક ભાન થાય કે આપણને નિમંત્રણ આવેલું છે અને તે નિમંત્રણ રોજ વ્યર્થ જાય છે જે દિવસે સ્નાન કરીને તૈયાર થઈને ઘર છોડીને ઝટપટ નીકળી પડીએ તે દિવસે

તે દિવસે ઉત્સવની સવારે આકાશ તરફ જોઈને આપણે બોલી ઊઠીએ છીએ — વાહ, આજ પ્રકાશ કેવો મધુર કેવો પવિત્ર છે! અરે મૂઢ એ પ્રકાશ ક્યારે મધુર નહોતો ક્યારે પવિત્ર નહોતો! તે શું એક દિવસ ઉપર ખાસ છાપ મારી દીધી છે એટલે શું આ આકાશનો પ્રકાશ ઉજ્જ્વળ થઈને પ્રકાશ્યો છે!

બીજું કશું નથી — આજે નિમંત્રણ માનીને આવ્યો છું, બીજા દિવસોએ માન્યું નહોતું એટલો માત્ર તફાવત છે! તૈયારી તો રોજ આવી જ થતી હતી રોજ જ થાય છે જગત આનંદરૂપ છે એ જોવા માટે આજે કામકાજ છોડીને આવ્યો છું એટલું જ નહિ, મેં પણ મારા આનંદમયરૂપે જ યોગ કર્યું છે — આજે મેં કહ્યું છે આપના જેવાની બેચાબેચ આજ રહેવા દે સ્વપરનો ભેદ આજ દૂર થાઓ બધી કૃપણતા આજ નાશ પામો, સમસ્ત ઐશ્વર્ય આજ પ્રગટ થાઓ! જે આનંદ જળમાં, સ્થળમાં અને આકાશમાં સર્વત્ર બિરાજમાન છે તે આનંદો આજે મારા આનંદનિકેતનમાં અનુભવીશ — જે ઉત્સવ નિખિલ વિશ્વનો ઉત્સવ છે તે ઉત્સવને આજ મારો ઉત્સવ બનાવી દઈશ

વિશ્વને કંઈ એક ખંડ નથી તેના જુદા જુદા ખંડમાં જુદા જુદા ઉત્સવની વ્યવસ્થા થયેલી છે લોકસમૂહમાં અને નિર્જનમાં જુદે જુદે ઠેકાણે ઉત્સવના અનેકવિધ જુદા જુદા ભાવ અને આનંદની અનેકવિધ જુદી જુદી મૂર્તિ રહેલી છે નીલ આકાશ તળે પ્રસરેલા મેદાનમાં આ છાયાસ્નિગ્ધ નિભૃત આશ્રમનો જે ઉત્સવ રોજ થાય છે તે ઉત્સવમાં આપણે આશ્રમના આશ્રિતોએ સૂર્યતારા અને તરુઓની સાથે ભળીને કદી ભાગ લીધો છે? આપણે આ આશ્રમને એના સમસ્ત સત્ય અને સૌન્દર્ય સાથે જોયો છે? જોયો નથી આ આશ્રમની વચમાં રહેવા છતાં પણ આપણે દરરોજ સવારે સંસારમાં જ જાગ્યા છીએ અને દરરોજ રાત્રે સંસારના ખોળામાં જ સૂતા છીએ

ત્રણસો ને ચોસઠ દિવસ પછી આજે આપણે આશ્રમવાસીઓ આ આશ્રમને જોવા આવ્યા છીએ જ્યારે સૂર્યે પૂર્વગગનને પ્રકાશિત કર્યું હતું ત્યારે આપણે એને જોવા પામ્યા નહોતા જ્યારે આખું આકાશ ભરીને તારાની દીપમાળા પ્રગટી હતી ત્યારે પણ આપણે એને જોવા પામ્યા નહોતા, આજ આપણે એક તેલનો દીવો — મીણબત્તીનો દીવો

સળગાવી એને જોવા આવ્યા છીએ! ભલે, એમાં કંઈ દોષ નથી. મહેશ્વરના મહોત્સવમાં ભાગ લેવા જઈએ તો આપણી પોતાની પણ જે કંઈ મૂડી હોય તે પણ બહાર કાઢવી પડે! માત્ર તેમના પ્રકાશથી જ તેમને જોવાના હોત તો તો સહેલમાં પતી ગયું હોત, પરંતુ એટલો કરાર તેમણે આપણી પાસે કરાવી લીધેલો છે કે આપણો દીવો પણ આપણે પેટાવવો પડશે, નહિ તો દર્શન નહિ મળે, મિલન નહિ થાય — આપણને જે અહંકાર આપી રાખેલો છે તે આટલા જ માટે. અહંકારમાં આગ મૂકીને આપણે મહોત્સવની મશાલ તૈયાર કરીશું. તેથી જ ચિરજાગ્રત આનંદને જોવા માટે મારા પોતાના આ જરા-જેટલા આનંદને પણ જગાડવો પડે છે, તે ચિરપ્રકાશિત જ્ઞાનને પણ જાણવા માટે મારા અલ્પસ્વલ્પ જ્ઞાનની વાટને ઊસકવી પડે છે, અને જેમનો પ્રેમ આપોઆપ જ પ્રવાહિત થઈને ઊભરાઈ જાય છે, તેમના અખૂટ પ્રેમને પણ આપણે અનુભવી નહિ શકીએ, જો નાના જુઈના ફૂલ જેવા આપણા આ જરાજેટલા પ્રેમને આપણે ખીલવી ન શકીએ.

એટલા માટે જ વિશ્વેશ્વરના જગદ્વ્યાપી મહોત્સવમા પણ આપણે બરાબર ભાગ લઈ શકીશું નહિ, જો આપણે આપણી ક્ષુદ્ર સામગ્રી લઈને ઉત્સવ ન કરીએ. એટલે આપણા અહંકારે આજે આકાશને ભરી દેતી ગ્રહનક્ષત્રની મજલીની નજર સામે પોતાના આ થોડા દરિદ્ર દીવા નિર્લજ્જભાવે પેટાવ્યા છે. આપણો એવો ગર્વ છે કે અમે પોતાના દીવા વડે જ તેમને જોઈશુ આપણા એ ગર્વથી —અભિમાનથી મહાદેવ ખુશ છે, તેઓ હસે છે આપણા આ દીવા સળગાવેલા જોઈને તે કોટિ સૂર્યના અધિપતિ આનંદિત થયા છે. આ જ તેમનું પ્રસન્ન મુખ જોવાનો અવસર છે, આ સુયોગને વખતે આપણી સમસ્ત ચેતનાને જાગ્રત કરવી પડશે એ ચેતના આપણા આખા શરીરમા જાગીને રોમેરોમે પુલકિત થાઓ, એ ચેતના દિવસના પ્રકાશના તરગે તરગે સ્પંદિત થાઓ, નિશીથરાત્રિના અંધકારમાં પરિવ્યાપ્ત થાઓ. આજે તે ઘરને ખૂણે, ઘરના વિચારોથી

વિક્ષિપ્ત ન થાઓ, નિખિલ વિશ્વ પ્રત્યે તે મિથ્યા ન બની રહો, આજે તે કોઈ પણ આસનમાં સંકુચિત થઈને વંચિત ન રહો અનંતસભાનું બધું આયોજન, સમસ્ત દર્શન, સ્પર્શન, મિલન કેવળ આ ચૈતન્યના જાગવાની રાહ જોઈ રહ્યું છે, એટલા માટે જ દીવા બળે છે, બંસી વાગે છે, દૂતો ચારે દિશાએથી આવીને બારણે ઊભા છે, બધું જ તૈયાર છે — એ ચેતના તું ક્યાં છે! ઓ — ઉત્તિષ્ઠત જાગ્રત!

## ૧૮

## દીક્ષા

૭મી પોષ, ૧૩૧૫

એક દિવસ જેમની ચેતના વિનાસની આરામશય્યામાંથી અચાનક જાગી ઊઠી હતી — આ ૭મી પોષનો દિવસ તે દેવેન્દ્રનાથનો દિવસ છે એ દિવસ તેઓ આપણને માટે દાન કરી ગયા છે રત્નનું જે રીતે દાન કરવું જોઈએ તે રીતે દાન કરી ગયા છે આજે ડબ્બી ઉઘાડીને રત્નને આ મેદાનના આકાશમાં ઊંચું પકડીને જોઈશું — અહીંના ધૂળ વગરના નિર્મળ નિર્જન આકાશમાં જે નક્ષત્ર મંડળી ઝળહળે છે તે તારાઓની વચમાં તેને પકડીને જોઈશું તે સાધકના જીવનની ૭મી પોષનું આજે ઉદ્દ્‌ઘાટન કરવાનો દિવસ છે તેનો આજે આપણે ઉત્સવ કરીએ છીએ

આ ૭મી પોષને દિવસે તે ભક્તે પોતાની દીક્ષા લીધી હતી તે દીક્ષાનો અર્થ કેવો મોટો છે એ વાત આજનો દિવસ આપણને કહે છે ખરો? એ વાત જો ન સાંભળી ગયા તો આપણે આવ્યા શા માટે અને શું લઈને જવાના?

જે દિવસે તેમના જીવનમાં આ ૭મી પોષનો સૂર્ય એક દિવસ ઊગ્યો હતો તે દિવસે દીવા પણ સળગ્યા નહોતા, માણસો પણ ભેગા થયા નહોતા — તે શિયાળાનો નિર્મલ શાંત દિવસ હતો, સ્તબ્ધ હતો. તે દિવસે શું બની રહ્યું હતું તેની તેમને પોતાને પણ પૂરી ખબર નહોતી. કેવળ અંતર્યામી વિધાતા પુરુષ જાણતા હતા.

એ જે દીક્ષા તે દિવસે તેમણે લીધી હતી તે સહેલી વાત નહોતી. એ કેવળ શાંતિની દીક્ષા નહોતી, અગ્નિની દીક્ષા હતી. તેમના પ્રભુએ તે દિવસે તેમને કહ્યું હતુ: 'આ જે વસ્તુ તેં આજે મારા હાથમાથી લીધી છે એ સત્ય છે — એનો ભાર તેં સ્વીકાર્યો છે એટલે હવે તને આરામ નથી, તારે રાત ને દહાડો જાગ્રત રહેવુ પડશે. એ સત્યનું રક્ષણ કરવામા તારું બધુ જ જાય તો ભલે જતુ! પણ ખબરદાર, તારે હાથે મારા સત્યનુ અપમાન ન થવુ જોઈએ.'

પોતાના પ્રભુ પાસેથી સત્યનુ દાન લીધા પછી તેઓ ઊંઘવા પામ્યા નહોતા તેમના આત્મીય ગયા, ઘર ગયું, સમાજ ગયો, નિંદાથી આખો દેશ છવાઈ ગયો — આવુ મોટું વિશાળ કુટુંબ, આવા માની મિત્રો, આવા ધનવાન આત્મીયો, આવા તેમના સહાયકો — બધાની સાથે વિચ્છેદ થઈ ગયો, એવી દીક્ષા તેમણે લીધી હતી. જગતની બધી અનુકૂળતાઓને વિમુખ બનાવી દઈને આ સત્યને સ્વીકારીને તેઓ દેશદેશમા, અરણ્યમા અને પર્વતમાં ભ્રમણ કરતા ફર્યા હતા! એ તો પ્રભુનુ સત્ય! એ અગ્નિની રક્ષા કરવાનો ભાર લીધા પછી આરામ ન હોય, નિદ્રા ન હોય! રુદ્રદેવની તે અગ્નિદીક્ષા આજના ઉત્સવમાં રહેલી છે. પણ શું તે પ્રચ્છન્ન જ રહેશે? આ ગીતવાદ્યકોલાહલમાં પ્રવેશ કરીને જે भयाना भय भीषण भीषणानाम् છે, તેમના દીપ્ત તેજની વજ્રમૂર્તિનાં આજે પ્રત્યક્ષ દર્શન કરીને નહિ જાઓ? ગુરુના હાથમાથી પેલું જે "वज्रमुद्यतम्" તેમણે ગ્રહણ કર્યું હતુ, તે વજ્રનું તેજ જ આ ૭મી પોષના મર્મસ્થાનમાં રહેલું છે.

પરંતુ કેવળ ત્યાગ નહિ, કેવળ પરીક્ષા નહિ એ દીક્ષામાં કેવો અભયવર રહેલો છે તે પણ જોના જેવું પાછળ તે ધની સંતાનના જીવનમાં જે સંકટના દિવસો આવ્યા હતા તે તો બધા જાણે છે જે વિપુલ ઐશ્વર્ય રાજમહેલની પેઠે એક દિવસ તેમનો આશ્રય હતું તે જ્યારે એક દિવસ તેમના માથા પર તૂટી પડ્યું અને તેમને માટી ભેગા મેળવી દેવા ઉદ્યત થયું ત્યારે તે ભયંકર વિપત્તિ પડવાને વખતે આ સત્યદીક્ષાએ જ આવરણ બનીને તેમનું રક્ષણ કર્યું હતું, તે દિવસોમાં તેમને બીજી કોઈ પાર્થિવ સહાય હતી નહિ એ દીક્ષાએ તેમને કેવળ દુર્દિનના દારુણ આઘાતમાંથી બચાવી લીધા હતા એટલું જ નહિ પ્રલોભનના દારુણતર આક્રમણમાંથી પણ તેમનું રક્ષણ કર્યું હતું

આજની આ ૭મી પોષમાં તેમની તે સત્યદીક્ષાની રુદ્રદીપ્તિ અને અભયસ્વરૂપ બંને રહેલાં છે તે જો આપણે જોઈ શકીએ અને લેશ માત્ર પણ ગ્રહણ કરી શકીએ તો ધન્ય થઈ જઈએ સત્યની દીક્ષા કોને કહે છે એનું જો આજે ભક્તિપૂર્વક સ્મરણ કરી જઈ શકીએ તો આપણે ધન્ય થઈએ એમાં પોલ નથી ચોરીછૂપી નથી દ્વિધા નથી બંને બાજુ સાચવીને ચાલવાની ચતુરાઈ નથી પોતાને ભોળવવા માટેની ખોટી સુનિપુણ યુક્તિ નથી સમાજને ખુશ કરવા માટે બુદ્ધિની આંખો ફોડવાની વાત નથી માણસોના બજારમાં વેચી દેવા માટે ભગવાનના ધનની ચોરી કરવાની વાત નથી તે સત્યને બધાં દુઃખ પીડન સમેત સ્વીકારી લીધું એટલે પછી બિલકુલ નિર્ભય થઈ જવાય છે — ધૂળમાટીનું ઘર ભાંગી નાખીને એકદમ પિતાના ઘરનો અધિકાર મળી જાય છે ચિરજીવનનું જે ગમ્યસ્થાન જે અમૃતનિકેતન તેના રસ્તાનો જે એકમાત્ર મિત્ર છે તેમનો આશ્રય મળી જાય છે — સત્ય દીક્ષાનો એ અર્થ છે

તે સાધુ સાધક પોતાના જીવનના સૌથી મોટા દિવસને પોતાની દીક્ષાના દિવસને આ નિર્જન મેદાનના મુક્ત આકાશ અને નિર્મલ

પ્રકાશમાં પ્રતિષ્ઠિત કરીને મૂકી ગયા છે. તેમના તે મહાદિનની આસપાસ આ મંદિર, આ આશ્રમ, આ વિદ્યાલય પ્રતિદિન આકાર ધારણ કરતાં જાય છે, આપણાં જીવન, આપણાં હૃદય, આપણી ચેતના એને વળગીને ઊભેલાં છે; એ દિવસના જ આહ્વાનથી કલ્યાણ મૂર્તિમાન થઈને અહીં આવિર્ભૂત થયું છે; અને તેમની તે સત્યદીક્ષાનો દિવસ ધની અને દરિદ્રને, બાળક અને વૃદ્ધને, જ્ઞાની અને મૂર્ખને વરસોવરસ આનંદ-ઉત્સવનું આમંત્રણ આપીને લઈ આવે છે. એ દિવસને આપણા અન્યમનસ્ક જીવનના બારણા આગળ ઊભો ન રાખીએ તો સારું — ભક્તિપૂર્વક સમાદર કરીને અંદર બોલાવી લો, આપણા તુચ્છ જીવનનું રોજરોજનું જે દૈન્ય છે તેને સંપૂર્ણ કરી દો.

હે દીક્ષાદાતા, હે ગુરુ, હજી પણ જો અમે તૈયાર ન હોઈએ તો અમને તૈયાર કરો, આઘાત કરો, ચેતનાને સર્વત્ર ઉદ્યત કરો, પાછા કાઢશો નહિ, દુર્બળ ગણીને તમારા બધા દરબારીઓની પાછળ હડસેલી મૂકશો નહિ. આ જીવનમાં સત્યને ગ્રહણ કરવું જ પડશે, નિર્ભયતાથી અને અસંકોચપૂર્વક અસત્યના ઉકરડાના ઢગલામાં વ્યર્થ જીવનને નથી નાખવું. દીક્ષા ગ્રહણ કરવી જ પડશે, તમે શક્તિ આપો !

## ૧૯

## મનુષ્ય

૮મી પોષ, ૧૩૧૫

કાલના ઉત્સવમેળાના દુકાનદારો અને ફેરીવાળાઓ હજી ગયા નથી. આખી રાત તેઓએ આ મેદાનમાં તાપણાં સળગાવીને ગીતો ગાઈને વાદ્યો વગાડીને વિતાવી છે.

કૃષ્ણચતુર્થીની ઠંડી રાત. હું જ્યારે આપણી નિત્યની ઉપાસનાને

સ્થાને આવીને બેઠો ત્યારે પણ રાત વીતીને પરોઢ થવાને વાર હતી. ચારે કોર ગાઢ અંધકાર હતો. અહીંના ધૂળ વગરના સ્વચ્છ આકાશના તારાઓ દેવચક્ષુના અનિમેષ જાગરણની પેઠે અક્લાન્તભાવે પ્રકાશતા હતા. મેદાનમાં અહીંતહીં તાપણાં સળગતાં હતાં. પૂરા થયેલા મેળાના માણસો સૂકાં પાંદડાં બાળીને તાપતા હતા.

બીજા દિવસોએ આ બ્રાહ્મમુહૂર્તે કેવી શાન્તિ! કેવી સ્તબ્ધતા હોય છે! બગીચાનાં બધાં પંખીઓ જાગીને ગાવા મંડી ગયાં હોય છે તોયે તે સ્તબ્ધતામાં ભંગ પડતો નથી. શાલવનનાં મર્મરિત પલ્લવરાશિમાં પોષનો ઉત્તરાઘુ તોફાને ચડ્યો હોય તોયે તે શાંતિને અંત તો નથી.

પરંતુ થોડાં માણસો ભેગાં થઈને જ્યારે કોલાહલ કરે છે ત્યારે પ્રભાતપ્રકૃતિની આ સ્તબ્ધતા શા માટે આમ ક્ષુબ્ધ થઈ જતી હશે? ઉપાસના માટે સાધક પશુપક્ષીહીન સ્થાન શોધતો નથી. મનુષ્યહીન સ્થાન શા માટે શોધે છે?

એનું કારણ એ છે કે વિશ્વપ્રકૃતિ સાથે માણસનું સંપૂર્ણ ઐક્ય નથી. વિશ્વપ્રવાહની સાથે માણસ એકતાને એકતાને ચાલતો નથી. એટલા માટે જ્યાં જ્યાં માણસ રહે છે ત્યાં ત્યાં ચારે કોર તે પોતાના એક પ્રકારના તરંગો ફેલાવે છે — તે એક પણ શબ્દ ન બોલે તોપણ તારાની માફક નિઃશબ્દ રહે અને સહેજ પણ હાલેચાલે નહિ તોપણ વનસ્પતિની પેઠે નિસ્તબ્ધ રહેતો નથી. તેનું અસ્તિત્વ જ આગળ ધસીને આઘાત કરે છે.

ભગવાને જાણીજોઈને વિશ્વપ્રકૃતિની જોડેના માણસના સામંજસ્યનો થોડે અંશે નાશ કર્યો છે — એ તેમનું આનંદમય કૌતુક છે. આ જે આપણા પંચભૂતમાં સહેજ બુદ્ધિનો સંચાર કર્યો છે, સહેજ અહંકાર ભેળવી દીધો છે, તેને લીધે જ આપણે વિશ્વથી અળગા થઈ ગયા છીએ. એ વસ્તુને લીધે જ આપણે ન્યાતબહાર થઈ ગયા છીએ.

એ જ કારણે આપણે ગ્રહ સૂર્યતારાની સાથે હવે તાલ મિલાવીને ચાલી શકતા નથી. આપણે જ્યા છીએ ત્યા છીએ એ વાત હવે કોઈ ભૂલી શકે એમ નથી

ભગવાને આપણુ તે સામજસ્ય નષ્ટ કરીને પાસેની પ્રકૃતિથી આપણને ન્યાતબહાર કરી મૂક્યા તેથી સવારથી રાત સુધી આપણા પોતાના કામની ધાંધલમા આપણે ભટક્યા કરવુ પડે છે

એ સામજસ્ય તૂટી ગયુ છે તેથી જ આપણા સ્વભાવમા વિરાટ વિશ્વની શાન્તિ નથી, આપણી અદરના જુદા જુદા ખડોમાથી અવાજ ઊઠયા કરે છે — જોઈએ, જોઈએ, જોઈએ! શરીર કહે છે, મારે જોઈએ, મન કહે છે, મારે જોઈએ, હૃદય કહે છે, મારે જોઈએ — એક ક્ષણ પણ આ પોકાર થભતો નથી જો બધાની સાથે અવિચ્છિન્ન મેળ હોત તો તો આપણામા આ હજાર સૂરે માગનાની બલા જ હોત નહિ

આજે અધકારમય પરોઢમા બેસીને મારી આસપાસ એ નાના વિધ માગણીઓનો કોલાહલ સાભળતો હતો — કેટલી બધી જરૂરિયાતોનો પોકાર! અરે બળદ ક્યા ગઈ, અમુક ક્યા છે, દેવતા જોઈએ, તમાકુ ક્યા છે, ગાડી બોલાવ, માટલી રહી ગઈ

એક જાતના પખીઓ સવારમા જ્યારે ગીત ગાય છે ત્યારે તેઓ એક સૂરમા એક જ જાતનુ ગીત ગાય છે, પરતુ માણસનો આ જે કોલાહલ છે એમા એક જણની સાથે બીજાનો નથી વાણીનો મેળ, નથી સૂરનો

કારણ, ભગવાને પેનો સટેજ અહકાર ભેળવી દઈને આપણો જગતની સાથે ભેદ પાડી નાખ્યો છે અને એમ કરીને આપણને દરેકને સ્વતત્ર બનાવી દીધા છે આપણી રુચિ, આકાક્ષા, પ્રયત્ન બધુ જ એક એક ભિન્ન કેન્દ્રને અવલબીને એક એક અપૂર્વ મૂર્તિ ધારણ કરીને બેસી ગયુ છે એટલે એકની સાથે બીજાની અથડામણ, ઠોકા-

ઠીક ચાલ્યા જ કરે છે, ખૂટાખૂટ અને ખેંચતાણનો અંત નથી તેને લીધે કેટની બેસૂરતા, કેટલો ઉત્તાપ પેદા થાય છે તેનો કંઈ પાર નથી એ બેસૂરતાથી પીડાયેલુ, એ ઉત્તાપથી તપેલુ આપણુ સ્વાતંત્ર્યગત અસામંજસ્ય સતત સામંજસ્યની પ્રાર્થના કર્યા કરે છે એટલા માટે જ આપણે કેવળ ખાઈપીને પહેરીઓઢીને જીવન ધારણ કરીને જીવી શકતા નથી આપણે એક સૂરને — એક મેળને ઝંખીએ છીએ એ ઝંખના આપણી ખાવાપીવાની ઝંખના કરતા ઓછી નથી હોતી, બલકે વધારે જ હોય છે સામંજસ્ય વગર આપણું ચાલે એમ જ નથી એટલે બોલ્યાચાલ્યા વગર આપણે કાવ્ય રચવા બેસી ગયા છીએ — કેટલુંય લખીએ છીએ કેટલુંય ચીતરીએ છીએ કેટલુંય ઘડીએ છીએ! કેટકેટલા ગૃહ અને સમાજ બાંધીએ છીએ કેટકેટલા ધર્મમત ઊભા કરીએ છીએ આપણે કેટલા બધા અનુષ્ઠાન, કેટલી બધી સંસ્થાઓ કેટલી બધી પ્રથાઓ શરૂ કરીએ છીએ! એ સામંજસ્યની ઝંખનાના માર્યા જુદા જુદા દેશના લોકો કેટલા બધા જુદા જુદા આકારના રાજ્યતંત્રો રચે છે! કેટકેટના કાયદા કેટકેટના શાસન કેટકેટલી જાતની શિક્ષાદીક્ષા! શું કરીએ તો જુદા જુદા માણસોના જુદા જુદા અહંકારને સજાવીને એક બહુરંગી સુંદર ઐક્ય સ્થાપિત થઈ શકે એના પ્રયત્નમા, એની તપસ્યામા આખી દુનિયાના બધા માણસો લાગેલા છે

એ પ્રયત્નના તગાદાને લીધે જ માણસ પોતાની એક સૃષ્ટિ તૈયાર કરી કાઢે છે પોતે આખી સૃષ્ટિથી આ અહંકારમા નિર્વાસિત થયેલો હોવાને કારણે જ તેને આ પોતાની સૃષ્ટિની આટલી બધી જરૂર હોય છે। માણસનો ઇતિહાસ, એટલે કેવળ આ સૃષ્ટિનો ઇતિહાસ આ સમન્વયનો ઇતિહાસ — તેના સમસ્ત ધર્મ અને કર્મમાં, સમસ્ત ભાવ અને કલ્પનામા કેવળ આ અમેળમા મેળ સાધવાનો ઇતિહાસ રચાતો રહ્યો છે મારે મેળવવુ છે મારે મળવુ છે — એ સિવાય બીજી વાત નથી

એટલા માટે આ આખા મેદાનમાં વ્યાપેલા જુદા જુદા લોકોનાં જુદાં જુદાં સ્વતંત્ર પ્રયોજનના નાનાવિધ કોલાહલની વચ્ચે જ્યારે મેં એક જણને ગીત ગાતો સાંભળ્યો કે–"હરિ આમાય બિના મૂલ્યે પાર કરે દાઓ" (હરિ મને વિના મૂલ્યે પાર કરી દે) — ત્યારે એ ગીતમાં આ બધા કોલાહલની અંદરની વાત મને સાંભળવા મળી! બધી માગણીઓની અંદરની માગણી છે આ પાર થવાની માગણી! જે વિચ્છિન્ન છે તે સદા કહે છે, — અરે, મને આ વિચ્છેદમાંથી પાર કરી દો! એ વિચ્છેદને પાર કરી જઈએ તો જ પ્રેમ પૂર્ણ બને. એ પ્રેમ પૂર્ણ ન બને તો બીજુ ગમે તે મળે તેનાથી મને તૃપ્તિ નથી — એ વગર તો હુ કેવળ મૃત્યુમાંથી મૃત્યુમાં જાઉ છું, એકથી બીજે એમ ભટકી મરુ છું — હુ મળી જાઉં તો જ આ વિષમ આપત્તિનો પાર આવે

પરંતુ જે મિલન અમૃતરૂપ છે તેને મેળવવું હોય તો વિચ્છેદ દ્વારા જ મેળવવુ પડે છે! મળીને રહેતા હોઈએ તો કંઈ મિલન મળતું નથી!

એટલા માટે ઈશ્વરે અહંકાર દઈને આપણને અલગ કરી નાખ્યા છે, એ તેના પ્રેમની જ લીલા છે. અહંકાર ન હોય, વિચ્છેદ ન હોય તો મિલન ન હોય મિલન ન હોય તો પ્રેમ અચરિતાર્થ રહે. એટલે માણસ વિચ્છેદ-પારાવારને તીરે બેસીને પ્રેમને જ નાનાવિધ રૂપે ઈચ્છતો ઈચ્છતો નાનાવિધ જાતની નાવડી તૈયાર કર્યાં કરે છે — એ બધી જ સામે પાર જવા માટેની તેની નાવડી હોય છે — પછી એ રાજ્યતંત્ર હોય કે સમાજતંત્ર હોય કે ધર્મતંત્ર હોય.

પરંતુ એમ જો હોય તો પછી પાર થઈને જવાનું ક્યાં? તો શું અહંકારને બિલકુલ જ લુપ્ત કરી દઈને સંપૂર્ણ અવિચ્છેદના દેશમાં જવું એનું જ નામ અમૃતલોકની પ્રાપ્તિ? એ અવિચ્છેદના જ દેશમાં તો ધૂળ-માટી-પથ્થર રહેલાં છે. એ બધાં સમષ્ટિની સાથે

એકતાનમાં મળીને ચાલે છે, તેઓ કોઈ જાતનો વિચ્છેદ અનુભવતા નથી માણસ શું એ જાતના આત્મવિલયને ઝંખે છે?

કદી નહિ! તેમ જો હોત તો તો બધા પ્રકારના વિનયમાં જ તે સાંત્વના પામત આનંદ પામત વિનુપ્તિથી માણસ હમેશાં ડરતો રહે છે એના પ્રમાણ બનાવવાની કંઈ જરૂર નથી. કંઈક ગયુ એ વાતનું સ્મરણ તેને સુખકર નથી હોતુ એ આશંકા અને આ સ્મરણની સાથે જ તેના જીવનનો ઊંડો વિષાદ સંકળાયેલો છે—તે પકડી રાખવા ચાહે છે છતાં પકડી રાખી શકતો નથી માણસ પોતાના પૂરા અંતઃકરણથી કશાને ન ઇચ્છતો હોય તો તે વિનયને

એમ જો હોય તો પછી જે અસામંજસ્ય જે વિચ્છેદ ઉપર તેનું સ્વાતંત્ર્ય પ્રતિષ્ઠિત છે તેને શું તે ચાહે છે? એ પણ તે ઇચ્છતા નથી એ વિચ્છેદ એ અસામંજસ્યને કારણે જ તો તે આખો વખત રડતો હોય છે! તેનાં બધાં પાપ બધા તાપ એને જ આધારે રહેલા છે! એટલા માટે જ તો તે ગાઈ ઊઠે છે—હરિ મને વિના મને પાર કરો! પણ પાર જવું એનો અર્થ લુપ્ત થવુ થતો હોય તો તો આપણે મુશ્કેલીમાં આવી પડીએ! તો તો આ પાર દુઃખ ને પેલે પાર શૂન્યતા

પણ આપણે દુઃખ પણ નથી ઇચ્છતા શૂન્યતા પણ નથી ઇચ્છતા તો આપણને જોઈએ છે શું, અને તે મળે કેવી રીતે?

આપણે પ્રેમ જ માગીએ છીએ એ પ્રેમ ક્યારે મળે? જ્યારે વિચ્છેદમિલનનું સામંજસ્ય સ્થપાય જ્યારે વિચ્છેદ મિલનનો નાશ ન કરે અને મિલન પણ વિચ્છેદને ગળી ન જાય—બંને જ્યારે એકસાથે રહે તેમ છતાં તેમની વચ્ચે વિરોધ ન રહે તેઓ પરસ્પરને સહાયક થઈ પડે

આ ભેદ અને ઐક્યના સામંજસ્ય માટે જ આપણી બધી આકાંક્ષા છે આપણે એમાંથી કોઈને છોડવા માગતા નથી આપણા

જે કંઈ પ્રયાસ છે, જે કાંઈ સર્જન છે, તે કેવળ આ ભેદ અને અભેદના અવિરુદ્ધ ઐક્યની મૂર્તિ જોવા માટે જ છે, એમાં એકને પામવા માટે જ છે. આપણા પ્રેમરૂપી ભગવાન જ્યારે આપણને પાર ઉતારશે ત્યારે તેઓ આપણા ચિરદુઃખમય વિચ્છેદને જ ચિરતન આનંદમય વિચ્છેદ બનાવી દેશે ત્યારે તેઓ આપણા આ વિચ્છેદના પાત્રમા ભરીને જ મિલનની સુધાનુ પાન કરાવશે અને વિચ્છેદ એ કેવું અમૂલ્ય રત્ન છે તે આપણને સમજાવશે

## ૨૦

## વીખરાયેલો હાટ

૯મી પોષ, ૧૩૧૫

માણસનુ મન આખો વખત જેમ બોલ્યા કરે છે કે મારે જોઈએ છે, જોઈએ છે, જોઈએ છે, તેમ તેની પૂંઠે પૂંઠે જ બીજી એક વાત પણ કહે છે કે મારે જોઈતુ નથી, જોઈતુ નથી, જોઈતુ નથી. હમણા કહે છે કે આના વગર નહિ ચાલે, બીજી જ ક્ષણે કહે છે કે કંઈ જરૂર નથી

વીખરાયેલા મેળાના લોકો કાલે રાતે કહેતા હતા કે થોડા લાકડા-છોડા, ઘાસપાદડા મળી જાય તો જ જિવાય, ત્યારે એમ લાગતુ હતું કે એના વગર ચાલે એમ નથી! ઠંડીમા ખુલ્લા મેદાનમા થોડો આશ્રય ઊભો કરવો એ જ જગતની સૌથી મોટી જરૂર છે એમ લાગતું હતું. કોઈ પણ ઉપાયે એકાદ ચૂલો તૈયાર કરી સૂકા પાદડા બાળી ગમે તે કંઈ રાંધી લઈને ખાવાનો પ્રયત્ન પણ ખૂબ પ્રબળ બની ગયો હતો. એ જરૂર અને પ્રયત્ન આગળ જગતની બીજી બધી વસ્તુ ગૌણ બની ગઈ હતી.

ગમે તેમ કરીને એ લાકડાંછોડાં, ઘાસપાંદડાં ભેગાં કર્યાં હતાં. પણ આજ રાત વીતી ન વીતી ત્યાં તો સાંભળવા મળ્યું કે 'અરે, ગાડી ક્યાં છે? બળદ જોડ ને.' જવું પડશે, હવે ગામ જવું પડશે. આ ચાલ્યા જવાની જરૂર જ હવે સૌથી મોટી છે. કાલ રાતની અત્યંત જરૂરની વસ્તુઓ હવે નકામી કચરારૂપ બની ગઈ— કાલે જેને અત્યંત જરૂરનું ગણતા હતા તેને આજે છોડીને ચાલ્યા જવાને અધીરા થઈ ગયા છે

વિશ્વમાનવ પણ એ જ રીતે એક યુગમાંથી બીજા યુગમાં જવાની તૈયારી કરે છે જ્યારે નવો દિવસ ઊગે છે, જ્યારે રાત જાઉં જાઉં કરે છે, ત્યારે સૌ એકબીજાને ઢેયાઢેલી કરીને બૂમ મારે છે, 'અરે ચાલ, બળદ ક્યા છે, અરે ગાડી ક્યાં છે!' પછી પેલી રાતની અત્યંત જરૂરી વસ્તુઓ પણ એ દિવસના પ્રકાશમા અત્યંત નકામી કચરા જેવી બની જઈને લજ્જા પામીને પડી રહે છે. સૂકાં પાદડામાથી હજી ધુમાડો નીકળે છે, તેની રાખ ભેગી થયા કરે છે. ભાંગેલી હાંડી, શકોરાં, શાલનાં પાદડાથી મેદાન છવાઈ ગયુ છે. આશ્રમ માટે ઊભાં કરેલાં ઝૂપડા આશ્રિતોએ ત્યાગ કરવાથી અત્યંત શ્રીભ્રષ્ટ અને લજ્જિત બની ગયા છે. બધું જ પડી રહ્યું — પૂર્વ ગગન લાલ થઈ ગયું છે, હવે ચાલી નીકળવુ પડશે ફરી ફરી એક નવા યુગની જરૂરી વસ્તુઓ ભેગી કરવી પડગે ત્યારે એમ લાગશે કે આજની આ જરૂરી વસ્તુઓ જ ચરમ છે, હવે પછી કોઈ દહાડો મળસકે ઊઠીને ગાડીએ બળદ જોડવા નહિ પડે એમ માનીને ફરી લાકડાછોડાં, ઘાસપાંદડાં ભેગાં કરવામાં લાગી જવાય છે. તેમ છતા તે વખતે પણ એ અત્યંત આવશ્યક વસ્તુઓની સામેની દૂર દૂર વિસ્તરેલી ક્ષિતિજ પરથી કરુણ ભૈરવી સુરે સંદેશો આવે છે, જરૂર નથી, જરૂર નથી!

જો એ સૂર ન હોત, જો આ અત્યંત પ્રયોજનના જ અંતરમાં અત્યંત અપ્રયોજન વસતુ ન હોત તો આપણે જીરવા પામત

ખરા! પ્રયોજન જો સાચે જ સર્વોપરી હોત તો તો તેનો ભયકર બોજો કોણ સહી શકત! અત્યત અપ્રયોજનના રાત અને દિવસ આ અત્યત પ્રયોજનનો ભાર હરી લે છે એટલે જ આપણે જરૂરના અતિ પ્રબળ ગુરુત્વાકર્ષણની વચ્ચે પણ હરફર કરી શકીએ છીએ એટલે પરોઢનો પ્રકાશ દેખાતાવેત ઢગલાબધ બોજો ગમે ત્યા ગમે તેમ પડ્યો મૂકીને આપણે ગાડીમા ચડી જઈ શકીએ છીએ. "કશુ જ રહેતુ નથી" એમ કહીને દીર્ઘ નિશ્વાસ નાખીએ છીએ, તેમ "કશુ જ ખસતુ નથી" એમ કહીને ઉતાશ થઈ જતા નથી રહે છે પણ ખરુ અને જાય છે પણ ખરુ, એ બેની વચ્ચે આપણને મોકળાશ પણ મળી રહે છે, આશ્રય પણ મળી રહે છે — આપણને ઘર પણ મળે છે, હવા ઉજાશ પણ રૂધાતા નથી!

## ૨૧

## ઉત્સવનો અંત

૯મી પોષ, ૧૩૧૫

આપણે ઘણી વાર ઉત્સવ કરીને ખુવાર થઈ જઈએ છીએ દેવુ ચૂકવતામા જ દિવસ પૂરા થઈ જાય છે થોડી પૂજીવાળો માણસ જો એક દિવસ માટે રાજાનો શોખ પૂરો કરવા જાય તો તે પોતાના દસ દિવસોને દેવાળિયા બનાવી મૂકે, એ સિવાય બીજો ઉપાય નથી

એટલા માટે ઉત્સવ પછીનો દિવસ આપણને ખૂબ મ્લાન લાગે છે તે દિવસે આકાશના પ્રકાશની ઉજ્જ્વલતા ચાલી જાય છે, તે દિવસે અવસાદથી હૃદય ભારે બની જાય છે

પણ એનો ઉપાય નથી માણસ વરસમા ઓછામા ઓછુ એક

દિવસ પોતાના કાર્પણ્યને દૂર કરીને તે અકૃપણની સાથે આદાન પ્રદાનનો સબંધ બાંધવા ઇચ્છે છે ઐશ્વર્ય દ્વારા તે ઈશ્વરનો અનુભવ કરે છે

બે પ્રકારના અનુભવ હોય છે એક પ્રકારનો અનુભવ, દરિદ્ર જે રીતે ધનીનો અનુભવ કરે છે — દાનપ્રાપ્તિ દ્વારા, તેના જેવો હોય છે તે અનુભવમા જુદાઈનો અનુભવ જ વધારે થાય છે બીજા એક પ્રકારનો અનુભવ હોય છે તે સમાનતાનો અનુભવ હોય છે તેમાં આપણને બારણા બહાર બેસી રહેવુ પડતુ નથી, કંઈક એક જાજમ ઉપર બેસી શકાય છે

દરરોજ જ્યારે આપણે દીનભાવથી રહેતા હોઈએ છીએ ત્યારે આપણુ નિરાનંદ ચિત્ત આનંદમયની આગળ ભિક્ષુકપણુ કરે છે ઉત્સવને દિવસે તે પણ કહેવા માગે છે કે આજે હું પણ તારી માફક આનંદ કરીશ, આજે મારી દીનતા નથી, આજે મારો આનંદ અને મારો ત્યાગ તારા જેવો જ અજસ્ર છે

આવી રીતે ઐશ્વર્ય એ શી વસ્તુ છે, અકૃપણ પ્રાચુર્ય કોને કહેવાય, તેનો પોતામાં અનુભવ કરુ છુ ત્યારે ઈશ્વર કેવળ મારો અનુગ્રહકર્તા નથી, તે પણ મારો આત્મીય છે, એ વાત હું સમજુ છું અને પુરવાર કરુ છુ

પરતુ એ સમજવા અને એનો પ્રચાર કરવા જતા ઘણી વાર અંતે દુ ખમા આવી પડાય છે ગયા દિવસનું વેરાયેલુ ઉચ્છિષ્ટ, બળેલી વાટ, અને સુકાયેલી માળા તરફ જોઈને મન ઉદાસ થઈ જાય છે, પછી ચિત્તની રાજાના જેવી ઉદારતા રહેતી નથી, હિસાબની વાત યાદ આવતા મન કિનષ્ટ થઈ જાય છે ?

જે રોજ રોજ થોડુ થોડુ ભાથુ ભેગુ કરતો રહે છે તેને કશુ દુ ખ ભોગવવુ પડતું નથી, જે માણસ રોજ રોજ ઉત્સવની તૈયારી

કરતો રહે છે, તેના ઉત્સવના દિવસને બીજા દિવસો સાથે પૂરેપૂરી જુદાઈ નથી હોતી, પરસ્પર નાડીનો સંબંધ હોય છે.

એમ ન હોય એટલે પછી આપણે દેવું કરીને ઉત્સવ કરવો પડે છે. આનંદ કરીએ છીએ ખરા, પણ તે આનંદનો મોટો ભાગ ખરેખર પોતાના પૈસાથી કરતા નથી, પંદર આની ભાગ ઉધારથી ચલાવીએ છીએ. લોકસમાગમમાંથી ઉછીનું લઈએ છીએ, ફૂલની માળામાંથી ઉછીનું લઈએ છીએ, દીવામાંથી, સભામાંથી, શણગારમાંથી ઉછીનું લઈએ છીએ, ગીતમાંથી વાજિંત્રમાંથી, ભાષણમાંથી ઉછીનું લઈએ છીએ. તે દિવસના ઉશ્કેરાટમાં ભાન જ નથી રહેતું કે ઉધારથી ચલાવીએ છીએ. બીજે દિવસે જ્યારે ફૂલ સુકાઈ જાય છે, દીવા બુઝાઈ જાય છે, લોકો ચાલ્યા જાય છે, ત્યારે દેવાની પ્રચંડ શૂન્યતા નજરે પડે છે અને હૃદયને વ્યાકુળ બનાવી દે છે.

આપણા આ દૈન્યને કારણે જ ઉત્સવદેવતાને આપણે ઉત્સવની સાથે સાથે જ વિદાય કરી દઈએ છીએ — ઉત્સવના અધિપતિને રોજના સિંહાસન ઉપર બેસાડવાની કોઈ તૈયારી જ રાખતા નથી.

આપણું સૌભાગ્ય એટલું કે આપણે થોડા માણસો રોજ પરોઢમાં આ મંદિરના પ્રાંગણમાં ભેગા મળીને થોડું થોડું ભેગું કરતા હતા, આપણે આ ઉત્સવના મેળામાં છેક જ સ્વાદ્ગત વિદેશીની પેઠે ભળ્યા નહોતા, આપણી રોજરોજની પ્રભાતની કમાણી હાથોહાથ નકામી ખરચાઈ ગઈ નહોતી. આપણે ઉત્સવકર્તાને, માનું છું કે કહી શકયા છીએ કે તમારી સાથે મારો થોડો પરિચય છે, તમારું નિમંત્રણ મને મળ્યું છે.

વળી આપણા ઉત્સવને અચાનક એક દિવસમાં જ આપણે પૂરો નહિ કરી દઈએ, એ ઉત્સવને આપણા દૈનિક ઉત્સવમાં વહેંચાવી દઈશું. દરરોજ પ્રાતઃકાળે આપણા દશ જણનો આ ઉત્સવ ચાલ્યા કરશે. આપણી રોજ રોજની બધી તુચ્છતા અને આત્મવિસ્મૃતિ પણ

કંઈ નહિ તોય એક વાર તો દિવસના આરંભે જગતના નિત્ય ઉત્સવના ઐશ્વર્યનો અનુભવ કરી જઈશું જ્યારે દરરોજ ઉષા પોતાનો પ્રદીપ હાથમા લઈને પૂર્વ દિશાને છેડે આવીને ઊભી રહેશે ત્યારે આપણે થોડા જણ સ્તબ્ધ બેસીને એ વાતનો અનુભવ કરીશું કે આપણો પ્રત્યેક દિવસ જ મહિમાન્વિત છે, ઐશ્વર્યમય છે, આપણા જીવનની તુચ્છતાએ તેને લેશમાત્ર મલિન કર્યો નથી, રોજ રોજ તે નવીન હોય છે, ઉજ્જ્વળ હોય છે, પરમાશ્ચર્યમય હોય છે, તેના હાથમાનુ અમૃતપાત્ર બિલકુલ ઊંધુ પાડી દઈએ તોયે તેનુ એક ટીપુ પણ નાશ પામતું નથી.

## ૨૨

## સંચયતૃષ્ણા

૧૦મી પોષ, ૧૩૧૫

એક દિવસના પ્રયોજન કરતા વધારેનો જે સંગ્રહ કરતો નથી તેવા દ્વિજ ગૃહસ્થની આપણી પ્રાચીન સંહિતામા પ્રશંસા કરેલી છે કારણ કે એક વાર સંગ્રહ કરવાનુ શરૂ કર્યું એટલે આપણે ધીમે ધીમે સંગ્રહનુ યંત્ર બની જઈએ છીએ, પછી આપણો સંગ્રહ પ્રયોજનને વટાવીને ક્યાંનો ક્યાં ચાલ્યો જાય છે, એટલુ જ નહિ, પ્રયોજનને જ વંચિત અને પીડિત કર્યા કરે છે

આધ્યાત્મિક સંગ્રહને પણ આ વાત લાગુ નથી પડતી એમ નહિ આપણે જો કોઈ પુણ્યને વિશે એવુ માની લઈએ કે ભવિષ્યમા કોઈ ફળ મેળવવાને માટે આપણે તેનો સંગ્રહ કરીએ છીએ, તો પછી સંગ્રહ કરવાની વૃત્તિ જ આપણા ઉપર સવાર થઈ જાય છે, તેની બાબતમા આપણે કૃપણ જેવા બની જઈએ છીએ, તેના સંબંધમાં આપણી સ્વાભાવિકતા બિલકુલ ચાલી જાય છે, બધી જ

બાબતમાં પછી આપણે કેવળ વ્યાજ ઉપર જ નજર રાખીએ છીએ, નફાનો જ હિસાબ કર્યા કરીએ છીએ.

આવી સ્થિતિમાં પુણ્ય આપણા આનંદને ઉપવાસી રાખે છે અને એમ માને છે કે ઉપવાસ કરવાથી જ પુણ્ય વૃદ્ધિ પામે છે. આમ આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ ઘણા આહારનો સંગ્રહ કરી પ્રાણનો નાશ કરે છે.

આધ્યાત્મિક ઘરસંસારમા આપણે કાલની ચિંતા આજે નહિ કરીએ. એમ જો કરીશું તો આજને વંચિત કરીશું. આપણે ભેગું કરવાનો વિચાર સુધ્ધા નહિ કરીએ. આપણે ખરચી જ જાણીશું. આપણી રોજની ઉપાસના જાણે આપણી રોજ ખરચાઈ જતી સામગ્રી બને. આપણે એવું ધારીશુ જ નહિ કે એમાથી આપણે શાતિ મેળવીશુ, પુણ્ય પ્રાપ્ત કરીશું, ભવિષ્યમાં કોઈક વાર ઉદ્ધાર પામીશું, અથવા કંઈ બીજું મેળવીશું. જે કઈ સગ્રહ થયો છે તે હાથોહાથ બધો જ તેમને (ઈશ્વરને) પૂરેપૂરો ઠાલવી આપવો પડશે; તેમને જ બધુ આપવામાં જ એ આપવાનો અત રહેલો છે.

જો આપણે એમ માનીએ કે તેમની ઉપાસના કરવાથી આપણને પુણ્ય મળે છે, તો બધી પૂજા ઈશ્વરને અર્પણ થઈ શકતી નથી, તેનો ઘણો ભાગ પુણ્ય માટે ભેગો કરવામા આવે છે. જો આપણે એવુ માનવા માડીએ કે ઈશ્વરનું જે કામ કરીએ છીએ તેમાંથી લોકહિત થશે તો લોકહિતની ઉત્તેજના ક્રમે ક્રમે ઈશ્વરનો પ્રસાદ મેળવવાની વાતને નાની બનાવી દઈને પોતે જ મોટી થતી રહે છે।

ધર્મની બાબતમાં આ પાપના છિદ્રમાંથી જ વિષય અને કર્મની સાસારિકતા કરતાં તીવ્રતર સાસારિકતા પ્રવેશ કરે છે. તેમાંથી જ ક્રોધ, વિદ્વેષ, પરનિન્દા, પરપીડન વગેરે નિશાચરો ધર્મને નામે પોતાની ગુફામાથી બહાર નીકળી પડે છે, મતની સાથે મતના યુદ્ધથી પૃથ્વી બિલકુલ લોહી લોહી થઈ જાય છે. પછી ઈશ્વરને પાછળ હમેશાં

શકીએ છીએ પરંતુ જેની આગળ કોઈ ઉદ્દેશ્ય નથી, કોઈ સાધના નથી — તેનો નાવિક ક્યાં છે, તેનો સમુદ્ર ક્યો છે, તે શાને પાર કરવા ઇચ્છે છે! તેનો આ પાર ક્યાં છે? પેલો પાર ક્યાં છે?

આપણે આપણા કામકાજની ભીડમાં રહ્યા રહ્યા જ બોલીએ છીએ કે હરિ પાર કરો, ગાડીવાળો જ્યારે ગાડી ચલાવે છે ત્યારે કહે છે, પાર કરો, મોદી જ્યારે દાળચોખા જોખે છે ત્યારે કહે છે, પાર કરો!

એવું ન માનશો કે એ લોકો એમ કહે છે કે અમારા આ કામમાંથી જ અમને પાર કરો! તેઓ કામમાં રહીને જ પાર થવા માગે છે એટલે ગીત ગાતી વખતે તેઓનું કામ બંધ રહેતું નથી.

હે આનંદ સમુદ્ર! આ પાર પણ તમારો જ છે પેલો પાર પણ તમારો જ છે! પણ એક પારને જ્યારે મારો પાર કહીએ છીએ ત્યારે પેલા પાર સાથે તેનો વિચ્છેદ થાય છે ત્યારે તે પોતાની સંપૂર્ણતાના અનુભવોથી ભ્રષ્ટ થાય છે સામા પારને માટે તેના પ્રાણ અંદરખાનેથી આખો વખત રડ્યા કરે છે! મારા પારનો 'હું' તારા પારના 'તું'ના વિરહમાં ઝૂરે છે પાર થવા માટે આક્રંદનો પુકાર કરે છે એવું કારણ આ છે!

આ મારું ઘર છે એમ માનીને 'હું' નામનો માણસ રાતદહાડો વૈતરું કરે છે, જ્યાં સુધી તે એમ ન કહી શકે કે આ તારું પણ ઘર છે, ત્યાં સુધી તેના દાહને, બંધનને ક્ષતિને કોઈ રીતમાં નથી રહેતી — ત્યાં સુધી ઘરનું કામ કરતાં કરતાં તેનો અંતરાત્મા રડી રડીને ગાયા કરે છે, 'હરિ મને પાર કરો' જે ક્ષણે તે 'મારા ઘર'ને 'તારું ઘર' બનાવી દઈ શકે છે તે ક્ષણે તે ઘરમાં રહેવા છતાં પાર પહોંચી જાય છે 'મારું કામ' માનીને 'હું' નામનો માણસ રાતદહાડો હાંફળો — ફાંફળો થઈને દોડે છે, ત્યારે તે કેટલાય આઘાત કરે છે અને પામે છે, ત્યારે જ તે ગાય છે, 'મને પાર કરો' — જ્યારે તે કહી શકે છે કે આ તારું કામ છે, ત્યારે તે પાર પહોંચી ગયો હોય છે

મારા ઘરને તારું ઘર બનાવીશ, મારા કામને તારું કામ બનાવીશ, ત્યારે જ 'હું-તું' મળી શકીશું ને! મારું ઘર છોડીને તારા ઘરમાં જઈશ, મારું કામ છોડીને તારે કામે જઈશ, એ અમારા પ્રાણની વાત નથી. કારણ એ પણ વિચ્છેદની વાત છે! જે 'હું'માં 'તું' નથી અને જે 'તું'માં 'હું' નથી તે બંને મારે માટે સરખાં છે.

એટલા માટે અમારા ઘરમાં જ, અમારા કામકાજના હાટમાં જ રાતદિવસ અવાજ ઊઠે છે, મને પાર કરો, અહીં જ સમુદ્ર છે અને અહીં જ પાર છે.

## ૨૪

## આ પાર ઓ પાર

૧૨મી પોષ, ૧૩૧૫

જેની સાથે મારો કેવળ સામાન્ય પરિચય હોય છે, તે મારી પાસે બેસી રહ્યો હોય તોયે તેની અને મારી વચ્ચે એક સમુદ્ર આડો પડ્યો હોય છે — એ સમુદ્ર તે અચૈતન્યનો, ઔદાસીન્યનો સમુદ્ર. જો કોઈ દિવસ તે માણસ મારો જીવલગ મિત્ર થઈ જાય તો તરત જ હું સમુદ્રને વટાવી જાઉં. પછી આકાશનું વ્યવધાન મિથ્યા થઈ જાય છે. દેહનું વ્યવધાન પણ વ્યવધાન રહેતું નથી, એટલું જ નહિ, મૃત્યુનું વ્યવધાન પણ આડશ ઊભી કરતું નથી જે અહંકાર આપણી એકબીજાની આસપાસ ભીંત રચીને આપણને પરસ્પરને અત્યંત નિકટ હોવા છતાં દૂર બનાવી દે છે — તે જેને માટે રસ્તો કરી આપે છે તે જ આપણો પોતાનો બની જાય છે

એટલે મેં કાલે કહ્યું હતું કે સમુદ્રને પાર કરવો એ કોઈ દૂરના સ્થાન માટે પ્રવાસે ઊપડવાની વાત નથી, એ તો પાસેની વસ્તુને જ

પાસેની કરી લેવાની વાત છે

વસ્તુત, આપણી જે પાસેની વસ્તુઓ દૂર રહી છે તેનુ દૂરત્વ પણ એટલુ જ ભયકર છે એના માટે જ, આપણે આત્મીયજનને જ્યારે પર બનાવીએ છીએ ત્યારે પર કરતા પણ તેને વધાર પર બનાવી દઈએ છીએ જેના ઘનિષ્ટ સબધમા છીએ તેના અસ્તિત્વનો જ્યારે અનુભવ સુધ્ધા કરતા નથી ત્યારે તે જનના મૃત્યુની વેદના કરતા અ ભાગણી વધારે હોય છે

એટના માટે જ જગતમા સૌ કરતા જે અતરતમ છે તેને જ જ્યારે આપણ દૂર માનીએ છીએ ત્યારે તે જગતમા સૌથી દૂર બની જાય છે જ આપણા પ્રાણના પ્રાણરૂપ છે તે આ સ્થૂળ દીવાલ કરતા પણ દૂર બની જાય છે, પછી સસારમા એવુ કોઈ દૂરત્વ રહેતુ નથી જેનાથી એ દૂર ન હોય આ દૂરત્વની વેદના આપણે સ્પષ્ટભાવે અનુભવતા નથી એ ખરુ પરતુ એ દૂરત્વના ભારથી આપણ રોજરોજનુ અસ્તિત્વ આપણા ઘરબાર કામકાજ આપણા બધા સામાજિક સબધો ભારાક્રાન્ત બની જાય છે

આમ છતા સમુદ્રના જે પારને માટે આપણે રુદન કરીએ છીએ તે પાર કેટલો પાસે છે — એટલુ જ નહિ આ પાર કરતા પણ તે પાસે છે એ વાત જેઓ જાણે છે તેમણે અત્યત સ્પષ્ટરૂપે કહેલી છે તે સાભળતા આપણે એકાએક ચમકી ઊઠીએ છીએ — આપણને થાય છે કે આટલી પાસેની વાતને પણ અમે આટલી દૂરની માની લીધી હતી! આને જ અમે અગમ્ય અપાર, અસાધ્ય કહી હતી!

જેઓ સમુદ્ર પાર કરી ગયા છે તેઓ શુ કહે છે? તેઓ કહે છે, एषास्य परमागति एषास्य परमासम्पत् एषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द । एष એટલે આ — જે સામે જ છે જે આ પાસે જ છે अस्य એટલે આનુ — એ પણ ખૂબ નિકટના આનુ આ જ આની પરમ ગતિ છે જે જેની પરમ ગતિ છે તે તેનાથી

લેશ પણ દૂર નથી એટલા પાસે છે કે આ કહીએ એટલે ચાલ્યુ જાય, તેનુ નામ દેવાની પણ જરૂર ન પડે—"આ રહ્યો આ" કહ્યા ઉપરાત તેનો કોઈ પરિચય આપવાની જરૂર ન પડે એ જ આતુ સર્વસ્વ છે। એ કોણ છે અને આનો એટલે કોનો તે તો કહ્યુ જ નહિ। સમુદ્રને આ પાર જે છે તે કઈ પેલે પારના માણસને પણ કહેતો નથી, આ કહેતો નથી।

આ આની પરમાગતિ છે આપણે ચાલીએ છીએ, તે આપણને ચલાવે છે કોણ? આપણે માનીએ છીએ કે પૈસા આપણને ચલાવે છે, ખ્યાતિ આપણને ચલાવે છે, માણુસ આપણને ચલાવે છે, જે પાર થઈ ગયા છે તે કહે છે કે આ જ આની ગતિ છે—આના આકર્ષણથી જ આ ચાલે છે—પૈસાનુ આકર્ષણ, ખ્યાતિનુ આકર્ષણ, માણુસનુ આકર્ષણ, બધા આકર્ષણુમા પરમ આકર્ષણ આનુ છે—બધા આકર્ષણ ચાલ્યા જાય પણ એ આકર્ષણ રહે જ છે—કારણ કે બધા જ ગમનમા તેની પાસે જવાની પ્રેરણા રહેલી છે પૈસો પણ એમ કહેતો નથી કે તુ અહી રહી જા, ખ્યાતિ પણ કહેતી નથી, માણુસ પણ કહેતુ નથી—બધા જ કહે છે કે તુ ચાલ—તે જ પરમાગતિ છે, તે જ ગતિ આપે છે, બીજુ કોઈ રસ્તામા કાયમને માટે રોકી રાખે એવી તાકાત કોની છે?

આપણે કદાચ એમ માનીએ કે પૃથ્વી જે મને આકર્ષે છે તે આકર્ષણ પૃથ્વીનુ જ આકર્ષણ છે, પરતુ તેમ જો હોય તો પૃથ્વીને કોણ આકર્ષે છે? સૂર્યને કોણ આકર્ષે છે? આ જે વિશ્વવ્યાપી આકર્ષણનુ જોર ગ્રહતારાનક્ષત્રને ફેરવે છે, કોઈને નિશ્ચળ રહેવા દેતુ નથી, તે વિરાટ ગુરુત્વાકર્ષણનુ કેન્દ્ર કઈ પૃથ્વીમા નથી એક પરમાગતિ છે, જે મારી પણ ગતિ છે, પૃથ્વીની અને સૂર્યની પણ ગતિ છે.

એ પરમાગતિને ધ્યાનમા રાખીને જ ઉપનિષદમા કહ્યુ છે "को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्"—

કોણ કોઈ પણ પ્રકારનો કશોય પ્રયત્ન કરત જો આકાશને ભરીને તે આનંદ ન રહ્યો હોત? તે આનંદ જ વિશ્વને અનંત ગતિ આપી રહ્યો છે — આકાશ ભરીને તે આનંદ છે માટે જ મારી આંખનું પોપચું ખોલી શકું છું

એટલે હું કહું છું કે મારી પરમાગતિ દૂર નથી મારી બધી તુચ્છ ગતિમાં જ તે પરમાગતિ રહેલી છે જેમ એપલ ફળ જમીન ઉપર પડવામાં જ વિશ્વવ્યાપી ગુરુત્વાકર્ષણશક્તિ રહેલી છે મારા શરીરના બધા હલનચલનની અને મારા મનના બધા વ્યાપારોની જે પરમાગતિ છે તે જ એ છે આ છે તે ગતિનું કેન્દ્ર દૂર નથી આ અહીંયાં જ છે!

ત્યાર પછી જે આપણી પરમ સંપત્ છે આપણો પરમ આશ્રય છે આપણો પરમ આનંદ છે — તે આપણી રોજરોજની બધી સંપત્તિ રોજરોજના બધા આશ્રય અને રોજરોજના બધા આનંદમાં જ રહેલા છે આપણાં ધનજન આપણાં ઘરબાર આપણા બધા રસભોગમાં જ જે પરમરૂપ રહેલો છે તે પણ છે — તે આ છે — અહીંયાં જ છે

મારી સર્વ ગતિમાં એ પરમગતિને મારી સર્વ સંપત્તિમાં એ પરમ સંપત્તને મારા સર્વ આશ્રયમાં એ પરમ આશ્રયને મારા સર્વ આનંદમાં એ પરમ આનંદને પણ તરીકે પિછાનવું એનું જ નામ પાર થવું

## ૨૫
## દિવસ

૧૩મી પોષ ૧૩૧૫

હમેશાં જ પ્રકાશ અને અંધકાર નિદ્રા અને જાગરણ સંકોચન અને પ્રસારણમાં થઈને આપણું જીવન ચાલ્યા કરે છે — એક વાર

તેમા જુવાળ આવે છે, બીજી વાર તેમા ઓટ આવે છે રાતે નિદ્રાને વખતે આપણી બધી ઇન્દ્રિયમનની શકિત આપણા પોતામા જ સહત થઈ જાય છે સવારમા આખા જગત તરફ દોડે છે

શકિત જ્યારે કેવળ આપણા પોતામા સમાહત થાય છે ત્યારે જ શુ આપણે પોતાને વિશેષ ભાવે જાણીએ છીએ, વિશેષ ભાવે પામીએ છીએ? અને સવારમા જ્યારે આપણી શકિત બીજાઓ તરફ જુદે જુદે માર્ગે વેરાઈ જતી હોય છે ત્યારે શુ આપણે પોતાને ગુમાવીએ છીએ?

એથી ઊલટુ જ છે કેવળ પોતમા જ જ્યારે આપણે આવીએ છીએ ત્યારે આપણે અચેતન હોઈએ છીએ જ્યારે બધાની તરફ આપણે જઈએ છીએ ત્યારે જ આપણે પોતાને જાણીએ છીએ જ્યારે આપણે એકના હોઈએ છીએ ત્યારે આપણે કોઈ નથી હોતા

આપણુ ખરુ તાત્પર્ય આપણા પોતામા નથી તે તો જગતના સર્વમા ફેલાયેલુ છે—એટલા માટે આપણે બુદ્ધિ વડે હૃદય વડે કર્મ વડે સદા સર્વને શોધીએ છીએ સદા સર્વ સાથે જોડાવાને ઇચ્છીએ છીએ કારણ તે વગર આપણે પોતાને પામી શકતા નથી આત્માનો સર્વત્ર અનુભવ કરવો એ જ છે આત્માની એકમાત્ર આકાક્ષા

એપલ ફળની પતન શક્તિને જ્યારે જ્ઞાનીએ વિશ્વની બધી વસ્તુઓમા જોઈ ત્યારે તેમની બુદ્ધિ અત્યત પરિતૃપ્ત થઈ કારણ સત્યને સર્વત્ર જોઈએ તો જ તેની સાચી મૂર્તિ પ્રગટ થાય અને તે મૂર્તિ જ આપણને આનદ આપે

તે જ પ્રમાણે આપણી પોતાની જાતને સર્વત્ર વ્યાપ્ત જોઈએ તો જ પોતાને સાચે રૂપે જોઈ શકાય પોતાના એ સત્યને જેમ જેમ વ્યાપક રૂપે જાણીશુ તેમ તેમ આપણને આનદ થશે જે કોઈ આપણી પોતાની જાતને તેની પોતાની અદરથી બહાર ખેચી જઈને

તેને આપણી આગળ સત્યતર રૂપે પ્રગટ કરે તેને આપણે આત્મીય કહીએ છીએ, તે આપણને આનંદ આપે છે.

એટલા માટે જ માનવાત્મા બહુ પ્રાચીન યુગથી ઘર કહો, સમાજ કહો, રાજ્ય કહો — જે કંઈ સર્જન કરતો આવ્યો છે તેનુ અંદરખાનેનુ એકમાત્ર મૂળ તાત્પર્ય એ છે કે માણસ એકલતાને છોડીને બહુમા, વિચિત્રમા પોતાની નાનાવિધ શક્તિને નાનાવિધ સબંધોમા ફેલાવી દઈને વિશાળ ક્ષેત્રમા પોતાને અનુભવે છે — એમા જ તેનુ સાચુ સુખ છે એટલા માટે જ કહ્યુ છે કે "भूमैव सुखम् नाल्पे सुखमस्ति' — ભૂમા જ સુખ છે, અલ્પમા સુખ નથી તેનું કારણ, અલ્પમા આત્મા પણ અલ્પ થઈ જાય છે

જે સમાજ સભ્ય હોય છે તે સમાજ બહુને વિચિત્રભાવે આત્માની સાથે જોડે છે માટે જ તે સમાજ ગૌરવ પ્રાપ્ત કરે છે બાકી કેવળ ઉપકરણો વધારવાથી અને સગવડો ઉમેરવાથી તે સાર્થક થતો નથી

સભ્ય સમાજમા જ્યા જ્ઞાન, પ્રેમ અને કર્મ હમેશા દૂર દૂર ફેલાયેલા ક્ષેત્રમા સર્વદા ઉદ્યમશીલ હોય છે, ત્યા જે માણસ વસે છે તે ક્ષુદ્ર રહેતો નથી તે વ્યક્તિની શક્તિ અલ્પ હોય તોયે તે શક્તિને સ્વાભાવિક રીતે જ પોતાને સાર્થક કરવાની તક મળી રહે છે એટલા માટે જ બધાના યોગથી, ભૂમાના યોગથી સભ્યસમાજવાસી દરેકે દરેક વ્યક્તિ શક્ય એટલી બલિષ્ઠ બને છે

જે સમાજ સભ્ય નથી તે સમાજમા સ્વભાવથી બલિષ્ઠ માણસો પણ દુર્બળ બની જાય છે, કારણ, તે સમાજના માણસો પોતાને પૂરતા પ્રમાણમા પામી શકતા નથી તે સમાજમા જે સસ્થાઓ હોય છે તે કેવળ ઘરને ઉપયોગી, ગામને ઉપયોગી હોય છે, ભૂમાની સાથે તે બધી સંકુચિત સસ્થાઓનો યોગ નથી હોતો — ત્યા ચિત્તસમુદ્રનો જુવાળ પહોંચી શકતો નથી. એટલા માટે ત્યાં

માણુસ પોતાનુ સત્ય, પોતાનુ ગૌરવ અનુભવીને શક્તિ મેળવી શકતો નથી, તે સર્વત્ર પરાભવ પામ્યા કરે છે તેના દારિદ્રયનો કોઈ પાર નથી રહેતો

એટલા માટે જ આપણે સભ્યતાની સાધના કરવી પડશે, રેલવે ટેલિગ્રાફને માટે નહિ કારણ, રેલવે ટેલિગ્રાફનુ પણ અતિમ લક્ષ્ય તો માણુસ જ છે — કોઈ સ્થાનિક સ્ટેશન નથી

એ સભ્યતા સાધનાની મૂળ વાત છે ધર્મબુદ્ધિ પોતાનો પ્રસાર જેમ ઓછો તેમ ધર્મબુદ્ધિ ઓછી હોય તોયે ચાલે પોતાના ઘરમા સાકડી જગ્યામા જ્યારે કામ કરતા હોઈએ ત્યારે ધર્મબુદ્ધિ સકુચિત હોય તોયે વિશેષ નુકસાન થતુ નથી પણ જ્યા ઘણા માણસોને ઘણા બધનોમા બાધવાના હોય ત્યા ધર્મબુદ્ધિ પ્રબળ હોવી જોઈએ ત્યા ધૈર્ય, વીર્ય, અધ્યવસાય, ત્યાગ, સેવાપરાયણુતા, લોકહિતની ભાવના બધુ જ ખૂબ મોટુ ન હોય તો ન ચાલે વસ્તુ મ્હોટી મોટી થઈ શકે જ નહિ, જો તેને પકડી રાખનાર ધર્મ પણ મોટો ન હોય ધર્મ જ્યારે દુર્બળ બને છે ત્યારે મોટો સમાજ વિચ્છિન્ન થઈ જઈને ભાગીને ચારે બાજુએ વેરાઈ જાય છે — કોઈ કદી તેને બાધી શકતુ નથી

એટલે જ્યારે જ્યારે બહુ કાર્યવાળો બહુ દૂર દૂર ફેલાયેલો, બહુ શક્તિશાળી કોઈ સભ્ય સમાજ જોઈએ ત્યારે શરૂઆતમા જ માની લેવુ કે તેમા એક પ્રબળ ધર્મબુદ્ધિ રહેલી છે — નહિ તો આટલા બધા માણસોનો એકબીજા ઉપર વિશ્વાસ, એકબીજા સાથે સબધ, એક ક્ષણુ પણ ટકી શકે નહિ

આપણા દેશના સમાજમા પણ બધી ક્ષુદ્રતા, વિચ્છિન્નતા દૂર કરીને જ્ઞાનમા, પ્રેમમા અને કર્મમા ભૂમાની પ્રતિષ્ઠા જો ન કરી શકીએ તો માનવાત્મા કદી બલિષ્ઠ અને આનદિત થઈ શકવાનો નથી બધાની સાથે દરેકના યોગમા જેમ જેમ નાના પ્રકારના આચાર અને વિચારને લીધે બાધા ઉત્પન્ન થયા કરશે તેમ તેમ આપણુ નિરાનદ, અશક્તિ

અને દારિદ્ય સતત વધતા જશે. આપણા દેશના બહુની સાથે એમ ચ સ્થાપવાની નાનાવિધ તક ઊભી નહિ કરી શકીએ તો આપણી મહત્ત્વની તપસ્યા ચાલવાની નથી એ તક ઊભી કરવાને માટે આપણી જુદી જુદી બાજુએથી પ્રયત્નો કરીએ છીએ પરંતુ નાનું કે મોટું આપણે જે કંઈ શિશુ કરવા માગીએ છીએ તેમા જો સતત અનગલા પેસી જાય છે એમ જો જોવામા આવે તો ચોક્કસ સમજવુ કે મૂળમા જ ધર્મ બુદ્ધિની દુર્બળતા છે ચોક્કસ સત્યનો અભાવ છે ત્યાગની કૃપણતા કે ઈચ્છાની જડતા છે ચોક્કસ શ્રદ્ધાનુ બળ નથી અને પૂજાની સામગ્રી માથી આપણ અગત અભિમાન પોતાને માટે મોટો ભાગ ચોરી લેવાનો પ્રયત્ન કરે છે ચોક્કસ પરસ્પર પ્રતિ ઈર્ષ્યા છે ક્ષમા નથી અને મગલને જ મગલના ચરમ ફલરૂપે ગણી ન શકવાને લીધે આપણા પ્રયાસો ક્ષુદ્ર બાધાઓથી જ અટકી જાય છે

એટલે આપણે સાવધ થવુ પડશે જ્યા કૃતકાર્યતામા બાધા ઉત્પન્ન થાય ત્યા ત્યા વાચ્યાહીન સાધનો ઉપર દોષારોપણ કરી નિશ્ચિત થવાનો પ્રયત્ન આપણે ન કરીએ પાપ છે માટે જ એકતા થતી નથી ધર્મનો અભાવ છે માટે જ કશુ પમાતું નથી એના માટે જ આપણે વિચ્છિન્ન થઈને ક્ષુદ્ર બનીને બધી જ વાતમાં નિષ્ફળ થઈને અથડાઈએ છીએ — એટલા માટે જ આપણા જ્ઞાન સાથે જ્ઞાન પ્રાણ સાથે પ્રાણ પ્રયત્ન સાથે પ્રયત્ન ભેગા મળીને માનવાત્માને યોગ્ય વિદ્યા ક્ષેત્ર નિર્માણ કરતા નથી — આપણો આત્મા કોઈ પણ પ્રકારે તે વિશ્વમાં વિરાટ પુરુષની સાથે યુક્ત થવાને યોગ્ય પોતાનુ વિરાટ રૂપ ધારણ કરી શકતો નથી

## ૨૬
## રાત્રિ

B.P

૧૪મી પોષ, ૧૩૧૫

જ્યારે આપણે જાગતા હોઈએ છીએ ત્યારે આપણી શક્તિની સાથે શક્તિની લીલા ચાલે છે. વિશ્વકર્માના વિશ્વકર્મની સાથે આપણા કર્મનો યોગ સધાય છે. જે "बहुधाशक्तियोगात् वर्णाननेकान्निहितार्थो-दधाति"— તેની જ તે બહુવિભક્ત શક્તિના વિચિત્ર પ્રવાહપથમાં આપણા પ્રયાસોને ચલાવીને આપણે શક્તિની આશ્ચર્યકારક ગતિઓ જોઈને આનંદ પામીએ છીએ એક વખતે આપણે જ્યાં શક્તિનો અંત આવી ગયો માનતા હતા ત્યાં જઈને જોઈએ છીએ તો ત્યાંથી રસ્તો વળી નવો જ એક વળાંક લે છે, — એવી રીતે જગદ્વ્યાપારની તે બહુધાશક્તિમાં પોતાની શક્તિને પણ બહુધા બનાવીને તેની સાથે સઘળી દિશાઓમાં સમાનગતિ પ્રાપ્ત કરવાને માટે આપણું ચિત્ત ઉત્સાહિત થઈ જાય છે.

એવી રીતે આપણું જાગ્રત ચૈતન્ય બધી ઇન્દ્રિયશક્તિ અને માનસશક્તિની જાળને ચારે દિશામાં ફેલાવી નાનાવિધ યોગ નાનાવિધ સ્પર્શ અને નાનાવિધ લાભ વડે પોતાને સાર્થક બનાવે છે.

પણ કેવળ જાળ નાખવાથી માછીનું કામ ચાલતું નથી. જાળમાં ગાંઠ પડી જાય છે, જાળ તૂટી જાય છે, જાળ મેલી થઈ જાય છે, ત્યારે વળી સમી કરી લેવા માટે જાળ નાખવાનું બિલકુલ બંધ કરી દેવું પડે છે.

રાત્રે નિદ્રાને સમયે આપણે પ્રાણની જાળ નાખવાનું, ચેતનાની જાળ નાખવાનું બિલકુલ બંધ કરી દઈએ છીએ. એ સમું કરવાનો અને ક્ષતિ પૂરવાનો વખત હોય છે. તે વખતે આપણી છિન્નભિન્ન ગંદાઈ ગયેલી મેલી જાળને તેના હાથમાં સોંપી દેવી પડે છે, "य एष

सुप्तेषु जागर्ति काम पुरुषो निर्मिमाण ' જે પુરુષ, બધા જ્યારે સૂતા હોય છે ત્યારે જાગતો રહીને બધા પ્રયોજનોનુ નિર્માણ કરતો હોય છે

આથી અમુક અમુક વખતે પોતાના બધા પ્રયાસોને સવરી લઈને સપૂર્ણ ભાવે તે વિશ્વપ્રાણના હાથમા આપણા પ્રાણને સોંપી દેવા જોઈએ — એ સમયે આપણે ઝાડપાનના જેવા થઈ જઈએ છીએ પ્રકૃતિની સાથે આપણી કોઈ પણ જુદાઈ રહેતી નથી આપણો અહકાર ક્ષિણકુત લોપ પામ્યો હોય છે, અને તે જ ક્ષણે આપણે નિખિલ વિશ્વના અતરમા રહેલા ગભીર આરામને પામીએ છીએ આપણે જાગીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે વિશ્રામને આપણે અત્યાર સુધી કેવળ શૂન્યતારૂપે જ પામ્યા નથી એ તો એક પૂર્ણ વસ્તુ છે આપણી નિસ્તબ્ધતા અને આપણા નિશ્ચૈતન્યમા પણ તે એક આરામરૂપ છે — તે વિશાળ વિશ્વપ્રકૃતિના મૂળમા રહેલો આરામ છે જે આરામની શ્યામલ મૂર્તિ અને નિર્વાક પ્રકાશ આપણે શાખા પલ્લવિત નિસ્તબ્ધ વનસ્પતિમા જોવા પામીએ છીએ

આ જેમ આપણા પ્રાણને રોજ રાતે પ્રકૃતિના હાથમા સોંપી દઈ આપણે સવારમા નવી પ્રાણ પ્રવૃત્તિ માટે નવેસર તૈયાર થઈ જઈએ છીએ — તે જ પ્રમાણે દિવસમા ઓછામા ઓછુ એક વાર આપણા આત્માને પરમાત્માના હાથમા સપૂર્ણપણે સોંપી દેવાની જરૂર છે — નહિ તો ક્યારે ભેગો થઈ જાય છે ભાગફોડની મરામત થતી નથી તાપ વધતો જ રહે છે — કામ ક્રોધ લોભ વગેરે વૃત્તિઓ પોતાના પ્રયોજનને અતિક્રમી અતરમા અને બહાર વિદ્રોહ જગાડે છે

એટલા માટે સવારમા ઉપાસના સમયે આપણી બધી પ્રવૃત્તિઓને ચભાવી દઈને બધા રિપુઓને શાંત કરી દઈને થોડા સમય માટે પરમાત્માની સાથે આપણે પોતાનુ પૂરેપૂરુ સામજસ્ય સ્થાપવુ જરૂરી છે — તે સમયે આપણા અતરમા પરમાત્માને પૂરેપૂરો માર્ગ મોકળો કરી આપવો જોઈએ — તો જ તે એકાત આત્મવિસર્જનની સુગભીર

શાંતિના સુયોગમાં આપણા મનના વ્યાધિમાં સ્વાસ્થ્યનો સંચાર થશે, બધાં સંકોચન પ્રસારિત થઈ જશે, અને હૃદયગ્રંથિઓ શિથિલ થઈ જશે.

ત્યાર પછી ઉપાસનાશાંત આપણી અંતરપ્રકૃતિ જ્યારે સંસારમાં નાનાવિધ કાર્યોમાં અનેકાનેક કાર્યોમાં વહેંચાઈને-ફેલાઈને નાનાવિધ આકારે અને પ્રકારે આત્મોપલબ્ધિમાં મચી પડશે ત્યારે બધાં કાર્યોમાં તે ગંભીર ભાવે જોડાઈ શકશે, પછી તે જરા જરામા પોતાની આસ-પાસનાને આઘાત નહિ પહોંચાડે, તેના સઘળા પ્રયાસોમા પછી શાંતિનો વાસ હશે. વિશાળ વિશ્વના વિચિત્ર વ્યાપારમાં જેમ એક પ્રકારનું આશ્ચર્યકારક સામંજસ્ય હોય છે, જેને લીધે સઘળા પ્રયાસોની મૂર્તિ શાંત અને શક્તિની મૂર્તિ સુંદર બની જાય છે — જેને લીધે વિશ્વજગત એક વૈજ્ઞાનિક પ્રયોગશાળા અથવા ગંજાવર કારખાના જેવો કઠોર આકાર ધારણ કરતું નથી — આપણા પ્રયાસમા તેવુ સામંજસ્ય આવશે, આપણા કાર્યોમાં તેવુ સૌંદર્ય પ્રગટશે.

આપણે જો દરરોજ દિવસના પ્રારંભે તેમના પવિત્ર હાથનો સ્પર્શ લલાટ ઉપર લઈને જઈએ અને તે વાત જો યાદ રાખીએ તો આપણે લલાટને ધૂળમા નહિ રોળી શકીએ. આ ઉપાસનાનો સૂર તાનપૂરાના સૂરની પેઠે આપણામા આખો દિવસ અખંડ વાગતો રહો — જેથી આપણે આપણા પ્રત્યેક વચનને અને વ્યવહારને તે સૂરની સાથે મેળવી જોઈને મૂલવી શકીએ અને આખા દિવસને વિશુદ્ધ સંગીતમા પલટી નાખી સંસારના કર્મક્ષેત્રને આનંદક્ષેત્ર બનાવી દઈ શકીએ.

## ૨૭

## પ્રભાતે

૧૫મી પોષ, ૧૩૧૫

પ્રભાતના આ પવિત્ર પ્રશાન્ત મુહૂર્તે પોતાના આત્માને પરમાત્મામા એક વાર સપૂર્ણપણે વીટી જુઓ બધુ અતર દૂર થઈ જવા દો આપણે તેમનામા નિમગ્ન થઈ જઈએ નિવિષ્ટ થઈ જઈએ તેમણે આપણા આત્માને નિબિડભાવે અદપ્યુ કર્યો છે એવા અનુભવથી આપણે બિલકુલ પરિપૂર્ણ બની જઈએ

નહિ તો આપણો પોતાનો સાચો પરિચય નહિ થાય ભૂમાની સાથે યોગયુક્ત થઈને ન જોઈએ તો પોતે ક્ષુદ્ર છીએ એવો ભ્રમ થાય છે આપણે દુર્બળ છીએ એવી ખોટી ધારણા જન્મે છે હુ લગીરે ક્ષુદ્ર નથી અશક્ત નથી એનો પુરાવો માનવ સમાજમા પ્રગટેના મહાપુરુષોએ આપ્યો છે — તેમની સિદ્ધિ તે આપણા દરેકની સિદ્ધિ છે — આપણામાના દરેક આત્માની શક્તિ તેમનામા પ્રત્યક્ષ થઈ છે વાટના ઉપના ભાગને જ્યારે દીવાની જ્યોત મળે છે ત્યારે આખી વાટને તે મળે છે વાટના છેક નીચામા નીચા ભાગમા પણ એ દીવા રૂપે સળગવાની શક્તિ રહેલી છે જ્યારે સમય આવશે ત્યારે તે પણ સળગશે, સમય નહિ આવ્યો હોય ત્યા સુધી તે ઉપરના સળગતા ભાગને ધરી રાખશે દરરોજ પ્રભાતની ઉપાસના સમયે પોતાની અદરના માનવાત્માના તે મહાત્મ્યને આપણે બિલકુલ બાધમુક્ત રીતે જોઈ લઈ શકીએ આપણે દીન દરિદ્ર છીએ એવો જે આપણને ભ્રમ છે તે ભ્રમને દૂર કરી દઈ શકીએ તો કેવુ સારુ ! આપણે કેવળ ઘરના ખૂણામા જન્મ્યા છીએ એવી એક માન્યતા આપણે સેવી રહ્યા છીએ તેનો ત્યાગ કરીને સ્પષ્ટભાવે આપણે એવો અનુભવ કરીએ કે ભૂ ભુવ સ્વર્લોકમા આપણા આ શરીરનો જન્મ છે, એટના માટે લાખ્ખો કરોડો યોજન

દૂરથી આપણા જ્યોતિષ્ક કુટુંબીઓ આપણી ખબર લેવાને માટે પ્રકાશનો દૂત પાઠવે છે. અને મારા ક્ષુદ્ર અહંકારમાં જ મારા આત્માનો ચરમ વાસ છે એમ નથી. જે અધ્યાત્મલોકમાં તેનો વાસ છે તે તો બ્રહ્મલોક છે. જે જગત્સભામાં આપણે આવ્યા છીએ ત્યાં રાજ કરવાનો આપણને અધિકાર છે. અહીં આપણે દાસત્વ કરવાને આવ્યા નથી. ખુદ ભૂમાએ પોતે આપણે લલાટે રાજતિલક કરીને મોકલ્યા છે. એટલે આપણે પોતાને અકુલીન માની નીચે માથે સંકુચિત થઈને સંસારમાં ન ફરીએ. પોતાના અનંત આભિજાત્યના ગૌરવથી પોતાનું ઉચ્ચ સ્થાન ગ્રહણ કરીએ.

આકાશનો અંધકાર જેમ તદ્દન કાલ્પનિક પદાર્થની પેઠે જોતજોતામાં ઊડી ગયો, તેમ જ આપણી અંતરપ્રકૃતિની આસપાસથી બધા મિથ્યા સંસ્કારો ક્ષણમાં ભૂંસાઈ જાઓ! આપણો આત્મા ઉદ્યોન્મુખ સૂર્યની પેઠે આપણા ચિત્તગગનમાં પોતાના બાધામુક્ત જ્યોતિર્મય સ્વરૂપે પ્રકાશી રહો, તેના ઉજ્જ્વલચૈતન્યથી, તેના નિર્મલ પ્રકાશથી આપણું સંસારક્ષેત્ર સર્વત્ર પૂર્ણભાવે પ્રકાશિત થાઓ.

## ૨૮

## વિશેષ

૧૬મી પોષ, ૧૩૧૫

જગતની બધી વસ્તુ સાથે સાધારણ રીતે મારે મળતાપણું છે —ધૂળ સાથે, પથ્થર સાથે મારે મળતાપણું છે, ઘાસ સાથે, ઝાડ સાથે મારે મળતાપણું છે, પશુપંખી સાથે મારે મળતાપણું છે, સાધારણ માણસો સાથે મારે મળતાપણું છે; પરંતુ એક બાબતમાં બિલકુલ મળતાપણું નથી — જ્યાં હું વિશેષ છું! હું જેને આજે 'હું' કહું

છું એનો કોઈ જોટો જ નથી. ઈશ્વરની અનંત વિશ્વસૃષ્ટિમાં એ સર્જન સંપૂર્ણ અપૂર્વ છે — એ કેવળ 'હું' છું, એકલો 'હુ' છું, અનુપમ અતુલનીય 'હું' છું. એ 'હું'નું જે જગત છે તે એકલા મારું જ જગત છે — તે મહાવિજન લોકમા મારા અંતર્યામી સિવાય બીજો કોઈ કોઈ પણ રીતે પ્રવેશ કરી શકે એમ નથી.

હે મારા પ્રભુ, એ જે એકલો હું, વિશેષ હું, તેમાં તારો વિશેષ આનંદ છે, વિશેષ આવિર્ભાવ છે — એ વિશેષ આવિર્ભાવ બીજા કોઈ દેશમા કે કોઈ કાળમા નથી મારી એ વિશિષ્ટતાને હું સાર્થક કરીશ, પ્રભુ તારી બધી લીલા કરતા સંપૂર્ણ જુદી એવી 'હું' નામક આ જે એક વિશેષ લીલા છે, એ વિશેષ લીલામા હું તને સાથ આપીશ અને હું એકની સાથે એક થઈને મળી જઈશ.

પૃથ્વીના ક્ષેત્રમા મારો આ માનવ જન્મ તારી તે વિશેષ લીલાને સૌંદર્યપૂર્વક, સંગીતપૂર્વક, પવિત્રતાપૂર્વક મહત્ત્વપૂર્વક સચેતનભાવે વહી લઈ જાય એમ કરજે. મારામા તારુ એક વિશેષ અધિષ્ઠાન છે એ વાત તે કોઈ પણ દિવસ કોઈ પણ રીતે ન ભૂલે એમ કરજે. અનંત વિશ્વસંસારમા આ જે એક 'હુ' થયો છુ તે 'હું' આ માનવજીવનમા સાર્થક થાઓ

એ 'હુ'ને બીજા બધાથી અલગ રાખીને અનાદિ કાળથી તું વહી લાવ્યો છે સૂર્યચંદ્રગ્રહતારાઓમા થઈને એને હાથમાં પકડીને તુ લઈ આવ્યો છે, પરંતુ કોઈની સાથે તે એને ભેળવી દીધો નથી. કોણ જાણે કઈ નિહારિકાના જ્યોતિર્મય બાષ્પનિર્ઝરમાથી અણુપરમાણુને ચયાવીને તેને કેટકેટલી રીતે પુષ્ટ કરી, કેટકેટલી રીતે તેમા પરિવર્તન કરી, કેટકેટલી પૂર્ણતામા થઈને, આ 'હુ'ને આજે આ શરીરમાં પ્રગટ કર્યો છે। તારો તે અનાદિકાળનો સંગાથ મારા આ દેહમાં સમ-હાયેલો છે. અનાદિ કાળથી આજ સુધી અનંત સૃષ્ટિમાં થઈને એક વિશેષ રેખા દોરાઈ ગઈ છે તે આ 'હુ'ની રેખા છે. તે રેખાને માર્ગે તારી સાથે હું સતત ચાલતો આવ્યો છુ. તે તુ મારો અનાદિ પથનો

ચાલક છે. અનંત પથનો અદ્વિતીય મિત્ર છે, તને મારા એ એકલા મિત્રરૂપે મારા જીવનમાં અનુભવીશ. બીજું કોઈ કે કશું જ તારા સમાન ન થાઓ, તારા કરતાં મોટું ન થાઓ અને મારું આ જે સાધારણ જીવન, જે નાનાવિધ ક્ષુધાતૃષ્ણા, વિચાર અને કાર્યો દ્વારા હું બધાં તરુલતા અને પશુપંખીઓની સાથે એકત્ર મળીને ભોગવું છું, તે જ જુદી જુદી દિશાઓથી પ્રબળ ન બની જાય, મારામાં જે તારો એક વિશેષ સ્પર્શ, વિશેષ ક્રિયા, વિશેષ આનંદ અનંત કાળના સુહૃદ અને સારથિરૂપે રહેલાં છે તેને ઢાંકી ન દે એમ કરજે. હું જ્યાં જગતના ભાગરૂપે ત્યાં હું તને જગદીશ્વર તરીકે માનું છું, તારા બધા નિયમનું પાલન કરવાનો પ્રયત્ન કરું છું, ન પાલન કરું તો તારી સજા સ્વીકારું છું — પરંતુ ' હું ' રૂપે હું તને મારા એકમાત્ર તરીકે ઓળખવા માગું છું, ત્યાં તેં મને સ્વાધીન બનાવી દીધો છે, કારણ કે સ્વાધીન ન હોઉં તો પ્રેમ સાર્થક ન થાય, ઇચ્છાની સાથે ઇચ્છાનું મિલન ન થાય. લીલાની સાથે લીલાનો સાથ ન મળી શકે એટલા માટે આ સ્વાધીનતાના ' હું '-ક્ષેત્રમાં મારા બધાં દુઃખો કરતાં પરમ દુઃખ તારી સાથેના વિચ્છેદનું અર્થાત્ અહંકારનું દુઃખ છે અને બધાં સુખો કરતાં પરમ સુખ તારી સાથેના મિલનનું અર્થાત્ પ્રેમનું સુખ છે. આ અહંકારનું દુઃખ કેવી રીતે દૂર થાય એનો વિચાર કરીને જ બુદ્ધે તપસ્યા કરી હતી અને આ અહંકારનું દુઃખ કેવી રીતે દૂર થાય તે જણાવીને જ ખ્રિસ્તે પ્રાણ આપ્યા હતા. હે પુત્રથી પ્રિય, વિત્તથી પ્રિય, હે અંતરતમ પ્રિયતમ, આ ' હું ' નિકેતનમાં જ તારી ચરમ લીલા છે. એટલા માટે જ તો અહીં જ આટલાં નિદારુણ દુઃખો અને એ દુઃખોનું આવું પરિસીમ અવસાન જોવા મળે છે — એટલા માટે જ તો અહીં જ મૃત્યુ છે, અને તે મૃત્યુની છાતી ફાડીને અમૃત ફુવારાની જેમ ઊડે છે. આ દુઃખ અને સુખ, વિચ્છેદ અને મિલન, અમૃત અને મૃત્યુ, એ તારા જમણો અને ડાબો બે હાથ છે, એમાં પૂરેપૂરો પકડાઈને જાણે બોલી શકું કે મારી બધી આશા પૂરી થઈ છે, મારે હવે કશું જ જોઈતું નથી !

## ૨૯

# પ્રેમનો અધિકાર

૧૩મી પોષ, ૧૩૧૫

કાલે રાત્રે આ ગીત મારા મનમા ગુંજતુ હતુ—

નાથ હે, પ્રેમપથે સબ બાધા ભાઁગિયા દાઓ
માઝે કિછુ રેખોના, થેકો ના દૂરે
નિજને સજને અતરે બાહિરે નિત્ય તોમારે હેરિબ,
સબ બાધા ભાઁગિયા દાઓ

[ હે નાથ, પ્રેમના માર્ગની બધી બાધાઓ ભાગી નાખો વચમા કશુ રાખશો નહિ, દૂર રહેશો નહિ, નિર્જનમા અને વસ્તીમા, અંદર અને બહાર સદા તને જોઉં બધી બાધા ભાગી નાખો ]

પણ આ તે કેવી પ્રાર્થના! આ પ્રેમ કોની સાથે? માણસ કેવી રીતે એ વાત કલ્પી શક્યો અને મોઢેથી ઉચ્ચારી પણ શક્યો કે વિશ્વભુવનેશ્વરની સાથે તેને પ્રેમનો સબધ થશે?

વિશ્વભુવન કેટલુ વિશાળ છે અને તેની તુલનાએ એક માણસ કેટલો તુચ્છ છે એનો જો ખ્યાલ કરીએ તો મોઢામાથી શબ્દ જ ન નીકળે બધા માણસોમા હુ ક્ષુદ્ર છુ, મારા સુખદુઃખની કશી વિસાત નથી મર્યમડળમા એ માણસ એક મૂઠી રેતીના જેવો તદ્દન સામાન્ય છે અને આખા નક્ષત્રલોકમા એ સૂર્યમડળનુ સ્થાન એટલુ અલ્પ છે કે આંકડા વડે તેની ગણતરી કરવી પણ મુશ્કેલ છે

એ બધા અગણિત અપરિચિત લોકલોકાન્તરના વાસીઓ આ ક્ષણે જ એ વિશ્વેશ્વરના મહારાજ્યમા પોતાની અકલ્પ્ય જીવનયાત્રા ચલાવી રહ્યા છે એવા એવા જ્યોતિષ્કલોક અનત આકાશના ઊંડાણમા ડૂબી ગયેલા છે કે જેમનો પ્રકાશ યુગોના યુગો થયા અવિશ્રામ પ્રવાસ

કર્યા છતા આજે પણ આપણા દૂરબીનના દર્શનના ક્ષેત્રમા આવી પહોંચ્યો નથી એ બધા અજ્ઞાત અદૃશ્ય લોક પણ તે જ પરમપુરુષની પરમ શક્તિ ઉપર પ્રત્યેક ક્ષણે આધાર રાખી રહેલા છે પણ આપણને તેની કશી જ ખબર નથી

એવા જે અચિંતનીય બ્રહ્માંડના પરમેશ્વર — તેની સાથે આ કપુનો કણ, અણુનો અણુ પ્રેમ કરવાની વાત કરે છે! એટલે કે તેના રાજસિંહાસન ઉપર તેની પાસે જઈને બેસવું છે! અનંત આકાશમા નક્ષત્રે નક્ષત્રે તેમના જગત્યજ્ઞનો હોમાગ્નિ યુગયુગાન્તર થયા બળી રહ્યો છે, હુ તે યજ્ઞક્ષેત્રની અપાર મેદનીને એક છેડે ઊભો ઊભો ક્યા દડને જોરે દરવાનને કહુ છુ કે આ યજ્ઞેશ્વરની સાથે એક શય્યામા મને સ્થાન આપવુ પડશે!

મોટા થવાની માણસની આકાંક્ષાને હદ નથી, એ તો જાણીતી વાત છે સાંભળ્યુ છે કે એલેકઝાંડરે એ મતલબનુ કહ્યુ હતુ કે એક પૃથ્વી જીતી એટલાથી મને સુખ નથી, બીજી એક પૃથ્વી હોત તો હુ તેને જીતવા નીકળી પડત જેને બે વેળા ખાવાનુ મળતુ નથી તેને પણ કુબેરના ભંડારના સ્વપ્ના આવે છે માણસની આકાંક્ષા કોઈપણ કલ્પનાને અસંભવિત માનતી નથી, એના પ્રમાણ અનેક છે

માણસ જગદીશ્વર સાથે પ્રેમ કરવા માગે છે, એ પણ શુ તેની એ અતિ આકાંક્ષાનુ જ એક ચરમ ગાડપણ છે? તેના અહંકારનુ જ એક અશાંત રૂપ નથી?

પણ આમા તો અહંકારનુ લક્ષણ જણાતુ નથી ઈશ્વરના પ્રેમને ખાતર જે માણસ ગાંડો થયો છે તે તો પોતાને દીન બનાવે છે, તે સૌની પાછળ ઊભો રહે છે, અને જેઓ ઈશ્વરના પ્રેમના દરબારના દરબારી છે તેમના ચરણની રજ મળે તોયે તે ધન્ય થઈ જાય છે કોઈ પણ શક્તિ કે ઐશ્વર્યનો તે મોહતાજ નથી, બધુ જ તે ત્યાગ કરવાને તૈયાર થયો છે

એટલા માટે જ આખી સૃષ્ટિમા મને એ જ સૌથી વધુ આશ્ચર્યજનક લાગે છે કે માણસ તેમનો (ઇશ્વરનો) પ્રેમ ચાહે છે, અને બધા પ્રેમ કરતા એને જ મોટુ અન્ય મોગ લાભ માની ચાહે છે શા માટે ચાહે છે? કારણ કે માણસને એ અધિકાર મળેલો છે એ પ્રેમનો અધિકાર જેમણે ઊભો કર્યો છે તેમની સાથે પ્રેમ કરવો એમા વળી ભય અને શરમ શાના?

તેમણે મને એક વિશેષ 'હુ' બનાવીને આખા જગતથી સ્વતંત્ર બનાવી દીધો છે, એ જ મારો સૌથી મોટો હક છે — બધા સૂર્ય-ચંદ્ર તારા કરતા મોટો હક બધે જ વિશ્વના ગુરુત્વાકર્ષણનુ ખેચાણ છે પણ મારા આ સ્વાતંત્ર્ય ઉપર એનુ કોઈ જાતનુ ખેચાણ નથી જો હોત તો તો તે એને ધૂળ ભેગો મેળવીને એકાકાર કરી નાખત

વિશાળ જગતનો બોજો જરા જેટલા 'હુ' ઉપર નથી એટલે જ તો એ 'હુ' પોતાનુ ગૌરવ સાચવીને કેવો માથુ ઊંચુ કરીને ચાલે છે પુરાણમા કહ્યુ છે કે કાશી આખી પૃથ્વીની બહાર છે ખરુ જોતા 'હુ' જ એ કાશી છુ હુ આખા જગતની વચ્ચે હોવા છતા જગતની બહાર છુ

એટલે જ જગતની સાથે પોતાની તુલના કરી પોતાને તુચ્છ કહુ તો નહિ ચાલે તેની સાથે મારી તુલના જ થઈ શકે એમ નથી

હુ તો એક વિશેષ 'હુ' છુ મારા ઉપર તેમનુ શાસન નથી મારામા તેમનો આનંદ છે તે આનંદને આધારે જ હુ રહેલો છુ, વિશ્વનિયમને આધારે નહિ એટલા માટે જ આ 'હુ'ની વાત આખા જગતથી નિરાળી છે એટલા માટે એ પરમાર્થરૂપ 'હુ'ની તરફ જોઈને જ ઉપનિષદમા કહ્યુ છે — "દ્વા સુપર્ણા સયુજા સખાયા સમાન વૃક્ષ પરિષસ્વજાતે।" કહ્યુ છે કે આ હુ અને તે, સમાન વૃક્ષની ડાળે બે પક્ષી જેવા છીએ બે સખા બિલકુલ પાસે પાસે બેઠેલા છીએ

તેમના જગતના રાજ્યમાં મારે કર આપવો પડે છે; આ જળ-સ્થળ-આકાશ-વાયુના અનેક જાતના ટેક્સ છે, તે બધા જ મારે પાઈએ પાઈ ચૂકવી દેવા પડે છે — જ્યાં કંઈક બાકી પડી ત્યાં મારા પ્રાણ નીકળી જાય છે. પરંતુ મારું આ જરા જેટલું 'હું' બિલકુલ કરમુક્ત છે, કારણ અહીં જ મિત્રનું મંદિર આવેલું છે. મારી સાથે તેમની શરત એ છે કે તું ઇચ્છાપૂર્વક મને જે આપશે તે હું લઈશ, જો તું કંઈ ન આપે તોયે મારે જે આપવાનું છે તેનાથી તને વંચિત નહિ રાખું.

એવું જો ન હોત તો પોતાના જગતરાજ્યના એકમાત્ર રાજા થવામાં તેમને આનંદ શો રહેત? ક્યાંય જેનો કોઈ બરોબરિયો નથી તેની એકલતા કેટલી ભયંકર છે, કેટલી અનંત છે! તેણે ઇચ્છાપૂર્વક કેવળ પ્રેમને જોરે આ એકાધિપત્ય એક ક્ષેત્રમાં છોડી દીધું છે. તેઓ મારા આ જરા જેટલા 'હું'ના કુંજવનમાં વિશેષ-ભાવે ઊતરી આવ્યા છે. મિત્ર બનીને પોતે જાતે થઈને પકડાયા છે. તેમણે કહી દીધુ છે, "મારા ચંદ્રસૂર્ય સાથે તારી પોતાની કિંમતનો હિસાબ કરવાનો નથી. કારણ કે વજન ઉપરથી તારી કિંમત આંકવાની નથી. તારી કિંમત મારા આનંદમાં રહેલી છે. તારી સાથે મારે ખાસ પ્રેમ છે એટલે જ તું 'તું' થયો છે."

આમાં જ મારું એટલું બધું ગૌરવ રહેલું છે કે તેમનો સુધ્ધાં હું અસ્વીકાર કરી શકું છું. હું કહી શકું કે મારે તારી જરૂર નથી. એ વાત તેમની ધૂળને કે જળને કહેવા જાઉં તો તે સાંખી રહેતાં નથી. તેઓ તે જ ક્ષણે મને મારવા આવે છે. પણ તેમને જ્યારે કહું છું, "મને તારી જરૂર નથી, મારે રૂપિયા જોઈએ છે, કીર્તિ જોઈએ છે" ત્યારે તેઓ કહે છે, "બહુ સારું." એટલું બોલીને મૂંગા મૂંગા એક બાજુ ખસીને બેસી રહે છે.

આ બાજુ કોણ જાણે ક્યારે જતી હોસ આવે છે કે મારા

આત્માનુ જે એકાંત ભવન છે, ત્યાની ચાવી તો મારા ખજાનચીના હાથમાં છે નહિ, પાઈ પૈસો, ધનદોલત તો ત્યા કેમે કર્યાં પહોચના નથી અતર રહી જ જાય છે ત્યાનો એ એકાત એકનો ઓરડો જગતના બીજા એક મહાન એકલા સિવાય બીજુ કોઈ, કોઈ પણ ઉપાયે ભરી શકે એમ નથી જે દિવસે હુ કહી શકીશ કે મારે રૂપિયાનુ કામ નથી, ખ્યાતિનુ કામ નથી, કશાનુ જ કામ નથી, તુ આવ જે દિવસે હુ કહી શકીશ કે ચદ્રસૂર્યહીન મારા આ એકલા ઓરડામા તુ મારો અને હુ તારો, તે દિવસે મારી વરશય્યામા વર આવીને બેસશે તે દિવસે મારો 'હુ' સાર્થક થશે

તે દિવસે એક આશ્ચર્યજનક વાત એ બનશે કે પોતાને જેમ જેમ દીન સમજીશ તેમ તેમ તેમના પ્રેમને મોટો સમજીશ તેમના પ્રેમના ઐશ્વર્યના અનુભવમા તેમના પ્રેમને જ અનત તરીકે જાણીશ, પોતાને મોટો નહિ બનાવુ જ્ઞાન પ્રાપ્ત થતા પોતાને જ્ઞાની ગણીને ગર્વ થાય છે, પણ પ્રેમ પ્રાપ્ત થતા પોતાને અધમ ગણવામા પણ આનદ આવે છે પાત્ર જેમ ગભીરરૂપે ખાલી હોય તેમ સુધારસથી ભરાતા વધારે પૂર્ણ થાય છે એટલા માટે પ્રેમ જ્યારે પામીએ છીએ ત્યારે પોતાને મોટા માનવાની ઇચ્છા જ થતી નથી — બલ્કે પોતાની અત્યત દીનતા પોતાને અત્યત સુખ આપે છે ત્યારે તેમની લીલામા રહેના એક ભારે વિરોધની સાર્થકતા સમજાય છે અને તે વિરોધને સ્વીકારીને આનદપૂર્વક કહી શકીએ છીએ કે, જગતમા હુ જેટલો તુચ્છ, જેટલો દીન દુર્બળ હોઉ, તેનો જ મારા 'હુ' નિકેતનમા તેમના પ્રેમ દ્વારા પૂર્ણ છુ, તેનો જ કૃતાર્થ છુ હુ અનન્ત ભાવે દીન છુ માટે જ, દુર્બળ છુ માટે જ તેમના અનન્ત પ્રેમથી ધન્ય થયો છુ

## ૩૦

## ઇચ્છા

૨૮મી પોષ, ૧૩૧૫

સવારના પહોરથી જ મેં મારા સંસારની ચિંતા શરૂ કરી દીધી છે. કારણ, એ મારો સંસાર છે. મારી ઇચ્છા જ એ સંસારનું કેન્દ્ર છે. મારે શું જોઈએ છે, શું નથી જોઈતું, મારે કોને રાખવા છે, કોને છોડવા છે, એ વાતને મધ્યમાં રાખીને જ મારો સંસાર રચાયેલો છે.

મારે આખા વિશ્વની ચિંતા કરવી પડતી નથી. મારી ઇચ્છાથી સૂર્ય ઊગતો નથી, વાયુ વાતો નથી, અણુ-પરમાણુનું મિલન થઈને સૃષ્ટિનું રક્ષણ થતું નથી. પરંતુ મેં મારી ઇચ્છાશક્તિને મૂળમાં રાખીને જે સૃષ્ટિ ખડી કરી છે, તેની ચિંતા મારે સૌથી મોટી ચિંતા ગણીને કરવી પડે છે કારણ કે એ ચિંતા મારી જ ચિંતા છે.

એટલા માટે જ આવડા મોટા વિશ્વબ્રહ્માંડના વ્યાપારની બરાબર વચ્ચે રહેવા છતાં પણ મારા આ અત્યંત નાના સંસારની અત્યંત નાની વાત મને નાની લાગતી નથી. મારા પ્રભાતની સામાન્ય તૈયારી પ્રભાતના સુમહાન સૂર્યોદય આગળ લેશ પણ લજ્જા પામતી નથી; એટલું જ નહિ, તેને અનાયાસે ભૂલીને ચાલી શકે છે.

આમ હું જોઉં છું કે બે ઇચ્છા પરસ્પર સંલગ્ન થઈને કામ કરે છે. એક તો આખા વિશ્વમાં રહેલી ઇચ્છા, અને બીજી મારા આ ક્ષુદ્ર જગતમાં રહેલી ઇચ્છા. રાજા તો રાજ્ય કરે જ છે, પણ તેના હાથ નીચેનો તાલુકદાર, તે પણ મહારાજ્યમાં જ પોતાનું રાજ્ય માંડીને બેઠો છે. તેનામાં પણ રાજાના ઐશ્વર્યનાં બધાં લક્ષણો રહેલાં છે—કારણ, એ ક્ષુદ્ર સીમાની અંદર તેની ઇચ્છા, તેની સત્તા વિરાજમાન છે.

આ આપણા હું જગતમાં ઈશ્વરે આપણને દરેકને રાજા બનાવી દીધા છે — જે માણસ રસ્તા ઉપર ઝાડુ કાઢે છે તે સુધ્ધાં તેના હું અધિકારમાં સ્વયં સર્વશ્રેષ્ઠ છે એ વાતની ચર્ચા પહેલાં થઈ ગઈ છે જે ઇચ્છામય છે તે ઈશ્વરે આપણને દરેકને એક એક ઇચ્છાનો તાનુકો આપી દીધો છે — દાનપત્રમાં લખ્યું છે કે 'યાવ-ચ્ચંદ્ર દિવાકરો' આપણે એનો ભોગવટો કરી શકીશું.

આપણા આ ચિરંતન ઇચ્છાના અધિકારને વિશે આપણે કોઈ કોઈ વાર ગાંડા થઈ જઈએ છીએ કહીએ છીએ કે મારી પોતાની ઇચ્છા સિવાય બીજા કોઈને જ હું માનતો નથી — એમ કહીને સૌનું ઉલ્લંઘન કરીને જ આપણી ઇચ્છા સ્વતંત્ર છે એ આપણે ધૃષ્ટતાપૂર્વક અનુભવવા માગીએ છીએ

પણ ઇચ્છામાં બીજું એક તત્ત્વ રહેલું છે — સ્વાધીનતામાં જ એનું ચરમ સુખ નથી શરીર જેમ શરીરને ઇચ્છે છે, મન જેમ મનને ઇચ્છે છે, વસ્તુ જેમ વસ્તુને આકર્ષે છે, — તેમ ઇચ્છા ઇચ્છાને ઇચ્છ્યા વિના રહી શકતી નથી બીજી ઇચ્છાની સાથે મળવા ન પામે તો એ એકલી ઇચ્છા પોતાની સાર્થકતા અનુભવી શકતી નથી જ્યાં કેવળ પ્રયોજનની જ વાત હોય છે ત્યાં જોર ચાલી શકે છે — જોર-પૂર્વક ખાવાનું ખૂંચવી લઈને ખાઈએ તોયે ભૂખ શમે છે પણ જ્યાં ઇચ્છા પ્રયોજનહીન હોય છે, જ્યાં અહેતુકભાવે તે પોતાના વિશુદ્ધ રૂપમાં રહેલી હોય છે ત્યાં તે જે ઇચ્છે તેમાં જોર બિલકુલ નહિ ચાલે, કારણ, ત્યાં તે ઇચ્છાને જ ઇચ્છતી હોય છે ત્યાં કોઈ

કોઈ સામગ્રી, કોઈ સ્વતંત્રતાનો ગર્વ, કોઈ શક્તિ તેની ભૂખને શમાવી શકે એમ નથી — ત્યાં તે બીજી એક ઇચ્છાને જ ઇચ્છે છે ત્યાં જો તે કોઈ ભેટની વસ્તુને સ્વીકારે તો તે વસ્તુ તરીકે સ્વીકારતી નથી, પણ જે વ્યક્તિ આપે છે તેની ઇચ્છાના નિદર્શનરૂપે જ સ્વીકારે છે — તેની ઇચ્છાની કિંમત છે માટે એ વસ્તુની કિંમત છે માતાની

સેવા બાળકને મન આટલી બધી કીમતી હોય છે તે કંઈ સેવા લેખે કીમતી નથી હોતી, પણ માતાની ઇચ્છા લેખે જ તેનું આટલું બધું ગૌરવ હોય છે, — દાસના દાસત્વથી મારી ઇચ્છાની આકાંક્ષા સંતોષાતી નથી, મિત્રના સ્વેચ્છાસમર્પણની જ રાહ જોઈને તે બેસી રહે છે.

આ રીતે ઇચ્છા જ્યારે બીજી ઇચ્છાને ઇચ્છે ત્યાર પછી તે સ્વાધીન રહેતી નથી ત્યારે તેણે પોતાની જાતને ગૌણ કરવી પડે છે. એટલું જ નહિ આપણે એને ઇચ્છાનું વિસર્જન કરવું એમ કહીએ છીએ. ઇચ્છાની આ જે અધીનતા એના જેવી અધીનતા બીજી કોઈ નથી. દાસનમ દાસને પણ આપણે કામે લગાડી શકીએ છીએ પણ તેની ઇચ્છાનું સમર્પણ કરવાની ફરજ પાડી શકતા નથી.

મારા જે સંસારમા મારી ઇચ્છા જ મૂળ કર્તાકારવતા છે, ત્યાં મારું એક સૌથી મુખ્ય કામ એ છે કે બીજાની ઇચ્છા સાથે મારી ઇચ્છાને મેળવી દેવી હું જેટલે અંશે એ કરી શકીશ તેટલે અંશે મારી ઇચ્છાનું રાજ્ય વિસ્તૃત થતું રહેશે — મારો સંસાર તેટલા પ્રમાણમાં વિશાળ બની જશે. તે ગૃહિણી જ સાચી ગૃહિણી કહેવાય જે માબાપ, ભાઈબહેન, પતિપુત્ર, દાસદાસી, આડોશી-પાડોશી બધાંની ઇચ્છાની સાથે પોતાની ઇચ્છાને સુસંગત કરી લઈને પોતાના સંસારને સંપૂર્ણ સામંજસ્યથી રચી લઈ શકે. એ ગૃહિણીએ હંમેશા પોતાની ઇચ્છાને ગૌણ કરવી પડે, છોડવી પડે, તો જ તેની એ ઇચ્છા ઉપર અધિષ્ઠિત રાજ્ય સંપૂર્ણ થઈ શકે. તે જો બધાની સેવક ન બને તો (કર્તાકારવતા) બની જ ન શકે.

એટલે હું કહેતો હતો કે આપણી જે ઇચ્છામાં સ્વાધીનતાનું સૌથી વિશુદ્ધ સ્વરૂપ રહેલું છે, તે ઇચ્છામાં જ અધીનતાનું પણ સૌથી વિશુદ્ધ સ્વરૂપ રહેલું છે. ઇચ્છા, અહંકારમાં પોતાને સ્વાધીન તરીકે પ્રગટ કરીને જ સાર્થક બને છે એમ નથી. ઇચ્છા, પ્રેમમાં પોતાને

અધીન તરીકે સ્વીકારીને જ ચરમ સાર્થકતા પામે છે ઇચ્છા પોતાને ઉત્કટ બનાવીને પોતાની હાડી પીટે એમાં જ તેનું અંતિમ લક્ષ્ય સમાઈ જતું નથી પણ પોતાનું વિસર્જન કરી દેવામાં જ તેની પરમ શક્તિ અને ચરમ લક્ષ્ય રહેલાં છે

ઇચ્છાનો આ તો સ્વાભાવિક ધર્મ છે કે બીજી ઇચ્છાને તે ઇચ્છે છે કેવળ જોર ચલાવવામાં તેને આનંદ નથી ઈશ્વરની ઇચ્છામાં પણ એ ધર્મ આપણે જોવા પામીએ છીએ તેઓ પણ ઇચ્છાને ઇચ્છે છે તેમની એ ઇચ્છા પૂરી થાય એટલા માટે જ તેમણે મારી ઇચ્છાને મારી જ બનાવી છે — વિશ્વનિયમની જાળમાં તેને એમણે પૂરેપૂરી બાંધી દીધી નથી — વિશ્વસામ્રાજ્યમાં બીજી બધી જ વસ્તુ ઉપર તેમનું ઐશ્વર્ય છે ફક્ત એની એક વસ્તુ તેમણે પોતે રાખી નથી — અને એ વસ્તુ તે મારી ઇચ્છા — એ તેઓ ખૂંચવી લેતા નથી માગીને લે છે મન રીઝવીને લે છે એ એક વસ્તુ એવી છે જે હું તેમને ખરેખર આપી શકું ફૂલ જો આપું તો તે તેમનું જ ફૂલ છે પાણી જો આપું તો તે તેમનું પાણી છે માત્ર ઇચ્છા જો સમર્પણ કરું તો તે મારી જ ઇચ્છા હશે એ ચોક્કસ

અનંત બ્રહ્માંડના ઈશ્વર મારી એ જરા જેટલી ઇચ્છાને ખાતર રોજ રોજ મારે બારણે આવે છે અને પાછા જાય છે એના એ ફેરાવા છે આ બાબતમાં તેમણે પોતાનું ઐશ્વર્ય ગૌણ કરી નાખ્યું છે કારણ અહીં જ તેમની પ્રેમની લીલા છે અહીં ઊતરી આવીને જ તેમણે પોતાના પ્રેમની સમૃદ્ધિ પ્રગટ કરી છે — મારી પણ ઇચ્છાની સાથે પોતાની ઇચ્છાને સંગત કરીને તેમણે પોતાની અનંત ઇચ્છાને પ્રગટ કરી છે કારણ ઇચ્છાનો ચરમ આવિર્ભાવ ઇચ્છા આગળ નહિ તો બીજે ક્યાં થવાનો હતો? તેઓ કહે છે મને મહેસૂલ નહિ પ્રેમ આપો

તને પ્રેમ આપવો પડે માટે જ તો તે આટઆટલી મહેનત લીધી છે મારામાં તું આ એક અદ્ભુત હું ની લીલા માંડીને બેઠો છે

—અને મને આ એક ઇચ્છાની પૂંછી આપી તે પામવાને માટે મારી આગળ પણ હાથ પસારીને ઊભો છે.

## ૩૧
## સૌંદર્ય

૧૯મી, પોષ, ૧૩૧૫

ઈશ્વર સત્યમ્ છે તેના સત્યને સ્વીકાર્યા વગર આપણો છૂટકો નથી. સત્યનો સહેજ પણ જો આપણે અસ્વીકાર કરીએ તો આપણો ઉગારો નથી. એટલે અમોઘ સત્યને આપણે જળમા સ્થળમા અને આકાશમા સર્વત્ર જોવા પામીએ છીએ

પણ ઈશ્વર કેવળ સત્ય નથી તે, "आनन्दरूपममृतम्" છે તે આનંદરૂપ છે, અમૃતરૂપ છે. એ એના આનંદરૂપને આપણે ક્યાં જોઈએ છીએ?

મેં પહેલા સૂચન કર્યું જ છે કે આનંદ સ્વભાવથી જ મુક્ત છે તેના ઉપર જોર ચાલતુ નથી, હિસાબ ચાલતો નથી. એટલા માટે આપણે જે દિવસે આનંદનો ઉત્સવ કરીએ છીએ તે દિવસે હમેશના નક્કી કરેલા નિયમને શિથિલ કરી નાખીએ છીએ. તે દિવસે સ્વાર્થને શિથિલ કરીએ છીએ, પ્રયોજનને શિથિલ કરીએ છીએ, સંસારના કઠિન સંકોચને શિથિલ કરીએ છીએ—ત્યારે જ ઘરમા એની થોડી ખાલી જગ્યા કરી શકીએ છીએ જ્યા આનંદનો આવિર્ભાવ સંભવિત બને છે. સત્ય બંધનને જ માને છે, આનંદ બંધન માનતો નથી.

એટલા માટે વિશ્વપ્રકૃતિમાં સત્યની મૂર્તિ આપણે નિયમમાં જોવા પામીએ છીએ, અને આનંદની મૂર્તિ સૌંદર્યમાં જોઈએ છીએ. એટલા માટે સત્યરૂપનો પરિચય આપણે માટે અત્યંત આવશ્યક છે, આનંદ-

રૂપનો પરિચય આપણને ન હોય તોયે આને પ્રભાતમાં સૂર્યોદય થતાં અજવાળું થાય છે એ વસ્તુ જાણવી અને એનો વ્યવહારમાં ઉપયોગ કરવો આપણે માટે અત્યંત જરૂરી છે, પરંતુ પ્રભાત સુંદર અને સુપ્રસન્ન છે એટલું ન જાગીએ તો આપણા કોઈ કામને કશી જ હાનિ પહોંચતી નથી

જળ સ્થળ અને આકાશ આપણને નાનાવિધ બંધનથી બાંધે છે પરંતુ એ જળ, સ્થળ અને આકાશમાં વિવિધ વર્ણ, ગંધ અને ગીતરૂપે સૌંદર્યની જે વિપુલ અને વૈવિધ્યમય સામગ્રી રહેલી છે તે આપણને કશી જ ફરજ પાડતી નથી તેના તરફ નજર કર્યા વગર ચાલ્યા જઈએ તોય તે આપણને અરસિક કહીને ગાળ સુધ્ધાં દેતી નથી

આમ આપણે જોઈએ છીએ કે જગતના સત્યનોમાં આપણે બંધાયેલા છીએ સૌંદર્યનોમાં આપણે સ્વાધીન છીએ સત્યને દલીલો દ્વારા ખંડન ન થઈ શકે એ રીતે પુરવાર કરી શકીએ છીએ સૌંદર્યને આપણા સ્વાધીન આનંદ સિવાય બીજા કશા જ દ્વારા પુરવાર કરી શકાય એમ નથી જે માણસ ચપટી વગાડીને કહે છે કે 'ધૂળ તમારું સૌંદર્ય' તેની આગળ મહાવિશ્વની લક્ષ્મીએ એકદમ ચૂપ થઈ જવું પડે છે એવો કોઈ કાયદો નથી કે ઈ સિપાઈ નથી જેને લીધે એણે સૌંદર્યને નાછૂટકે માનવું પડે

એટલે જગતમાં ઈશ્વરની આ જે અપરૂપ રહસ્યમય સૌંદર્યની સામગ્રી છે તે આપણી પાસે કોઈ મહેસૂલ કે કર ઉઘરાવતી નથી એ આપણી સ્વાધીન ઇચ્છાને ચાહે છે — કહે છે મારામાં તને આનંદ મળો તું પોતે થઈને મારો સ્વીકાર કર

આથી હું કહેતો હતો કે આપણા અંતરાત્માના 'હું' ક્ષેત્રના એક જગત બહારના નિકેતનમાં તે આનંદમયની જે અભિસાર ચાલ્યા કરે છે તેના ચિહ્નો આખા જગતમાં રહેલાં છે આકાશની નીલિમામાં વનના શ્યામલત્વમાં ફૂલના સૌરભમાં સર્વત્ર તેના પગલાં પડેલાં પકડી

## ૩૨
## પ્રાર્થનાનું સત્ય

૨૦મી પોષ, ૧૩૧૫

કોઈ કોઈ એમ કહે છે કે ઉપાસનામાં પ્રાર્થનાને કશું સ્થાન નથી — ઉપાસના એ કેવળ ધ્યાન છે ઈશ્વરના સ્વરૂપને મનમાં અનુભવવું તે ઉપાસના

જગતમાં જો આપણે ઇચ્છાનો કોઈ પણ રીતે પ્રગટ થતી ન જોત તો આ વાત સ્વીકારી શકત આપણે લોઢા આગળ પ્રાર્થના કરતા નથી, પથ્થર આગળ પ્રાર્થના કરતા નથી — જેને ઇચ્છાશક્તિ છે તેની આગળ જ પ્રાર્થના કરીએ છીએ

ઈશ્વર જો કેવળ સત્ય સ્વરૂપ હોત કેવળ અવ્યર્થ નિયમરૂપે તે પ્રગટ થતા હોત તો તેની આગળ પ્રાર્થના કરવાની કલ્પના સુધ્ધાં આપણા મનમાં ઉદય પામત નહિ પણ ઈશ્વર તો 'આનંદરૂપમૃતમ્' છે તે તો ઇચ્છામય પ્રેમમય આનંદમય છે, એટલા માટે કેવળ માત્ર વિજ્ઞાન દ્વારા તેને આપણે જાણતા નથી ઇચ્છા દ્વારા જ તેના ઇચ્છાસ્વરૂપને આનંદસ્વરૂપને જાણવું પડે છે

પહેલાં હું કહી ગયો છું કે જગતમાં ઇચ્છાનું એક પ્રમાણ આપણને સૌન્દર્યમાં મળ્યું છે એ સૌંદર્ય આપણી ઇચ્છાને જાગ્રત કરે છે અને ઇચ્છા ઉપર જ તેનો આધાર છે એટલા માટે આપણે સૌંદર્યને પ્રેમના ક્ષેત્રમાં ઉપાદાનરૂપે વાપરીએ છીએ, પ્રયોજનના ક્ષેત્રમાં નહિ એટલા માટે જ્યાં ઇચ્છાની સાથે ઇચ્છાનો સંબંધ હોય, આનંદની સાથે આનંદનું મિલન હોય ત્યાં જ આપણે સાજસજાવટ, સંગીત અને સૌંદર્યનો ઉપયોગ કરીએ છીએ જગદીશ્વરે પોતાના જગતમાં આ અનાવશ્યક સૌંદર્યની આટલી વિપુલ સામગ્રી ભેગી કરી છે એ ઉપરથી જ આપણું હૃદય સમજી ગયું છે કે જગત એક

મિલનનું ક્ષેત્ર છે — નહિ તો અહીંની આ બધી સાજસજાવટ બિલકુલ બિનજરૂરી છે.

જગતમાં એવો પણ એક વિષય છે જે હૃદય મારફતે જ સમજાય, એ વાત બિલકુલ ઉડાવી દીધે નહિ ચાલે. એક તરફ પ્રકાશ છે માટે જ આપણને આંખ છે; એક તરફ સત્ય છે માટે જ આપણને ચૈતન્ય છે; એક તરફ જ્ઞાન છે માટે જ આપણને બુદ્ધિ છે, તે જ પ્રમાણે બીજી એક તરફ શું છે જેના પ્રતિરૂપ તરીકે આપણામાં હૃદય છે? ઉપનિષદે એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે, " रसो वै सः।" તે જ રસ છે — તે જ આનંદ છે.

આ પહેલાં જ મેં સૂચન કર્યું છે કે આપણે શક્તિ વડે પ્રયોજન સિદ્ધ કરી શકીએ છીએ, તર્ક વડે જ્ઞાન મેળવી શકીએ છીએ, પરંતુ આનંદની બાબતમાં શક્તિ અને તર્ક કેવળ બારણા સુધી આવીને અટકી જાય છે — તેમને બહાર જ ઊભા રહેવું પડે છે. એ આનંદની સાથે હેઠ અંતઃપુરનો સંબંધ હોય તો ઇચ્છાનો. આનંદમાં કોઈ પણ જાતનું જોર કામ આવતું નથી — ત્યાં કેવળ ઇચ્છા, કેવળ ખુશી જ કામ આવે છે.

મારામાં એ ઇચ્છાનું વાસસ્થાન હૃદય છે. મારું એ ઇચ્છામય હૃદય શું શૂન્યમાં પ્રતિષ્ઠિત થયેલું છે? તેને મિથ્યામાંથી પોષણ મળે છે, તેનું ગમ્યસ્થાન વ્યર્થતામાં છે? તો પછી એ અદ્ભુત બધા આવી ક્યાંથી, અને એક ક્ષણ પણ ટકે છે શી રીતે? જગતમાં શું કેવળ એક જ છેતરપિંડી છે? અને એ છેતરપિંડી એ જ મારું હૃદય છે?

કદી નહિ. મારું આ ઇચ્છા-રસમય હૃદય જગવ્યાપી ઇચ્છા-રસની નાડી સાથે સંકળાયેલું છે — ત્યાથી જ તે આનંદરસ પામીને જીવતું રહેલું છે — ન પામે તો તેના પ્રાણ નીકળી જાય — તેને અન્નવસ્ત્ર જોઈતાં નથી, વિદ્યાશક્તિ જોઈતી નથી, અમૃત જોઈએ છે, પ્રેમ જોઈએ છે. એને જે જોઈએ છે તે અરૂપરૂપે સંસારમાં

અને ચરમરૂપે ઈશ્વરમાં રહેવું છે માટે જ એ માગે છે — નહિ તો કેવળ બધબારણે માથું પછાડી મરવા માટે એ સરજાયું નથી.

આથી હૃદય પોતાને ઓળખે છે માટે જ તે જાણે છે કે તેની એક પરિપૂર્ણ કૃતાર્થતા અનંતમાં રહેલી છે ઇચ્છા કેવળ તેની બાજુએ જ છે એમ નહિ, બીજી બાજુએ પણ છે — બીજી બાજુએ ઇચ્છા ન હોત તો તે એક પળ પણ રહેત નહિ — આટલી કણી જેટલું પણ રહેત નહિ જેથી શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણની ક્રિયા પણ ચાલી શકે એટલા માટે જ ઉપનિષદે આટલા જોરપૂર્વક કહ્યું છે કે "को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्, एष ह्येवानन्दयाति।" કોણ શરીરની ચેષ્ટા કરત, કોણ પ્રાણ ધારણ કરત, જો આકાશમાં આનંદ ન હોત — એ જ આનંદ આપે છે

ઇચ્છાની સાથે ઇચ્છાના સબંધમાં દૂતીનું કામ પ્રાર્થના કરે છે એ ઇચ્છાની વચ્ચે જે વિચ્છેદ છે તે વિચ્છેદ ઉપર વ્યાકુળવેશે ઊભી છે પેલી પ્રાર્થના દૂતી એથી અસાધારણ હિંમતપૂર્વક વૈષ્ણવો કહે છે કે, જગતના નાનાવિધ સૌંદર્યમાં ભગવાનની બંસરીના જે સૂર વાગી ઊઠે છે તે કેવળ આપણે માટેની તેમની પ્રાર્થના છે આપણા હૃદયને તેઓ એ અનિર્વચનીય સંગીત દ્વારા હાક મારવા ઇચ્છે છે, માટે જ તો એ સૌંદર્યસંગીત આપણા હૃદયની વિરહ વેદનાને જગાડી દે છે

તે ઇચ્છામય આવે મધુર સ્વરે જ્યાં આપણી ઇચ્છાને ઇચ્છે છે ત્યાં તેમના બધા જોરને તેમણે એકદમ સંકેલી લીધું છે, જે પ્રચંડ જોરથી તેમણે સૂર્યમંડળને સૂર્યની સાથે અમોઘરૂપે બાંધી દીધું છે, તે જોરનો લેશ પણ અહીં નથી — તેથી જ આવા કરુણ, આવા મધુર સૂરે, આવા વિવિધ વિચિત્ર રસે બંસરી વાગે છે આહ્વાનનો કોઈ અંત નથી

તેમના આવા આહ્વાનથી આપણી મનની પ્રાર્થના પણ શું

જાગી નહિ ઊઠે? તે શું પોતાના વિરહના ધૂળના આસન ઉપર આળોટીને રહી નહિ ઊઠે? અસત્ય, અંધકાર અને મૃત્યુના નિરાનંદ નિર્વાસનમાંથી અભિસારયાત્રાને વખતે આ પ્રાર્થના દૂતી જ શું પોતાની કંપિત દીપશિખા લઈને આપણને રસ્તો બતાવતી નહિ આવે?

જ્યાં સુધી આપણને હૃદય છે, જ્યાં પ્રેમસ્વરૂપ ભગવાન પોતાના નાનાવિધ સૌંદર્ય વડે આ જગતને આનંદનિકેતન બનાવી શણગારે છે, ત્યાં સુધી તેમની સાથે મિલન થયા વગર માણસની વેદના શી રીતે મટવાની છે? ત્યાં સુધી કયું સંદેહકઠોર જ્ઞાનાભિમાન માણસની પ્રાર્થનાને અપમાનિત કરીને પાછી કાઢી શકે એમ છે?

આ આપણી પ્રાર્થના વિશ્વમાનસના અંતરની પંકશય્યામાંથી વ્યાકુળ શતદલની પેઠે તેના સમસ્ત જનરાશિના આવરણને હળવેથી દઈને પ્રકાશ તરફ મુખ ઊંચું કરે છે, પોતાના બધા સૌરભને અને શિશિરાશ્રુસિક્ત સૌંદર્યને ઉઘાડી દઈને કહે છે, — "असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतं गमय।" માનવહૃદયની આ પરિપૂર્ણ પ્રાર્થનાના પૂજાઉપહારને મોહ કહીને તિરસ્કાર કરી શકે એવી મોટી ભયંકર શુષ્કતા કોનામાં છે?

## ૩૩

## વિધાન

૨૧મી પોષ, ૧૩૧૫

ઇચ્છા, પ્રેમ, આનંદની વાત નીકળતાં જ તેનાથી ઊલટી વસ્તુ મનમાં આઘાત કર્યા કરે છે તે કહે છે, તો પછી આટલું બધું શાસન અને બંધન શા માટે? જે માગું તે મળતું કેમ નથી, જે

નથી જોઈતું તે આપણા ઉપર આવીને પડે છે શા માટે?

આ બાબતમાં માણસ તર્ક દ્વારા નહિ પણ કેવળ વિશ્વાસ દ્વારા આનો જવાબ આપવાનો પ્રયત્ન કરે છે તે કહે છે स एव बन्धुर्जनिता विधाता।

અર્થાત્ જેણે મને પ્રગટ કર્યો છે 'स एव बन्धु' તે તો મારો મિત્ર હોય જ ને મારામાં જો તેને આનંદ ન પડતો હોત તો હું હોત જ નહિ વળી स विधाता। વિધાતા કોઈ બીજો નથી—જે જનિતા તે જ બંધુ વિધાનકર્તા પણ તે જ—અને વિધાન ગમે તે હોય મૂળમાં કશો ભય રાખવાની જરૂર નથી

પણ વિધાન એવી વસ્તુ છે જે તરંગી હોય તો ન ચાલે આજે એક કાલે બીજું મારે માટે એક બીજા માટે બીજું ક્યારે કેવું હોય તે વિશે કશી નિશ્ચિતતા જ ન હોય તો એ કંઈ વિધાન ન કહેવાય વિધાન તો વિશ્વવિધાન છે

એ વિધાનના અવિચ્છિન્ન સૂત્રમાં આ પૃથ્વીની ધૂળથી માંડીને નક્ષત્રો સુધીનું બધું એકસાથે ગૂંથાયેલું છે મારી સુખસગવડને ખાતર જો હું એમ કહું કે તમારા વિધાનનું સૂત્ર એક જગ્યાએ તોડી નાખો ને એક જગ્યાએ બીજા બધા કરતાં મારા નિયમમાં ખાસ ફેર કરી આપો તો તે ખરેખર એમ કહેવા બરાબર છે કે આ મંદિર ઓળંગીને જતાં મારાં કપડાંને ધૂળ લાગે છે માટે આ બ્રહ્માંડના મંદિરના એક્યસૂત્રો તોડી નાખીને બધા સૂર્યતારાને રસ્તા ઉપર વેરી દો

આ વિધાન એવી વસ્તુ છે કે એ કોઈની એકલાની નથી તેમ કોઈ અમુક એક ખંડસમયની પણ નથી—એ વિશ્વવિધાનને લીધે જ સમષ્ટિ સાથે આપણે દરેક જણ જોડાયેલા છીએ અને કોઈ પણ વખતે એ સંબંધમાં વિચ્છેદ પડતો નથી ઉપનિષદમાં કહ્યું છે કે જે વિશ્વના પ્રભુ છે તે याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः

તે ચિરકાળથી અને ચિરકાળ માટે બધું જ યથાર્થરૂપે વિધાન કરતા આવ્યા છે. એ વિધાનના મૂળમા શાશ્વત કાળ છે — એ વિધાન યાથાતથ્યત રચાય છે — એ આદિથી તે અંત સુધી યથાતથ હોય છે — ક્યાંય છેદ નથી, અસગતિ નથી આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર વિશ્વ-વિધાન સબધે આના કરતા વધુ જોરપૂર્વક અને સ્પષ્ટપણે કશુ જ કહી શક્યું નથી.

પણ માત્ર એટલુ જ હોય, કેવળ અમોઘ નિયમના લોખંડી સિહાસન ઉપર કેવળ વિધાતારૂપે જ બેસી રહેતા હોય તો તો તે વિધાતા આગળ આપણે લાકડા પથરા કે ધૂળઢેફા બરાબર જ ગણાઈએ. તો તો આપણે જરૂરથી બાધેલા કેદી બની જઈએ

પણ તે કઈ કેવળ વિધાતા જ નથી, "स एव बन्धु" — તે જ મિત્ર છે

વિધાતાનો આવિર્ભાવ તો વિશ્વચરાચરમા જોઈએ છીએ, પણ મિત્રનો આવિર્ભાવ ક્યા છે? મિત્રનો આવિર્ભાવ કઈ નિયમનુ ક્ષેત્ર નથી — એ આવિર્ભાવ મારા અતરમા પ્રેમના ક્ષેત્રમા નહિ તો બીજે ક્યા થવાનો હતો?

વિધાતાનુ કાર્યક્ષેત્ર આ વિશ્વપ્રકૃતિમા છે — અને મિત્રનુ આનંદ-નિકેતન મારા જીવાત્મામા છે

માણસ એક બાજુએ પ્રકૃતિ અને બીજી બાજુએ આત્મા છે — એક તરફ રાજાને મહેસૂલ ભરે છે અને બીજી તરફ મિત્રને માટે ભેટની છાબ તૈયાર કરે છે એક બાજુએ સત્યની મદદથી તેણે મગલને પામવુ પડે છે, અને બીજી બાજુ એ મંગલ મારફતે તેણે સુંદર બનવું પડે છે.

ઈશ્વરની ઇચ્છા જે તરફ નિયમરૂપે પ્રગટ થાય છે તે તરફ પ્રકૃતિ છે — અને ઈશ્વરની ઇચ્છા જે તરફ આનદરૂપે પ્રગટ થાય છે તે તરફ

આત્મા છે એ પ્રકૃતિનો ધર્મ બંધન છે અને આત્માનો ધર્મ મુક્તિ છે એ સત્ય અને આનંદ, બંધન અને મુક્તિ ઈશ્વરના ડાબો અને જમણો હાથ છે એ બે હાથ વડે જ તેણે માણસને પકડી રાખ્યો છે

જે બાજુએ હુ ઈંટ, લાકડા, ઝાડ અને પથ્થરની સમાન છુ તે સાધારણ બાજુએ ઈશ્વરનો સર્વવ્યાપી નિયમ કેમે કર્યો મને સાધારણથી લગારે જુદો થવા દેતો નથી, અને જે બાજુએ હુ વિશેષ ભાવે રહેતો છુ ને સ્વાતંત્ર્યની બાજુએ ઈશ્વરનો વિશેષ આનંદ કેમે કર્યો મને બધાની સાથે ભળી જવા દેતો નથી વિધાતાએ મને સૌનો બનાવ્યો છે અને મિત્રે મને પોતાનો બનાવ્યો છે — એ સહુની સામગ્રી મારી પ્રકૃતિ છે અને પેલી તેમની પોતાની સામગ્રી મારો જીવાત્મા છે

## ૩૪

## ત્રણ

૨૧મી પોષ, ૧૩૧૫

પ્રકૃતિની બાજુએ નિયમ અને આપણા આત્માની બાજુએ આનંદ નિયમ દ્વારા જ નિયમની સાથે અને આનંદ દ્વારા જ આનંદની સાથે આપણો યોગ થઈ શકે

એના માટે જે બાજુએ હુ સર્વસાધારણનો છુ તે બાજુએ હુ વિશ્વપ્રકૃતિનો છુ જે બાજુએ હુ માનવપ્રકૃતિનો છુ, તે બાજુએ જો હુ પોતાને નિયમને અનુગત ન કરુ, તો હુ સતત વ્યર્થ થઈશ, અને અશાન્તિ પેદા કરીશ એક ધૂળની કણી પાસે પણ હુ ભોળવીને કામ કઢાવી શકતો નથી, તેનો નિયમ હુ માનુ તો જ તે મારો નિયમ માને છે

એટલા માટે આપણુ પહેલુ શિક્ષણ એ પ્રકૃતિના નિયમનુ શિક્ષણ,

અને પોતાને એ નિયમને અનુગત કરવાનું શિક્ષણ છે. એ શિક્ષણ દ્વારા જ આપણે સત્યનો પરિચય પામીએ છીએ.

એ શિક્ષણનું પરિણામ જે ઈશ્વર છે તે "શાન્તમ્" છે. જ્યાં જ્યાં નિયમભ્રષ્ટતા હોય છે, જ્યાં જ્યાં નિયમની સાથે નિયમનો સંબંધ હોતો નથી, ત્યાં ત્યાં અશાંતિ હોય છે. જ્યાં જ્યાં પરિપૂર્ણ સંબંધ થયો હોય છે ત્યાં ત્યાં જે શાન્તમ્ છે, તેનો પરિપૂર્ણ અનુભવ હોય છે.

પ્રકૃતિમાં ઈશ્વરનુ કયું સ્વરૂપ જોવા પામીએ છીએ? તેનું શાન્તસ્વરૂપ. ત્યાં જેઓ ક્ષુદ્ર ભાવે જુએ છે, તેઓ પ્રયાસને જુએ છે, જેઓ બૃહત્ ભાવે જુએ છે તેઓ શાન્તિને જ જોવા પામે છે. જો નિયમ તૂટે એવો હોત, જો નિયમ શાશ્વત અને યથાતથ ન હોત, તો એક ક્ષણમાં આ વિપુલ વિશ્વશાન્તિ નાશ પામીને એક અર્થહીન, પરિણામહીન પ્રલયનું પ્રચંડ નૃત્ય આરંભ થાત, તો વિશ્વસંસારમા વિરોધ જ વિજયી થઈને પોતાના નખદંત વડે બધું છિન્નભિન્ન કરી નાખત. પરંતુ ધારીને જુઓ, સૂર્યનક્ષત્રલોકની પ્રબળ ઉત્તેજનાની વચ્ચે અટલ નિયમના આસન ઉપર મહાશાન્તિ વિરાજમાન છે. સત્યનું સ્વરૂપ જ શાન્તમ્ છે.

સત્ય શાન્તમ્ છે માટે જ શિવમ્ છે. શાન્તમ્ છે માટે તે બધાને ધારણ કરે છે, બધાંનું રક્ષણ કરે છે, બધાને તેનામાં કાયમી આશ્રય મળ્યો છે. આપણે પણ જે બાબતમા સંયત રહ્યા નથી અર્થાત્ જે બાબતમાં સત્યને જાણ્યુ નથી અને સત્યની સાથે સત્ય જાળવીને ચાલ્યા નથી તે બાબતમા આપણા અંતરમાં અને બહાર અશાન્તિ જાગી છે અને અશાન્તિ એટલે જ અમંગલ — નિયમ સાથે નિયમનો વિચ્છેદ એ જ અશિવ.

જે શિવમ્ છે તેમાં જ અદ્વૈતમ્ પ્રગટ થાય છે, સત્ય જ્યાં શિવસ્વરૂપ હોય છે ત્યાં જ તે આનંદમય, પ્રેમમય હોય છે, ત્યાં જ

તેનુ બધાની સાથે મિલન થાય છે મગન સિવાય મિલન નથી, અમગલ એ જ વિરોધ વિચ્છેદની અપદેવતા છે

એક બાજુએ સત્ય, બીજી બાજુએ આનદ, વચ્ચે મગલ એ ને એ મગનમા થઈને જ આપણે આનદનોકમા જવુ પડે છે

આપણા દેશમા જે ત્રણ આશ્રમ હતા — બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને વાનપ્રસ્થ, તે ઈશ્વરનાં આ ત્રણ સ્વરૂપો ઉપર પ્રતિષ્ઠિત હતા શાન્ત સ્વરૂપ, શિવસ્વરૂપ, અદ્વૈતસ્વરૂપ

બ્રહ્મચર્ય દ્વારા જીવનમા શાન્તસ્વરૂપને પ્રાપ્ત કરીએ ત્યાર પછી ગૃહધર્મમા શિવસ્વરૂપની ઉપલબ્ધિ શક્ય બને છે નહિ તો ગાર્હસ્થ્ય અકલ્યાણનો આકર બની જાય છે સસારમા એ મગનની પ્રતિષ્ઠા કરવી હોય છે તો બધી સ્વાર્થવૃત્તિઓનો સપૂર્ણપણે પરાભવ કરવો પડે છે અને યથાર્થ મિલનનો ધર્મ કેવા નિર્મળ આત્મવિસર્જન ઉપર સ્થપાયેલો છે તે આપણે સમજી લેવુ પડે છે જ્યારે એ પૂરેપૂરી રીતે સમજીએ છીએ ત્યારે જે અદ્વૈતમ્ છે તે એકરૂપી પરમાત્માની સાથે સર્વ પ્રકારની બાધાથી મુક્ત પ્રેમનુ મિલન સભવિત બને છે શરૂઆતમા સત્યનો પરિચય, વચમા મગનનો પરિચય, પરિણામે આનદનો પરિચય પહેલા જ્ઞાન પછી કર્મ, પછી પ્રેમ

એના માટે જેમ આપણા ધ્યાનનો મત્ર शान्तम् शिवम् अद्वैतम् છે, તેમ જ આપણી પ્રાર્થનાનો મત્ર 'असतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मामृतं गमय।' છે અસત્યમાથી સત્યમા પાપમાથી પુણ્યમાં અને આસક્તિમાથી પ્રેમમા લઈ જા ત્યારે જ હે પ્રકાશ, તું મારો પ્રકાશ થશે ત્યારે જ હે રુદ્ર, મારા જીવનમા તું પ્રસન્ન બની જશે

સત્યમા અત નથી, મગલમા અત નથી, અદ્વૈતમા જ અત છે જગતપ્રકૃતિમા અત નથી, સમાજપ્રકૃતિમા પણ અત નથી.

પરમાત્મામાં જ અંત છે, એ છે આપણો ભારતવર્ષનો સંદેશ—એ સંદેશને જીવનમાં સાર્થક કરી શકીએ એ જ આપણી પ્રાર્થના હો.

## ૩૫

## પાર્થક્ય

૨૬મી પોષ, ૧૩૧૫

ઈશ્વરે માત્ર માણસને જ પાર્થક્ય આપ્યું છે અને પ્રકૃતિની સાથે તે ભળી જઈને એક થઈને રહેલો છે, એમ કહીએ તે શી રીતે ચાલે? પ્રકૃતિની સાથે પણ તેને એક પ્રકારની અનન્યતા છે નહિ તો પ્રકૃતિ ઉપર તેનો કોઈ પ્રભાવ જ પડત નહિ

તફાવત એટલો કે, માણસ જાણે છે કે પોતે અલગ છે—એટલું જ નહિ, તે એ પણ જાણે છે કે એ અલગતામાં પોતાનું અપમાન નથી, ગૌરવ છે બાપ જ્યારે ઉંમરે પહોંચેલા છોકરાને પોતાની રોકડ માંથી અલગ રોકડ કરી આપે છે ત્યારે એ અલગતાથી તેનો તિરસ્કાર નથી કરતો, ખરું જોતાં એ અલગતામાં જ તેનો એક વિશેષ સ્નેહ પ્રગટ થાય છે અને એ અલગપણાનું મહાગૌરવ માણસ કેમે કર્યું ભૂલી શકતો નથી

માણસ પોતાના એ સ્વાતંત્ર્યગૌરવના અધિકાર વડે પોતે વ્યવહાર કરે છે પ્રકૃતિમાં એ અહંકાર નથી, તે જાણતી નથી કે પોતાને શું પ્રાપ્ત થયું છે

ઈશ્વરે એ પ્રકૃતિને શાના વડે અલગ કરી દીધી છે? નિયમ વડે

નિયમ વડે જો અલગ ન કરી દીધી હોત તો પ્રકૃતિની સાથે ઈશ્વરની ઇચ્છાનો સંબંધ રહેત નહિ એકાકાર બનીને રહે તો ઇચ્છાને કામ કરવાનો માર્ગ રહેતો નથી

જે માણસ શેતરંજ રમવામાં પોતાની ઇચ્છાને વાપરવા માગે છે તેણે પહેલાં પોતાની ઇચ્છાને રોકવી પડે છે કેવી રીતે? નિયમ રચીને દરેક મહોરાને તે નિયમથી બાંધી દે છે એ નિયમ ખરું જોતાં મહોરામાં નથી, જે રમે તેની ઇચ્છામાં રહેલો છે ઇચ્છા પોતે જ એ નિયમ નક્કી કરીને તે નિયમ ઉપર પોતાનો પ્રયોગ કરે છે ત્યારે જ રમત સંભવિત બને છે

વિશ્વજગતમાં ઈશ્વરે જળનો નિયમ, સ્થળનો નિયમ, વાયુનો નિયમ પ્રકાશનો નિયમ, મનનો નિયમ, એમ જાતજાતના નિયમ જારી કર્યો છે એ નિયમને જ આપણે સીમા કહીએ છીએ એ સીમા પ્રકૃતિ ક્યાંયથી માથે ઉપાડીને લઈ આવી છે એમ નથી તેની ઇચ્છાએ જ એ નિયમ ને એ સીમાને પોતામાં સ્થાપન કર્યાં છે, નહિ તો ઇચ્છા બેકાર રહે, તેને કામ ન મળે એના માટે જ જે અસીમ છે તે જ સીમાના આકારરૂપ બની ગયો છે — કેવળ ઇચ્છા દ્વારા, આનંદ દ્વારા એ કારણથી જ ઉપનિષદમાં કહ્યું છે કે 'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते।' એટલા માટે જ કહ્યું છે કે 'आनन्दरूपममृतं यद्विभाति।' જે પ્રગટ થાય છે તેના બધા જ રૂપો આનંદરૂપ છે—અર્થાત્ મૂર્તિમાન ઇચ્છા છે — ઇચ્છાએ પોતાને સીમામાં બાંધી છે રૂપમાં બાંધી છે

પ્રકૃતિમાં ઈશ્વરે નિયમ વડે — સીમા વડે જે પાર્થક્ય ઊભું કર્યું છે તે જો કેવળ પાર્થક્ય જ હોત તો જગત સમષ્ટિરૂપ ધારણ કરત નહિ તો અસંખ્ય વિચ્છિન્ન વસ્તુઓ એવી વિચ્છિન્ન બની જાત કે કેવળ સંખ્યાની દૃષ્ટિએ પણ તે બધીને એકાકારે ઓળખવાનો કોઈ માર્ગ ન રહેત

એટલે એમાં બીજી એક વસ્તુ છે જે એ ચિરંતન પાર્થક્યને સદા ઉલ્લંઘી જાય છે તે શું છે? તે શક્તિ છે ઈશ્વરની શક્તિ એ બધાં પાર્થક્યો ઉપર કામ કરીને એને એક અભિપ્રાયમાં બાંધે છે

બધાં સ્વતંત્ર નિયમબદ્ધ શેતરંજનાં મહોરાંમાં એક જ ખેલાડીની શક્તિ એક એકતાત્પર્યવિશિષ્ટ રમતને અભિવ્યક્ત કરે છે.

એટલા માટે જ ઋષિઓએ તેને "कविः" કહ્યો છે. કવિ જે રીતે ભાષાના સ્વાતંત્ર્યને પોતાની ઇચ્છાને અધીન રાખી પોતાની શક્તિને અનુગત બનાવી સુંદર છંદોવિન્યાસ દ્વારા એક આશ્ચર્યકારક અર્થ ઉત્પન્ન કરે છે — તે જ રીતે તે પણ "बहुधा शक्तियोगात् वर्णाननेकान्निहितार्थोदधाति।" અર્થાત્ શક્તિને બહુમા સંચારિત કરીને બહુ સાથે યુક્ત કરીને અનેક વર્ણોમાંથી એક નિહિત અર્થ પ્રગટ કરે છે — નહિ તો બધું જ નિરર્થક બની જાત.

"शक्तियोगात्" શક્તિના યોગ દ્વારા જ ઇશ્વર સીમાથી અલગ થયેલી પ્રકૃતિની સાથે યુક્ત થાય છે — નિયમની સીમારૂપ પાર્થક્યની વચમાં ઊભી રહીને તેમની શક્તિ દેશની સાથે દેશાંતરનો, રૂપની સાથે રૂપાન્તરનો, કાળની સાથે કાળાંતરનો બહુવિધ સંયોગ સાધીને એક અપૂર્વ વિશ્વકાવ્યનું સર્જન કરતી ચાલી જાય છે.

એ રીતે જે અસીમ છે તે જ સીમા દ્વારા પોતાને વ્યક્ત કરે છે, જે અકાલ સ્વરૂપ છે તે જ ખંડકાલ દ્વારા પ્રગટ થાય છે. આ પરમાશ્ચર્યરૂપ રહસ્યને જ વિજ્ઞાનશાસ્ત્રમા વિકાસવાદ કહે છે. જે પોતે પોતામાં જ પર્યાપ્ત છે તે ક્રમની મારફતે પોતાની ઇચ્છાને વિવિધ રૂપે મૂર્તિમંત કરે છે — જગતરચનામા અને માનવ સમાજના ઇતિહાસમા.

પ્રકૃતિમા નિયમની સીમા એ જ પાર્થક્ય, અને આત્મામાં અહંકારની સીમા એ જ પાર્થક્ય એ સીમા જો ઇશ્વરે ન સ્થાપી હોત તો તેમની પ્રેમની લીલા કોઈ પણ રીતે સંભવિત બનત નહિ. જીવાત્માના પાર્થક્ય મારફતે તેમનો પ્રેમ કામ કરે છે. તેમની શક્તિનું ક્ષેત્ર નિયમબદ્ધ પ્રકૃતિ છે, અને તેમનું પ્રેમનું ક્ષેત્ર અહંકારબદ્ધ જીવાત્મા છે. એ અહંકારને જીવાત્માની સીમા કહીને તેનો તિરસ્કાર

દર્પે ચાલશે નહિ. જીવાત્માના એ અહંકાર વડે પરમાત્માએ પોતાના આનંદમાં સીમા સ્થાપન કરી છે — નહિ તો તેમના આનંદને માટે કશું કામ રહેત નહિ.

એ અહંકારમાં જો પાર્થક્ય જ સર્વપ્રધાન હોત તો આત્મા આત્મા વચ્ચે વિરોધ થઈ શકે એવો સંઘાત પણ થઈ શકત નહિ — આત્માની સાથે આત્માનો કોઈ પણ બાજુએથી કોઈ પણ પ્રકારનો સંપર્ક જ રહી શકત નહિ. પરંતુ ઈશ્વરનો પ્રેમ બધા આત્માને આત્મીય બનાવવાને માર્ગે ચાલ્યો જાય છે, પરસ્પર જોડીને પ્રત્યેક પૃથક્ આત્માના નિહિતાર્થને જગાડે છે. નહિ તો જીવાત્માનું પાર્થક્ય ભયંકર નિરર્થક બની જાત.

અહીં પણ એ જ આશ્ચર્યકારક રહસ્ય રહેલું છે. પરિપૂર્ણ આનંદ અપૂર્ણની મારફતે જ પોતાની આનંદલીલાને વિકસિત કરે છે બહુ બહુ દુઃખ, સુખ, વિચ્છેદ, મિલનમાં થઈને પ્રકાશ અને છાયા-મય આ વિચિત્ર પ્રેમની અભિવ્યક્તિ સતત આગળ વધી રહે છે. સ્વાર્થ અને અભિમાનના આઘાત પ્રત્યાઘાતથી કેટલાય વાંકાચૂકા રસ્તે થઈને, કેટલાય વિસ્તારમાં થઈને, નાનીમોટી કેટલીય આસક્તિ અને અનુરક્તિને ભેદીને જીવાત્માના પ્રેમની નદી પ્રેમ સમુદ્રમાં જઈને મળે છે પ્રેમનું શતદલપદ્મ અહંકારના દીંટાને આધારે પોતામાંથી ઘરમાં, ઘરમાંથી સમાજમાં, સમાજમાંથી દેશમાં, દેશમાંથી માનવમાં, માનવમાંથી વિશ્વાત્મામાં અને વિશ્વાત્મામાંથી પરમાત્મામાં એમ એક એક પાંખડી ખોલી નાખીને વિકાસની લીલા પૂરી કરે છે.

# ૩૬
# પ્રકૃતિ

૨૪મી પોષ, ૧૩૧૫

પ્રકૃતિ ઈશ્વરની શક્તિનુ ક્ષેત્ર છે, અને જીવાત્મા તેના પ્રેમનુ ક્ષેત્ર છે એ કહેવાઈ ગયુ છે પ્રકૃતિમા શક્તિની મારફતે તે પોતાનો 'પ્રચાર' કરે છે, અને જીવાત્મામા પ્રેમ મારફતે તે પોતાને 'દાન' કરે છે

મોટા ભાગના માણસો આ બે બાજુઓની સમતુના સાચવીને ચાલી શકતા નથી કોઈ પ્રાકૃતિક બાજુએ જ સાધનાનો પ્રયોગ કરે છે, તો કોઈ વળી આધ્યાત્મિક બાજુએ ભિન્ન ભિન્ન પ્રજાઓમા પણ આ બાબતમા ભિન્નતા જોવામા આવે છે

પ્રકૃતિના ક્ષેત્રમા જેમની સાધના ચાલતી હોય છે તેઓ શક્તિ પ્રાપ્ત કરે છે, તેઓ ઐશ્વર્યશાળી થાય છે, તેઓ રાજ્યસામ્રાજ્યનો વિસ્તાર કરે છે તેઓ અન્નપૂર્ણાનુ વરદાન મેળવી પુષ્ટ થાય છે

તેઓ બધી બાબતમા મોટા થવા માટે પરસ્પર ધક્કાધક્કી કરતા કરતા એક બહુ મોટી વસ્તુ પ્રાપ્ત કરે છે અર્થાત્ તેઓમા જેઓ શ્રેષ્ઠ હોય છે તેઓ જે શ્રેષ્ઠ વસ્તુ પ્રાપ્ત કરે છે તેનુ નામ ધર્મનીતિ

કારણ, મોટા થવા જતા, શક્તિશાળી થવા જતા ઘણાની સાથે હળવુમળવુ પડે છે, એ મિલન સિદ્ધ થવા ઉપર જ શક્તિની સાર્થકતાનો આધાર હોય છે પરતુ મોટા પાયા ઉપર, સ્થાયી રીતે સૌના કરતા સાર્થકભાવે મળવુ હોય તો એનો એક નિયમ સ્વીકારવો પડે છે જે મગળનો નિયમ હોય છે — અર્થાત્ વિશ્વનો નિયમ હોય છે — એનુ નામ જ ધર્મનીતિ એ નિયમનો સ્વીકાર કરતાવેત જ આખુ વિશ્વ અનુકૂળ થઈ જાય છે, જ્યા એનો અસ્વીકાર કરવામા

આવે છે ત્યાં જ આખા વિશ્વને આઘાત લાગે છે—એ આઘાત લાગતાં લાગતાં ક્યારે બાકોરું પડી જાય છે તેની ખબર જ પડતી નથી, અંતે લાંબા સમયની કીર્તિ જોતજોતામાં ધૂળમાં મળી જાય છે

જેઓ શક્તિના ક્ષેત્રમાં વિશેષ ભાવે કામ કરે છે તેઓમાંના મોટા મોટા સાધકો આ નિયમને વિશેષ રૂપે શોધી કાઢે છે તેઓ જાણે છે કે નિયમ જ શક્તિનો પાયો છે ઈશ્વરની બાબતમાં પણ એ સાચું છે અને માણસની બાબતમાં પણ એ સાચું છે નિયમનું જ્યાં ઉલ્લંઘન કરીશું ત્યાં શક્તિને પણ નિરાધાર બનાવી દઈશું જેની ઑફિસમાં નિયમ નથી તે અશક્ત કર્મચારી છે જેના ઘરમાં નિયમ નથી તે અશક્ત ગૃહસ્થ છે જે રાજ્યના વહેવારમાં નિયમનું ઉલ્લંઘન થાય છે ત્યાં શાસનતંત્ર અશક્ત છે જેની બુદ્ધિ વિશ્વના વ્યાપારમાં નિયમને જોઈ શકતી નથી તે જીવનની બધી જ બાબતોમાં અશક્ત અકૃતાર્થ અને પરાભૂત થઈ જાય છે

આથી સાચા શક્તિના સાધકો નિયમને બુદ્ધિમાં સ્વીકારે છે, વિશ્વમાં સ્વીકારે છે, પોતાના કાર્યમાં સ્વીકારે છે એના માટે જ તેઓ યોજના કરી શકે છે, નિર્માણ કરી શકે છે મેળવી શકે છે એ રીતે તેઓ જે પ્રમાણમાં સત્યશાળી બને છે તે જ પ્રમાણમાં ઐશ્વર્યશાળી બની શકે છે

પણ એની એક મુશ્કેલી એક છે કે ઘણી વાર તેઓ આ ધર્મનીતિને જ માણસનો અંતિમ આધાર માની લે છે જેની મદદથી હમેશાં કામ સાધી શકાય શક્તિ અને ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય, તેને જ તેઓ ચરમ શ્રેય તરીકે જાણે છે એટલા માટે વૈજ્ઞાનિક સત્યને તેઓ ચરમ સત્ય તરીકે ઓળખે છે અને સઘળા કાર્યની આશ્રયભૂત ધર્મનીતિને જ તેઓ પરમ પદાર્થ સમજે છે

પરંતુ જેઓ શક્તિના ક્ષેત્રમાં જ પોતાની બધી પ્રાપ્તિને મર્યાદિત કરી રાખે છે તેઓ ઐશ્વર્યને પામે છે, ઈશ્વરને પામતા નથી કારણ

એ ક્ષેત્રમાં ઈશ્વરે પોતાને છુપાવી રાખી પોતાના ઐશ્વર્યને જ ખુલ્લું કર્યું છે.

એ અનંત ઐશ્વર્ય-સમુદ્ર ઓળંગીને ઈશ્વરને પહોંચી શકે એવી કોનામાં શક્તિ છે? ઐશ્વર્યનો તો અંત નથી. શક્તિનો પણ પાર નથી. એટલા માટે એ માર્ગે ઉત્તરોત્તર અંત વગર એકમાંથી બીજા તરફ ચાલ ચાલ કરવું પડે છે. એટલા માટે જ માણસ એ રસ્તે ચાલતાં ચાલતાં બોલ્યા કરે છે કે ઈશ્વર નથી, ફક્ત આ છે, અને આ છે: વધારે છે અને એથી પણ વધારે છે.

ઈશ્વરના સમાન ન થઈ શકીએ તો તેને પામીશું શી રીતે? આપણે ગમે તેટલી રેલવે ચલાવીએ અને ટેલિગ્રાફના તાર નાખીએ તોય આપણે ઈશ્વરથી અનંત દૂર રહી જઈએ છીએ. ધૃષ્ટતાપૂર્વક તેની સાથે હરીફાઈ કરવાનો પ્રયત્ન કરીએ તો આપણો પ્રયત્ન પોતાના અધિકારનું ઉલ્લંઘન કરીને વ્યાસકાશીની પેઠે શાપ અને વિશ્વામિત્રે સર્જેલી સૃષ્ટિની પેઠે વિનાશ પામે છે.

એટલા માટે જ જગતના બધા ધર્મસાધકોએ વારંવાર કહ્યું છે કે ઐશ્વર્યપથના પથિકો માટે ઈશ્વરદર્શન અત્યંત દુ:સાધ્ય છે. અંતહીન પ્રયાસ તેમને ભૂલવીને પરિણામહીન માર્ગે લઈ જાય છે.

આથી ઈશ્વરને આપણે બહાર અર્થાત્ તેની શક્તિના ક્ષેત્રમાં કોઈ જગ્યાએ પામી શકતા નથી. ત્યાં જે રેતીના કણની પાછળ ઈશ્વર રહેલો છે તે રેતીના કણને પૂરેપૂરો ઓળંગી જાય એવી શક્તિ કોઈ પણ વૈજ્ઞાનિક કે કોઈ પણ યાંત્રિક ધરાવતો નથી. એટલે જે માણસ શક્તિના ક્ષેત્રમાં ઈશ્વર સાથે હરીફાઈ કરવા જાય છે તે અર્જુનની પેઠે ગુપ્ત વેશધારી મહાદેવને બાણ મારે છે — તે બાણ તેમને અડતું પણ નથી — આ સ્થિતિમાં તેનો હાર્યા વિના છૂટકો નથી.

એ શક્તિના ક્ષેત્રમાં આપણે ઈશ્વરનાં બે સ્વરૂપ જોવા પામીએ

છીએ — એક અન્નપૂર્ણા સ્વરૂપ — એ સ્વરૂપ ઐશ્વર્ય વડે આપણી શક્તિને પુષ્ટ બનાવી દે છે અને બીજુ કાલી કરાલી સ્વરૂપ — એ સ્વરૂપ આપણી સીમાબદ્ધ શક્તિને સ કેલી લે છે આપણુને કોઈ પણ બાજુએથી શક્તિની ચરમતાએ પહોચવા દેતુ નથી — નહિ ધનમા, નહિ ખ્યાતિમા, નહિ બીજી કોઈ વાસનાની બાબતમા મોટા મોટા ગજ્યો અને સામ્રાજ્યો ધૂળ ભેગા થઈ જાય છે, મોટા મોટા ઐશ્વર્યના ભડાર ખાતા વધેના નાળિયેરના કાચલાની માફક પડી રહે છે અહી પ્રાપ્તિની મૂર્તિ ખૂબ સુદર, ઉજ્જ્વળ અને મહિમાવતી હોય છે, પણ ક્ષતિની મૂર્તિ કા તો વિષાદપૂર્ણ હોય છે અથવા ભયકર હોય છે તે શૂન્યતા કરતા પણ વધારે શૂન્ય હોય છે કારણ, એ પૂર્ણતાનુ અતર્ધાન હોય છે

પણ ગમે તેમ હોય, એ ક્ષેત્રમા પ્રાપ્તિ પણ ચરમ નથી હોતી, ક્ષતિ પણ ચરમ નહોતી હોતી — અહી પ્રાપ્તિ અને ક્ષતિનુ આવર્તન સદા ચાલ્યા કરે છે ! એથી એ શક્તિનુ ક્ષેત્ર માણસની સ્થિતિનુ ક્ષેત્ર નથી એમા કોઈ પણ જગાએ આવીને માણસ સદાને માટે એમ કહેતો નથી કે અમુક ઠેકાણે પહોચી ગયા

## ૩૭

## પ્રાપ્તિ

૨૫મી પોષ, ૧૩૧૫

શક્તિના ક્ષેત્રમા જેઓ કામ કરે છે તેઓ અનન્ત ઉન્નતિની વાત કરે છે એટલે કે અનન્ત ગતિ ઉપર જ તેઓ ભાર મૂકે છે, અનન્ત સ્થિતિ ઉપર નહિ. તેઓ અનન્ત પ્રયાસની જ વાત કરે છે, અનન્ત પ્રાપ્તિની વાત નથી કરતા

એટલા માટે ધર્મનીતિ જ તેમનો છેલ્લો આધાર હોય છે નીતિ

એટલે લઈ જનારી વસ્તુ — તે માર્ગનું ભાથું છે. જેઓ માર્ગને જ માને છે, તેઓ ઘરની પૂંજીની ચિંતા કરતા નથી. કારણ, જે ઘેર માણસ કદી પહોચવાનો નથી, તે ઘરને માનીએ તોયે ચાલે ને ન માનીએ તોયે ચાલે. જે ઉન્નતિ અનંત ઉન્નતિ છે તેને ઉન્નતિ ન કહીએ તોયે નુકસાન નથી.

પણ શક્તિભક્તો કહે છે કે ચાલવું એ જ આનંદ છે — કારણ, એમાં શક્તિ કામે લાગે છે. પ્રાપ્તિમાં શક્તિનું કાર્ય પૂરું થઈ જઈને નિશ્ચેષ્ટ તામસિકતામાં તે આપણને લઈ જઈને નાખે છે. ખરું જોતાં, ઐશ્વર્ય વસ્તુનું ગૌરવ જ એમા છે કે તે આપણને કોઈ પણ પ્રાપ્તિમાં લઈ જઈને પકડી રાખતું નથી, તે આપણને આગળ ને આગળ ચલાવતું રહે છે.

જ્યાં સુધી આપણામા શક્તિ હોય છે ત્યા સુધી ઐશ્વર્ય આપણને થોભવા દેતું નથી;—પરંતુ પડતીની પહેલા આપણે જોઈએ છીએ કે માણસ એમ કહેતો હોય છે કે આ જ મેં ઈચ્છ્યું હતું અને એ જ મને મળ્યુ છે. પછી તે પથિક ધર્મનો ત્યાગ કરીને સંચય કરનારનો ધર્મ સ્વીકારતો થઈ જાય છે — પછી તે સામે જોતો નથી, જે મળ્યું છે તેને જ શી રીતે ચોમેરથી બાંધીને જાળવી રાખવુ એનો જ વિચાર કર્યા કરે છે

પણ સંસાર એવી વસ્તુ છે કે સતત ચાલ્યા કરે, સતત ચલાવ્યા કરે. કાં તો ચાલતા રહો નહિ તો મરતા રહો. અહીં જે એમ કહે કે મને પૂરતુ મળ્યું છે, હવે એમાં હું ઘર કરીને રહીશ, તે દુઃખી જાણવો.

ઇતિહાસમા મોટી મોટી પ્રજાઓ વિશે પણ આપણે જોઈએ છીએ કે, તેઓ એક ઠેકાણે આવીને એમ કહે છે કે હવે હું સંચય કરીશ, રક્ષણ કરીશ, નિયત હિસાબ ઠરાવીશ, હવે હું ભોગવીશ : પછી તે નવા તત્ત્વને માનતી નથી, આજ સુધીના તેના પ્રવાસમાર્ગની

પૂજે જે ધર્મનીતિ તેનો તે દુર્બળતા ગણીને ઉપહાસ કરવા માડે છે, તે માને છે કે હવે એની જરૂર નથી, હવે હુ બળવાન છુ, જ્ઞાની છુ, પ્રતિષ્ઠિત છુ.

પરતુ જે માણુસ પ્રવાહ ઉપર પ્રતિષ્ઠાનો પાયો ચણવા માગે છે તેની કેવી દશા થાય છે તે કોઈને અજાણ્યુ નથી તેનો ડૂબ્યા વગર કોઈ આરો નથી એ રીતે કેટલીય જાતિઓ ડૂબી ગઈ છે

સતત ઉન્નતિ, સતત ગતિ, ક્યાય અત જ નહિ, એવી અજબ વાત ઉત્પન્ન થઈ છે, તેનુ કારણ આ જ છે માણુસે જોયુ કે સસારમા શોભવા જઈએ છીએ તો મરવુ પડે છે આ નિયમ જેઓ સમજ્યા છે તેઓ સ્થિતિ અને પ્રાપ્તિનો અસ્વીકાર કરે છે

સ્થિતિહીન ગતિ, પ્રાપ્તિહીન પ્રયાસ એ જ જો માણુસના ભાગ્યમા લખાયેલુ હોય તો એના જેવુ ભયકર દુર્ભાગ્ય બીજુ શુ હોઈ શકે! ઐશ્વર્ય ગર્વની ઉન્મત્તતામા એવુ કોઈ બોલે, પણ આપણો અ તરાત્મા કદી એવી વાત પૂરી સ મતિપૂર્વક ઉચ્ચારી શકે એમ નથી

કારણ, એક જગ્યાએ આપણી પ્રાપ્તિનો માર્ગ રહેલો છે એટલે કે જ્યા ઈશ્વર પોતે જાતે થઈને આપણા હાથમા પકડાયેલો છે ત્યા આપણે તેને કેમ પામીએ છીએ, તો કે તે પોતે પોતાને દેવા માગે છે માટે આપણે તેને પામીએ છીએ

ક્યા પામીએ છીએ? બહાર નહિ, પ્રકૃતિમા નહિ, વિજ્ઞાનમા નહિ, શક્તિમા નહિ, પણ આપણે તેને પામીએ છીએ જીવાત્મામા કારણુ ત્યા તેનો આન દ, તેનો પ્રેમ રહેલો છે, ત્યા તે પોતાને દેવા જ માગે છે એમા જો કઈ બાધા હોય તો તે આપણા તરફથી જ હોય છે, તેના તરફથી હોતી નથી એ પ્રેમ દ્વારા પામવામાં તામ સિકના નથી, જડતા નથી એ જે પ્રાપ્તિ છે તે ચરમ પ્રાપ્તિ છે એ ખરુ, પણ પચત્વ પ્રાપ્તિની પેઠે એમા આપણે નાશ નથી પામતા એનુ કારણુ આપણે પહેલા એક દિવસ વિચારી ગયા છીએ શક્તિ દ્વારા

પ્રાપ્ત કરવામાં પ્રાપ્તિ થતાંજ શક્તિ નિશ્ચેષ્ટ થઈ જાય છે, પણ પ્રેમ દ્વારા પ્રાપ્ત કરતાં પ્રેમ નિશ્ચેષ્ટ થઈ જતો નથી. બલકે તેની ચેષ્ટા —પ્રયાસ વધુ ગભીર રૂપે જાગ્રત થાય છે.

એટલા માટે જ ઈશ્વર પ્રેમના ક્ષેત્રમાં આપણા હાથમાં પોતે પકડાય છે એને કારણે તે આપણી નજરમાં હલકો પડી જતો નથી— તેની પ્રાપ્તિનો આનંદ નિરંતર વહેતો રહે છે, એ પ્રાપ્તિ નિત્યનૂતન રહે છે.

માણસની બાબતમાં પણ જ્યારે આપણો સાચો પ્રેમ જાગી ઊઠે છે ત્યાર તે પ્રેમના વિષયને પ્રાપ્ત કર્યાં છતાં તે પ્રાપ્તિને અંત હોતો નથી. તો પછી એવે ઠેકાણે બ્રહ્મનું તો કહેવુ જ શું? ઉપનિષદમાં કહ્યું છે—

आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन

બ્રહ્મનો આનંદ, બ્રહ્મનો પ્રેમ જેણે જાણ્યો છે તે કદી ભય પામતો નથી.

એટલે માણસને માટે એક એવી પ્રાપ્તિ છે જેને ચિરકાળની કહી શકાય.

ભારતવર્ષે એ પ્રાપ્તિ પ્રત્યે જ ખૂબ ધ્યાન આપ્યું હતું. એટલા માટે જ ભારતવર્ષના હૃદયે મૈત્રેયીને મુખે કહ્યું હતું—येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम् । એટલા માટે જ ભારતવર્ષે પોતાની આકાંક્ષાને મૃત્યુમાંથી અમૃત તરફ પ્રેરી હતી.

એ દિશામાં જેમણે મન પરોવ્યું છે તેઓ બહારથી જોતાં મોટા લાગતા નથી. તેમની પાસે સાધનસામગ્રી ક્યાં હોય છે? ઐશ્વર્ય ક્યાં હોય છે?

શક્તિના ક્ષેત્રમાં જેઓ સફળ થાય છે તેઓ પોતાને મોટા બનાવીને સફળ થાય છે, અને અધ્યાત્મક્ષેત્રમાં જેઓ સફળ થાય છે

તેઓ પોતાની જાતનું સમર્પણ કરીને સફળ થાય છે. આથી એ ક્ષેત્રમા જે દીન હોય છે તે ધન્ય લેખાય છે. જે અહંકાર કરવાનું કશું રાખતો નથી તે ધન્ય લેખાય છે — કારણ, ઈશ્વર પોતે જ્યા નીચા નમીને મારી પાસે આવ્યા છે, ત્યા જે નીચો નમી શકશે તે જ તેને સંપૂર્ણપણે લઈ શકશે એટલા માટે જ આપણે રોજ રોજ પ્રાર્થના કરીએ છીએ કે નમસ્તેઽસ્તુ — તને અમે નમસ્કાર કરી શકીએ એમ કર, અમારામા પોતાનુ અભિમાન ક્યાય લગારે ન રહે એમ કર.

જગતે તુમિ રાજા અસીમ પ્રતાપ,
હૃદયે તુમિ હૃદયનાથ હૃદયહરણરૂપ
નીલાંબર જ્યોતિખચિત ચરણપ્રાંતે પ્રસારિત
ફિરે સભયે નિયમપથે અનંત લોક
નિભૃત હૃદયમાઝે કિવા પ્રસન્ન મુખચ્છવિ,
પ્રેમપરિપૂર્ણ મધુરભાતિ
ભક્તહૃદયે તવ કરુણારસ સતત વહે,
દીનજને સતત કર અભયદાન

જગતમા તું અમર્યાદ પ્રતાપવાળો રાજા છે હૃદયમા તું હૃદયને હરી લેનારા રૂપવાળો હૃદયનાથ છે જ્યોતિજડ્યુ નીલ આકાશ તારે ચરણે ફેલાયેલું છે અનન્ત લોક ભયે ભયે નિયમને માર્ગે ફર્યાં કરે છે એકાંત હૃદયમા કેવી પ્રસન્ન મુખચ્છબિ પ્રેમપૂર્ણ અને મધુર આભાવાળી વિરાજે છે ભક્તહૃદયમા તારો કરુણારસ સતત વહે છે, તું દીનજનને સતત અભયદાન આપે છે

## ૩૮

## સમગ્ર

૨૯મી પોષ, ૧૩૧૫

આ સવારના પહોરમાં જેણે આપણને જગાડ્યા તેણે આપણને બધી બાજુએથી જ જગાડ્યા છે. આ જે પ્રકાશ પ્રગટ્યો છે તે આપણા કાર્યના ક્ષેત્રમાં પણ પ્રકાશ પાથરે છે, જ્ઞાનના ક્ષેત્રમાં પણ પ્રકાશ આપે છે—સૌંદર્યક્ષેત્રને પણ પ્રકાશિત કરે છે. આ ભિન્ન ભિન્ન માર્ગોને માટે તેણે ભિન્ન ભિન્ન દૂતો મોકલ્યા નથી. તેનો એક જ દૂત બધા માર્ગોનો દૂત બનીને હસતે મોઢે આપણી સામે ઊતરી આવ્યો છે.

પરંતુ આપણી સમજવાની પ્રક્રિયા જ એવી છે કે આપણે એક ક્ષણમાં સમગ્રપણે જોઈ શકતા નથી પહેલાં ખંડશ. અને પછી તેને જોડીને આપણે જોઈએ છીએ. આ રીતે ખંડ-દૃષ્ટિએ સાચું જોવા જતાં સમગ્ર-દૃષ્ટિએ ખોટું જોઈએ છીએ. ચિત્રમાં યથાર્થ દર્શનનો એક નિયમ હોય છે—તેને અનુસરીને દૂરની વસ્તુને નાની અને પાસેનીને મોટી ચીતરવી પડે છે. એમ જો નથી કરતા તો ચિત્ર આપણને સાચું લાગતું નથી પણ સમગ્ર સત્ય આગળ દૂર નજીક જેવું કંઈ નથી, બધું જ સરખું નજીક છે. એટલા માટે નજીકની વસ્તુને મોટી કરીને અને દૂરનીને નાની કરીને જોઈ લીધા પછી સમગ્ર સત્યમાં તેને સુધારી લેવી પડે છે.

માણસ એકીસાથે આખાને જોવાનો પ્રયત્ન કરે તો આખાને જ ઝાંખું જોવા પામે છે માટે પહેલાં ખંડશ: જુએ છે અને પછી આખાની સાથે તેને મેળવી લે છે. એટલા માટે કેવળ ખંડને જોઈને સમગ્રનો જો તે સંપૂર્ણપણે અસ્વીકાર કરે તો તેને માથે ભયંકર જવાબદારી આવે છે; અને વળી કેવળ સમગ્ર ઉપર નજર રાખી

ખંડનો જો તે વિલોપ કરીને જુએ તો તે શૂન્યતા તેને માટે બિલકુલ વ્યર્થ નીવડે

અત્યાર સુધી આપણે પ્રાકૃતિક ક્ષેત્ર અને આધ્યાત્મિક ક્ષેત્રને અલગ કરીને જોતા હતા. એમ કર્યા વગર તેમના સુસ્પષ્ટ ચિત્રો આપણી આગળ પ્રત્યક્ષ થતા પામતા નથી પણ દરેકને જ્યારે સુસ્પષ્ટ રીતે જોવાનુ પૂરુ થઈ જાય ત્યારે એક મોટી ભૂલ સુધારવાનો સમય આવે છે એ વખતે ફરીથી એ બનેને એકમા જો આપણે ન જોઈએ તો મુશ્કેલી થાય

એ પ્રાકૃતિક અને આધ્યાત્મિક જ્યા પૂરેપૂરું સામંજસ્ય પામે છે ત્યાથી આપણુ લક્ષ બિલકુલ ભ્રષ્ટ ન થાય એમ થવુ જોઈએ જ્યા સત્યમા એ બનેની આત્મીયતા રહેલી છે ત્યા મિથ્યા વડે આત્મવિચ્છેદ ન પાડીએ એ જરૂરનુ છે કેવળ માન ભાષા દ્વારા, કેવળ દલીલ દ્વારા, કેવળ મોહ દ્વારા ભીત ઊભી કરી તેને જ સાચી વસ્તુ માની લેવાની આપણે ભૂલ ન કરીએ

પૂર્વ અને પશ્ચિમ દિશા જેમ એક અખડ ગોળમા રહેલી છે, તે જ પ્રમાણે પ્રાકૃતિક અને આધ્યાત્મિક એક અખડતામા રહેલા છે એમાથી એકનો ત્યાગ કરવા જતા જ આપણે સમગ્રતાના અપરાધી થઈશુ, અને તે અપરાધની શિક્ષા જરૂર થવાની જ

ભારતવર્ષે જેટલા પ્રમાણમા, આધ્યાત્મિકતા તરફ વધારે પડતો ઝોક આપીને પ્રકૃતિ તરફ સમતુલા ગુમાવી છે, તેટલા પ્રમાણમા તેણે આજ સુધી દડની રકમ ચૂકવતા આવવુ પડે છે, એટલુ જ નહિ, તેનુ સર્વસ્વ વેચાઈ જવાની પાળી આવી છે ભારતવર્ષ આજે શ્રીભ્રષ્ટ થયુ છે તેનુ કારણ એ છે કે તેને એક આખવાળા હરણની પેઠે ખબર નહોતી કે જે બાજુ તેની નજર નહિ હોય તે બાજુએથી જ પારધીનુ મૃત્યુબાણ આવીને તેને વાગશે પ્રાકૃતિક બાજુએ તે નિશ્ચિતપણે આધણુ હતુ એટલે પ્રકૃતિએ તેને મૃત્યુબાણ માર્યું છે

એ વાત જો સાચી હોય કે પશ્ચિમની પ્રજાઓ પ્રાકૃતિક ક્ષેત્રમા જ સંપૂર્ણ જય મેળવવા માટે એકદમ ગાડી બની ગઈ છે, તો આપણે જરૂર સમજવુ કે એક દિવસ તેના પરાજયનુ પ્રહાર બીજી બાજુએથી આવીને તેના મર્મસ્થાનમા વાગશે

મૂળમા જેમનુ ઐક્ય છે, તેમનુ તે ઐક્ય મૂળથી વિચ્છિન્ન કરી નાખીએ તો તેઓ કેવળ અલગ થઈ જાય છે એટલુ જ નહિ, તેઓ પરસ્પરના વિરોધી બની જાય છે ઐક્યના સ્વાભાવિક આકર્ષણથી જેઓ આત્મીયરૂપે રહે છે, તેઓ વિચ્છિન્નતાને કારણે પ્રત્યસ ઘાતમા આકર્ષાય છે

અર્જુન અને કર્ણ સહોદર ભાઈ હતા વચગાળામા કુતીનુ બધન જો તેઓએ ન ગુમાવ્યુ હોત હોત તો પરસ્પરના સહયોગથી તેઓ પ્રબળ બનવાન બનત તે મૂળ બધન ભુનાઈ ગયુ એટને જ તેઓ સનત કહેવા લાગ્યા, હુ નહિ કે તુ નહિ

તે જ પ્રમાણે આપણી સાધનાને જો આપણે અત્યત પ્રકૃતિ તરફ અથવા આત્મા તરફ રાખીએ તો આપણી અદર રહેલી પ્રકૃતિ અને આત્મા વચ્ચે યુદ્ધ જામવાનુ પછી પ્રકૃતિ કહેવાની, આત્મા ભલે મરતો, હુ જીવીશ આત્મા કહેવાનો, પ્રકૃતિને પૂરેપૂરી મરી જવા દો, હુ એકચક્રે અધિકાર ભોગવીશ એ વખતે પ્રકૃતિના પક્ષના માણસો કર્મને જ પ્રચડ અને ઉપકરણને જ મોટુ બનાવી દેવાનો પ્રયત્ન કરવાના, એમા દયા માયા કે વિરામ વિશ્રામ નહિ રહે બીજી બાજુ આત્માના પક્ષના માણસો પ્રકૃતિના દાણોપાણી બિલકુલ બધ કરી દેવાના, કર્મનો કાકરો જ કાઢી નાખવાના, અને જાતજાતના ઉત્કટ ઉપાયો વડે પ્રકૃતિને બિલકુલ નિર્મૂળ કરી નાખવાનો પ્રયત્ન કરવાના —એમને ખબર નથી કે એ એક જ મૂળ ઉપર તેના આત્માના કલ્યાણનો પણ આધાર છે

આ રીતે જે બે એકબીજાના પરમ આત્મીય છે, પરમ સહાયક

છે, તેમની વચ્ચે વિચ્છેદ ઊભો કરીને માણસ તેમને પરમ શત્રુ બનાવી દે છે એવી ભયંકર દુશ્મનાવટ બીજી કોઈ નથી — કારણ, એ બંને પક્ષો જ પરમ શક્તિશાળી છે

આથી, પ્રકૃતિ અને આત્મા, માણસના એ બે પાસાને આપણે અનગ રૂપે જોયાં છે એટલે જેમ બને એમ જલદી એ બંનેને પરિપૂર્ણ અખંડતામા સમિલિત રૂપે જોવાની જરૂર છે આપણે એ બંને અનંત મિત્રોના મૈત્રીસૂત્ર ઉપર ખોટી તાણ નાખવા જતા બંનેનો કોપ ન વહોરી લઈએ એ જોવાનુ છે

## ૩૯

## કર્મ

૨૭મી પોષ, ૧૩૧૫

આપણા દેશમા જ્ઞાનીઓ કર્મને બંધન કહે છે એ બંધનમાથી સંપૂર્ણપણે મુક્ત થઈને નિષ્ક્રિય થવુ એને જ તેઓ મુક્તિ કહે છે એટલા માટે કર્મક્ષેત્ર પ્રકૃતિનો નાશ કરીને તેઓ નિશ્ચિંત થવા ચાહે છે

આથી કરીને બ્રહ્મને પણ તેઓ નિષ્ક્રિય કહે છે અને બધી જાગતિક ક્રિયાનો માયા કહીને બિલકુલ અસ્વીકાર કરે છે

પણ ઉપનિષદ્ કહે છે

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत् प्रय त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद् ब्रह्म।

જેમાથી સઘળા જન્મે છે, જેના વડે જીવન ધારણ કરે છે, જેમા પ્રયાણ અને પ્રવેશ કરે છે, તેને જાણવાની ઇચ્છા કરો, તે જ બ્રહ્મ છે

આથી ઉપનિષદનો બ્રહ્મવાદી કહે છે કે બ્રહ્મ જ બધી ક્રિયાનો આધાર છે

તેમ જો હોય તો શું તે આ બધાં કર્મો દ્વારા બદ્ધ છે?

એક બાજુ કર્મ પોતાની મેળે જ થયા કરે છે. બીજી બાજુ બ્રહ્મ સ્વતંત્ર રહેલું છે. પરસ્પર વચ્ચે કશો સંબંધ નથી, એવું પણ જેમ આપણે કહી શકતા નથી, તેમ તેનું કર્મ કરોળિયાના જાળાની પેઠે, ગોકળગાયના કોચલાની પેઠે તેને પોતાને બાંધે છે, એમ પણ કહી શકાય એમ નથી.

એટલા માટે જ બ્રહ્મવાદી તરત જ કહે છે :

आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। आनन्देन जातानि जीवन्ति। आनन्दं प्रयन्त्यभिसंविशन्ति।

બ્રહ્મ આનંદસ્વરૂપ છે તે આનંદમાંથી જ સઘળા ઉત્પન્ન થયેલા છે, જીવે છે, ક્રિયા કરે છે અને રૂપાંતર પામે છે.

કર્મ બે પ્રકારના હોય છે, એક અભાવમાંથી જન્મે છે, બીજું પ્રાચુર્યમાંથી જન્મે છે. એટલે કે કર્મ કાં તો પ્રયોજનમાંથી અથવા આનંદમાંથી જન્મે છે.

પ્રયોજનને કારણે, અભાવને કારણે આપણે જે કર્મ કરીએ છીએ તે કર્મ જ આપણને બંધનરૂપ હોય છે. આનંદમાંથી જે કર્મ થાય છે તે કાંઈ બંધનરૂપ નથી હોતા. ખરું જોતાં, તે કર્મ જ મુક્તિ-રૂપ હોય છે.

એટલે આનંદનો સ્વભાવ જ ક્રિયા કરવાનો છે. આનંદ પોતે જ પોતાને નાનાવિધ રૂપે પ્રગટ કરીને મુક્તિ અર્પે છે. એટલા માટે જ અનંત આનંદનું પ્રાગટ્ય પણ અનંત હોય છે. બ્રહ્મ આનંદ સ્વરૂપ છે એ આ અનંત પ્રકાશધર્મ દ્વારા જ સદા સાબિત થયા કરે છે. પોતાની ક્રિયામાં તે આનંદરૂપે હોય છે. એટલા માટે તેના કર્મમાં જ તે મુક્ત સ્વરૂપે બિરાજે છે.

આપણે પણ જોઈએ છીએ કે આપણા આનંદનાં કર્મોમાં જ

આપણે મુક્ત હોઈએ છીએ આપણે પ્રિય મિત્રનું જે કાર્ય કરીએ છીએ તે કાર્ય આપણને દાસત્વમાં બાંધતું નથી કેવળ બાંધતું નથી એટલું જ નહિ, તે કર્મ જ આપણને મુક્ત કરે છે કારણ, નિષ્ક્રિયતા એ જ આનંદનું બંધન છે, કર્મ એ જ તેની મુક્તિ છે

તો કર્મ બંધન ક્યારે બને? જ્યારે તે તેના મૂળ આનંદથી ચ્યુત થાય છે ત્યારે મિત્રની મૈત્રી જો આપણાથી અગોચર રહે, જો કેવળ તેનું કામ જ આપણી નજરે પડે, તો તે વગર વેતનનું જીવ તોડ કામ આપણને તેના પ્રત્યે એક ભયંકર અત્યાચાર જેવું લાગશે

પણ ખરું જોતાં તેના પ્રત્યે અત્યાચાર કેમ કહેવાય? તેનું કામ બંધ કરી દઈએ તે કારણ કર્મની મુક્તિ આનંદમાં છે અને આનંદની મુક્તિ કર્મમાં છે બધાં કર્મોનું લક્ષ્ય આનંદ છે અને આનંદનું લક્ષ્ય કર્મ છે

એટલા માટે ઉપનિષદે આપણને કર્મનો નિષેધ નથી કર્યો ઉપનિષદે કહ્યું છે કે જેઓ કેવળ અવિદ્યામાં એટલે સંસારનાં કર્મોમાં રત રહે છે તેઓ અંધકારમાં પડે છે અને જેઓ વિદ્યામાં એટલે કેવળ બ્રહ્મજ્ઞાનમાં રત રહે છે તેઓ તેના કરતાં પણ અધિક અંધકારમાં પડે છે

આ સમસ્યાની મીમાંસારૂપે કહ્યું છે કે કર્મ અને બ્રહ્મજ્ઞાન બન્નેની જરૂર છે

अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ।

કર્મ દ્વારા મૃત્યુને તરી જઈને વિદ્યાદ્વારા જીવ અમૃતને મેળવે છે

બ્રહ્મહીન કર્મ અંધકાર છે અને કર્મહીન બ્રહ્મ તેથી પણ અધિક શૂન્યતારૂપ છે કારણ, તેને નાસ્તિકતા કહીએ તોયે ચાલે જે આનંદસ્વરૂપ બ્રહ્મમાંથી સર્વ કાંઈ ઉત્પન્ન થાય છે તે બ્રહ્મને સર્વ કાંઈ વર્જિત કરીને જોવા જઈએ તો સર્વ કાંઈનો ત્યાગ કરવો પડે, અને

સાથે સાથે તેનો (બ્રહ્મનો) પણ ત્યાગ કરવો પડે.

ગમે તેમ હો, આનંદનો ધર્મ જો કર્મ હોય તો કર્મ દ્વારા જ તે આનંદસ્વરૂપ બ્રહ્મની સાથે આપણો યોગ થઈ શકે. ગીતામાં એને જ કર્મયોગ કહ્યો છે.

કર્મનું એક લૌકિક રૂપ આપણે દુનિયામાં જોઈએ છીએ. તે છે પતિવ્રતા સ્ત્રીની સંસારયાત્રા. સતી સ્ત્રીનાં સર્વ સંસારકર્મોના મૂળમાં સ્વામી પ્રત્યેનો પ્રેમ, સ્વામી પ્રત્યેનો આનંદ રહેલો હોય છે. એટલા માટે, સંસારકર્મને તે સ્વામીનું કર્મ સમજીને જ આનંદ અનુભવે છે —કોઈ ગુલામડી પણ તેના જેટલું કામ કરી શકતી નથી એ કામ જો કેવળ તેના પ્રયોજનનું જ કામ હોત તો તો એનો બોજો ઉઠાવવો તેને માટે મુશ્કેલ થઈ પડત. પરંતુ એ કર્મ દ્વારા જ તે સ્વામીની સાથે નાનાવિધ ભાવે મિલન અનુભવે છે

આપણું કાર્યક્ષેત્ર જો આ કર્મયોગનું તપોવન બની જાય તો કર્મ આપણે માટે બંધન ન રહે. તો, સતી સ્ત્રી જેમ કર્મ દ્વારા જ કર્મને તરી જઈને પ્રેમ પામે છે, તેમ આપણે પણ કર્મ દ્વારા જ કર્મના સંસારને તરી જઈને — मृत्यु तीर्त्वा અમૃતને પામીએ

એટલા માટે જ ગૃહસ્થને એવો ઉપદેશ કરેલો છે કે તે જે જે કર્મ કરે તે તેણે પોતાને અર્પણ ન કરવું તે કરશે તો તરત જ કર્મ તેને નાગપાશથી બાંધશે, અને ઈર્ષ્યા, દ્વેષ, લોભક્ષોભના ઝેરી નિશ્વાસથી તે જર્જરિત થયા કરશે यद्यत् कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् — જે જે કર્મ કરે તે બધાં તેણે બ્રહ્મને સમર્પણ કરવાં. તો પછી સતી ગૃહિણી જેમ સંસારનો સઘળો ભોગનો અંશ છોડી દે છે અને છતાં સંસારનો સમસ્ત બોજો અથાક પ્રયત્નપૂર્વક ઉઠાવે છે — કારણ, કર્મને તે સ્વાર્થના સાધનરૂપે ગણાતી નથી, આનંદના સાધનરૂપે જ ઓળખે છે — તેમ આપણે પણ કર્મની આસક્તિ દૂર કરીને કર્મના ફળની આકાંક્ષા છોડી દઈને, કર્મને વિશુદ્ધ આનંદમય બનાવી શકીશું

તેને બહારની દિશામાં તાણે છે ત્યારે જ તે ચાલે છે, જ્યારે પોતા તરફ જ બાંધી રાખે છે ત્યારે જ તે પડી રહે છે

આપણાં કર્મો પણ જ્યારે સ્વાર્થની સંકુચિતતામાં જ કેવળ ફર્યાં કરે છે ત્યારે તે કર્મ ભયંકર બંધન બની જાય છે તે વખતે આપણી શક્તિ પેલી પરાશક્તિની વિરુદ્ધ ચાલતી હોય છે, વિવિધ શક્તિની વિરુદ્ધ ચાલતી હોય છે ત્યારે તે ભૂમા તરફ ચાલતી નથી હોતી, બહુ તરફ ચાલતી નથી હોતી, પોતાની ક્ષુદ્રતામાં જ બંધાઈ રહેતી હોય છે ત્યારે એ શક્તિ આપણને મુક્તિ આપતી નથી, આનંદ આપતી નથી તેની ઊલટી દિશામાં જ આપણને લઈ જાય છે જે માણસ કર્મહીન આળસુ છે તે રૂંધાયેલો છે જે માણસ ક્ષુદ્રકર્મી અને સ્વાર્થપર છે, તેને માટે જગતસંસાર સખત મજૂરી સાથેની જેલ છે તે સ્વાર્થના કેદખાનામાં રાતદિવસ એક ક્ષુદ્ર પરિધિના કેન્દ્રની આસપાસ ફર્યા કરી ઘાણી તાણે છે અને એ પરિશ્રમના ફળને સદાને માટે પોતાના કબજામાં રાખવાની તેનામાં શક્તિ નથી તેણે એનો ત્યાગ કરવો જ પડશે તેના નસીબમાં તો કેવળ પરિશ્રમ જ છે

એટના માટે કર્મને સ્વાર્થની દિશામાંથી પરમાર્થની દિશામાં લઈ જવું એનું નામ જ મુક્તિ — કર્મનો ત્યાગ કરવો એ મુક્તિ નથી આપણે ગમે તે કર્મ કરીએ — તે નાનું હોય કે મોટું હોય પરમાત્માની સ્વાભાવિકી વિશ્વક્રિયાની સાથે તેને યુક્ત કરીને જોઈએ એટલે તે કર્મ પછી આપણને બાંધી શકતું નથી — તે કર્મ સાચું કર્મ, મંગલ કર્મ અને આનંદનું કર્મ બની જશે

# ૪૧

## પ્રાણ

૨૯મી પોષ, ૧૩૧૫

आत्मक्रीड आत्मरतिः क्रियावान् एष ब्रह्मविदां वरिष्ठः ।

બ્રહ્મવિદોમાં જેઓ શ્રેષ્ઠ છે તેમની ક્રીડા પરમાત્મામાં હોય છે, પરમાત્મામાં તેમનો આનંદ હોય છે, અને તેઓ ક્રિયાવાન હોય છે.

કેવળ તેમને આનંદ નથી હોતો, તેમને કર્મ પણ હોય છે.

આ શ્લોકનો પૂર્વાર્ધ ઉતારીશું એટલે તરત જ એ વચનનો અર્થ વધારે સ્પષ્ટ થશે.

प्राणोह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी ।

આ જે પ્રાણરૂપે સર્વમાં પ્રગટ થાય છે — એને જે જાણે છે તે એને અતિક્રમીને કોઈ વચન બોલતો નથી.

પ્રાણમાં આનંદ અને કર્મ એ બે વસ્તુઓ એકત્ર મળીને રહેલી છે પ્રાણીની સચેષ્ટતામાં જ પ્રાણનો આનંદ રહેલો છે — પ્રાણના આનંદમાં જ તેની સચેષ્ટતા રહેલી છે.

આથી, બ્રહ્મ જ જો સમસ્ત સૃષ્ટિના પ્રાણસ્વરૂપ હોય, તેજ જો સૃષ્ટિમાં ગતિ દ્વારા આનંદનો અને આનંદ દ્વારા ગતિનો સંચાર કરતું હોય તો જે બ્રહ્મવાદી હોય તે બ્રહ્મ સાથે કેવળ આનંદ જ નહિ કરે, તે બ્રહ્મની સાથે કર્મ પણ કરશે.

કારણ તે બ્રહ્મવાદી છે તે કંઈ કેવળ બ્રહ્મને જાણે છે એમ નથી, તે બ્રહ્મને કહે પણ છે. કહ્યા વગર તેનો આનંદ રોક્યો રોકાય શી રીતે? તે વિશ્વના પ્રાણસ્વરૂપ બ્રહ્મને પ્રાણમાં ગ્રહણ કરીને "भवते नातिवादी ।" અર્થાત્ બ્રહ્મને ટાળીને કશું બોલવા માગતો નથી. તે બ્રહ્મને જ બોલવા ઇચ્છે છે.

અને જે આનંદ આકાશમા ન હોત તો—કો હ્યેવાન્યાત્ क प्राण्यात्— કોણ કરીએ પ્રયત્ન કરવાનુ હતુ? જગતના તે બધા પ્રયત્નોની પાછળ રૂપ પરમાનંદની સાથે આપણા બધા પ્રયત્નોને યુક્ત સમજીશુ તો આપણે કદી પણ કોઈથી પણ ભય પામીશુ નહિ

## ૪૦
## શક્તિ

૨૮મી પોષ, ૧૩૧૫

જ્ઞાન, પ્રેમ અને શક્તિ એ ત્રણ પ્રવાહોનો જ્યા એકત્ર સંગમ થાય ત્યા જ આનંદતીર્થ આપણામા જ્ઞાન, પ્રેમ અને કર્મનુ જેટના પ્રમાણમા પૂર્ણ મિનન થાય તેટલા પ્રમાણમા જ આપણે પૂર્ણ આનંદ અનુભવી શકીએ વિચ્છેદ થતા જ પીડા ઉત્પન્ન થાય

એના માટે ટૂકા રસ્તાના પ્રલોભનથી જ્યા આપણે પોતે ચલાવીશુ ત્યા આપણે પોતાની જ વચના કરીશુ જો આપણે એવુ માનીએ કે દરવાનને ટાળીને રાજા સાથે મુલાકાત કરીશું તો દેવડી આગળ આપણી એવી ફજેતી થશે કે રાજાની મુલાકાત મુશ્કેલ બની જશે જો આપણે એમ માનીશુ કે નિયમને વર્જીને નિયમની પાર ચાલ્યા જઈશુ તો કોપેલા નિયમને હાથે આપણે દુખી દુખી થઈ જઈશુ

વિધાનને સપૂર્ણપણે સ્વીકારીએ તો જ વિધાન ઉપર આપણો અખત્યાર જમે છે જે ઘરનો કર્તાપુરુષ થવા ઇચ્છતો હોય તેણે ઘરના નિયમ સયમ સૌથી વધારે માનવા પડે છે — એ સ્વીકાર દ્વારા જ તે કર્તૃત્વનો અધિકાર પ્રાપ્ત કરે છે

એટલા માટે હુ કહેતો હતો હતો કે સસારમાં થઈને જ આપણે સસારની ઉપર જઈ શકીએ — કર્મની અદર થઈને જ આપણે

કર્મથી મોટા થઈ શકીએ. પરિત્યાગ કરવાથી, પલાયન કરવાથી કદી એ સંભવિત થતું નથી.

કારણ, આપણી મુક્તિ સ્વભાવની મારફતે સધાય તો જ સાચી થાય છે, અભાવ દ્વારા સધાય તો નથી થતી. પૂર્ણતા દ્વારા સધાય તો જ તે સાર્થક થાય છે, શૂન્યતા દ્વારા તે શૂન્ય ફળ જ પામે છે.

એટલે જે મુક્ત સ્વરૂપ છે તે બ્રહ્મ તરફ લક્ષ્ય રાખો. તે નારૂપે મુક્ત નથી, હા-રૂપે જ મુક્ત છે. તે ૐ છે; અર્થાત્ તે હા છે. એટલા માટે બ્રહ્મર્ષિએ તેને નિષ્ક્રિય નથી કહ્યું, અત્યંત સ્પષ્ટપણે તેને સક્રિય કહેલું છે. બ્રહ્મર્ષિઓએ કહ્યું છે—

परास्य शक्तिर्विविधैव श्रूयते
स्वाभाविकी ज्ञान बलक्रिया च।

સાંભળ્યું છે કે એની પરમા શક્તિ અને એની વિવિધા શક્તિ અને એની જ્ઞાનક્રિયા અને બલક્રિયા સ્વાભાવિકી છે

બ્રહ્મને ક્રિયા સ્વાભાવિક છે — અર્થાત્ તેના સ્વભાવમા જ એ ક્રિયાનું મૂળ રહેલું છે, બહાર નહિ. તે કરે છે, કોઈ તેની પાસે કરાવતું નથી.

એ રીતે તે પોતાના કર્મમા જ મુક્ત છે — કારણ કે એ કર્મ તેને સ્વાભાવિક છે. આપણામા પણ કર્મની સ્વાભાવિકતા છે આપણી શક્તિ, કર્મમા મુક્ત થવા ચાહે છે. કેવળ બહારના પ્રયોજનને કારણે નહિ, અંતરની સ્ફુરણાને કારણે.

એટલા માટે કર્મમાં જ આપણી સ્વાભાવિક મુક્તિ છે. કર્મમાં જ આપણે બહાર પડીએ છીએ, પ્રકાશ પામીએ છીએ. પરંતુ જેનાથી મુક્તિ તેનાથી જ બંધન પણ થઈ શકે. હોડીને જે દોરડા વડે ખેંચી લઈ જઈ શકાય તે દોરડા વડે જ તેને બાંધી પણ શકાય. દોરડું જ્યારે

તેને બહારની દિશામાં તાણે છે ત્યારે જ તે ચાલે છે, જ્યારે પોતા તરફ જ બાંધી રાખે છે ત્યારે જ તે પડી રહે છે.

આપણાં કર્મો પણ જ્યારે સ્વાર્થની સંકુચિતતામાં જ કેવળ ફર્યા કરે છે ત્યારે તે કર્મ ભયંકર બંધન બની જાય છે. તે વખતે આપણી શક્તિ પેલી પરાશક્તિની વિરુદ્ધ ચાલતી હોય છે, વિવિધ શક્તિની વિરુદ્ધ ચાલતી હોય છે. ત્યારે તે ભૂમા તરફ ચાલતી નથી હોતી, બહુ તરફ ચાલતી નથી હોતી, પોતાની ક્ષુદ્રતામાં જ બંધાઈ રહેતી હોય છે. ત્યારે એ શક્તિ આપણને મુક્તિ આપતી નથી આનંદ આપતી નથી, તેની ઊલટી દિશામાં જ આપણને લઈ જાય છે જે માણસ કર્મહીન આળસુ છે તે રૂંધાયેલો છે. જે માણસ ક્ષુદ્રકર્મી અને સ્વાર્થપર છે, તેને માટે જગતસંસાર સખત મજૂરી સાથેની જેલ છે. તે સ્વાર્થના કેદખાનામાં રાતદિવસ એક ક્ષુદ્ર પરિધિના કેન્દ્રની આસપાસ ફર્યા કરી ઘાણી તાણે છે અને એ પરિશ્રમના ફલને સદાને માટે પોતાના કબજામાં રાખવાની તેનામાં શક્તિ નથી; તેણે એનો ત્યાગ કરવો જ પડશે, તેના નસીબમાં તો કેવળ પરિશ્રમ જ છે.

એટલા માટે કર્મને સ્વાર્થની દિશામાંથી પરમાર્થની દિશામાં લઈ જવું એનું નામ જ મુક્તિ — કર્મનો ત્યાગ કરવો એ મુક્તિ નથી. આપણે ગમે તે કર્મ કરીએ — તે નાનું હોય કે મોટું હોય પરમાત્માની સ્વાભાવિકી વિશ્વક્રિયાની સાથે તેને યુક્ત કરીને જોઈએ એટલે તે કર્મ પછી આપણને બાંધી શકતું નથી — તે કર્મ સાચું કર્મ, મંગલ કર્મ અને આનંદનું કર્મ બની જશે.

# ૪૧

## આણુ

૨૯મી પોષ, ૧૩૧૫

आत्मक्रीड आत्मरति क्रियावान् एष ब्रह्मविदां वरिष्ठ ।

બ્રહ્મવિદોમાં જેઓ શ્રેષ્ઠ છે તેમની ક્રીડા પરમાત્મામા હોય છે, પર માત્મામા તેમનો આનદ હોય છે, અને તેઓ ક્રિયાવાન હોય છે

કેવળ તેમને આનદ નથી હોતો, તેમને કર્મ પણ હોય છે

આ શ્લોકનો પૂર્વાર્ધ ઉતારીશુ એટલે તરત જ એ વચનનો અર્થ વધારે સ્પષ્ટ થશે

प्राणोह्येष य सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी ।

આ જે પ્રાણરૂપે સર્વમા પ્રગટ થાય છે — એને જે જાણે છે તે એને અતિક્રમીને કોઈ વચન બોલતો નથી

પ્રાણમા આનદ અને કર્મ એ બે વસ્તુઓ એકત્ર મળીને રહેલી છે પ્રાણીની સચેષ્ટતામા જ પ્રાણનો આનદ રહેલો છે — પ્રાણના આનદમા જ તેની સચેષ્ટતા રહેલી છે

આથી, બ્રહ્મ જ જો સમસ્ત સૃષ્ટિના પ્રાણસ્વરૂપ હોય, તે જ જો સૃષ્ટિમા ગતિ દ્વારા આનદનો અને આનદ દ્વારા ગતિનો સચાર કરતુ હોય તો જે બ્રહ્મવાદી હોય તે બ્રહ્મ સાથે કેવળ આનદ જ નહિ કરે, તે બ્રહ્મની સાથે કર્મ પણ કરશે

કારણ તે બ્રહ્મવાદી છે તે કઈ કેવળ બ્રહ્મને જાણે છે એમ નથી, તે બ્રહ્મને કહે પણ છે કહ્યા વગર તેનો આનદ રોક્યો રોકાય શી રીતે? તે વિશ્વના પ્રાણસ્વરૂપ બ્રહ્મને પ્રાણમા ગ્રહણ કરીને "भवते नातिवादी।' અર્થાત્ બ્રહ્મને ટાળીને કશુ બોલવા માગતો નથી તે બ્રહ્મને જ બોલવા ઇચ્છે છે

માણસ બ્રહ્મને શી રીતે બોલે? સિતારના તાર જે રીતે ગીતને બોલે છે તે રીતે તે પોતાની સઘળી ગતિ દ્વારા જ, સ્પન્દન દ્વારા, ક્રિયા દ્વારા જ બોલે છે — સર્વતોભાવે ગીતને પ્રગટ કરીને જ તે પોતાની સાર્થકતા સાધે છે

બ્રહ્મ પોતાને શી રીતે બોલે છે? અનંત આકાશને પોતાની ક્રિયા દ્વારા પ્રકાશથી અને આકારથી ભરી દઈને, સ્પંદિત કરીને, ઝંકૃત કરીને તે બોલે છે — *आनन्दरूपममृतं यद् विभाति।* — તે કર્મ દ્વારા જ પોતાની આનંદવાણી બોલે છે, પોતાનું અમૃત સંગીત ઉચ્ચારે છે તેનો તે આનંદ અને તેનું કર્મ બિલકુલ એકાકાર થઈ જઈને આકાશમાં અને પૃથ્વીમાં ફેલાઈ ગયેલા છે

બ્રહ્મવાદી પણ જ્યારે બ્રહ્મને બોલશે ત્યારે બીજી શી રીતે બોલશે? તેણે કર્મ દ્વારા જ બોલવું પડશે તેણે ક્રિયાવાન થવું પડશે

એ કર્મ કેવું હશે? તો કે જે કર્મ દ્વારા પ્રગટ થાય કે તે "*आत्मक्रीड आत्मरति*" છે, પરમાત્મામાં તેની ક્રીડા છે, પરમાત્મામાં તેનો આનંદ છે, જે કર્મ દ્વારા એવું પ્રગટ થાય કે તેનો આનંદ પોતાનો સ્વાર્થ સાધવામાં નથી, પોતાનું ગૌરવ વધારવામાં નથી તે તો "*नातिवादी*" છે — પરમાત્મા સિવાય બીજા કોઈને પણ પોતાના કાર્ય દ્વારા પ્રગટ કરવા માગતો નથી

એટલા માટે જ તે બ્રહ્મવિદાં વરિષ્ઠ કહેવાય છે, તેના જીવનનું પ્રત્યેક કાર્ય નાનાવિધ ભાષામાં નાનાવિધ રૂપે આ જ સંગીત ગજાવી મૂકે છે — शान्तम् शिवमद्वैतम्। જગત્ ક્રિયાની સાથે તેની જીવનક્રિયા એક છંદે એક રાગિણીમાં ગાય છે

અંતરમાં જે આત્મક્રીડા હોય, પરમાત્મા સાથેની ક્રીડા હોય, તે જ બહાર જીવનનું કર્મ બને છે અંતરનો તે આનંદ બહારના તે કર્મમાં ઊભરાઈ આવે છે, બહારનું તે કર્મ અંતરના તે આનંદમાં ફરી

ફરીને પાછું જાય છે. એવી રીતે અંતરમાં અને બહાર આનંદ અને કર્મનું અપૂર્વ સુંદર આવર્તન ચાલ્યા કરે છે અને તે આવર્તનના વેગથી નવા નવા મંગલ લોકનું સર્જન થયા કરે છે. તે આવર્તનના વેગથી જ્યોતિ ઉદ્દીપ્ત થાય છે, પ્રેમ ઉત્સાહિત થાય છે.

આવી રીતે, જે ચરાચર વિશ્વમાં પ્રાણરૂપે અર્થાત્ એકી સાથે આનંદ અને કર્મ રૂપે પ્રકાશમાન છે તે પ્રાણને બ્રહ્મવિદ પોતાના પ્રાણ દ્વારા જ પ્રગટ કરે છે.

તેથી મારી પ્રાર્થના એ છે કે, હે પ્રાણસ્વરૂપ, મારી સિતારના તારને કાટ ન ચડો, તેના ઉપર ધૂળ ન બાઝો, — વિશ્વપ્રાણના સ્પંદનના આઘાતથી તે રાતદિવસ વાગતી રહો — કર્મ સંગીતથી વાગતી રહો — તારે જ નામે વાગતી રહો. પ્રબળ આઘાતથી મીંડ મીંડથી જો તાર તૂટી જાય તો તે પણ ભલે, પણ ઢીલા ન થવા જોઈએ, મલિન ન થવા જોઈએ, વ્યર્થ ન જવા જોઈએ. ધીમે ધીમે તેના સૂર પ્રબળ બનો, ગંભીર બનો, બધી અસ્પષ્ટતાનો ત્યાગ કરીને સત્ય બની જાઓ — પ્રકૃતિમાં વ્યાપી જાઓ અને માનવાત્મામા પ્રતિધ્વનિત થાઓ — હે આવિ, તમારા આવિર્ભાવ દ્વારા તે ધન્ય થાઓ.

## ૪૨
## જગતમાં મુક્તિ

૧લી માઘ, ૧૩૧૫

ભારતવર્ષમાં એક સમયે અદ્વૈતવાદે કર્મને અજ્ઞાનના, અવિદ્યાના ખાનામા હાંકી કાઢીને અત્યંત વિશુદ્ધ થવાને ઈચ્છ્યું હતુ તેણે કહ્યું હતું કે બ્રહ્મ જો નિષ્ક્રિય હોય તો બ્રહ્મને મેળવવા માટે કર્મનો સમૂળ ઉચ્છેદ કરવો આવશ્યક છે.

એ અદ્વૈતવાદનો પ્રવાહ ક્રમે ક્રમે જ્યારે દ્વૈતવાદની અનેક શાખા-વાળી નદીમાં પરિણત થયો ત્યારે બ્રહ્મ અને અવિદ્યા વિશે એક દ્વિધા ઉત્પન્ન થઈ.

ત્યારે દ્વૈતવાદી ભારતે જગતનો અને જગતના મૂળમાં બે તત્ત્વોનો સ્વીકાર કર્યો: પ્રકૃતિ અને પુરુષ.

એટલે કે બ્રહ્મને એ લોકોએ નિષ્ક્રિય અને નિર્ગુણ કરીને એક બાજુએ ખસેડી મૂક્યું અને શક્તિનો જગત્‌વ્યાપારના મૂળમાં જાણે સ્વતંત્ર સત્તારૂપે સ્વીકાર કર્યો આ રીતે બ્રહ્મ કર્મ દ્વારા બદ્ધ નથી એમ પણ કહ્યું અને છતાં કર્મ જાણે કંઈ છે જ નહિ એવું કહ્યું એમ પણ ન કહેવાય શક્તિ અને શક્તિના કાર્યથી શક્તિમાનને દૂર બેસાડીને તેને એક ખૂબ મોટું પદ આપીને તેની સાથેનો બધો સબંધ બિલકુલ તોડી નાખ્યો

માત્ર એટલું જ નહિ, એ બ્રહ્મનો જ પરાભવ થયો છે, એ બ્રહ્મ જ ગૌણ છે, એ વાતનો પણ અનેક રૂપકો દ્વારા પ્રચાર કરવા લાગ્યા

આમ થયું એના મૂળમાં એક સત્ય રહેલું છે

મુક્તિમાં એકી વખતે એક નિર્ગુણ અને બીજી સગુણ બાજુ જોવામાં આવે છે એ બંને એકત્ર રહેલી હોય છે આપણે એ આપણા પોતામાંથી જ સમજી શકીએ એમ છે એ વાતનો વિચાર કરવાનો પ્રયત્ન કરીએ.

એક સમયે જગતમાં એક અખંડ નિયમને આપણે જોઈ શકયા નહોતા. ત્યારે આપણને એમ લાગતું હતું કે જગતમાં કોઈએક અથવા અનેક શક્તિની કૃપા છે પણ નિયમ નથી. ગમે ત્યારે ગમે તે બની શકે અર્થાત્ જે કંઈ બને છે તે એટલું બધું એકતરફી હોય છે કે મારી તરફથી તેની તરફ જવાનો રસ્તો જ બંધ — બધા જ રસ્તા

તેના તરફથી મારા તરફ આવવાના — મારે માટે કેવળ બીકનો રસ્તો જ ખુલ્લો.

આવી અવસ્થામાં માણસે સદા બધાને પગે પડી કાલાવાલા કર્યા કરવાના રહે. અગ્નિને કહેવું પડે તું દયા કરીને બળ, વાયુને કહેવું પડે તું દયા કરીને વા, સૂર્યને કહેવું પડે તું કૃપા કરીને ઊગ, તો મારી રાત્રિ દૂર થાય.

ભય કેમે કર્યો જતો નથી.

अव्यवस्थितचित्तस्य प्रमादोऽपि भयंकरः

—જ્યાં વ્યવસ્થા જોવામાં આવતી નથી ત્યાં પ્રસાદ પણ મનને નિશ્ચિંત બનાવી શકતો નથી. કારણ, એ પ્રસાદ ઉપર મારો પોતાનો કોઈ હક્ક નથી, એ બિલકુલ એકતરફી વસ્તુ છે.

તેમ છતાં જેની સાથે આટલો બધો વહેવાર હોય તેની સાથે પોતાનો સંબંધ જોડવાનો માર્ગ શોધી કાઢ્યા વગર માણસ ગ્હી શકતો નથી. પણ તેમાં જો કોઈ નિયમ ન હોય તો તેની સાથેના સંબંધનો કોઈ પણ નિયમ હોઈ શકતો નથી.

આવી સ્થિતિમાં જે કોઈ તેને ગમે તેવા જાદુમંત્ર બતાવે છે તેને તે વળગી રહેવા ઇચ્છે છે, અને એ જાદુમંત્ર ખોટાં છે એવું પણ તેને સમજાવી શકાતું નથી — કારણ, સમજાવવું હોય તોય તેને નિયમ બતાવીને જ સમજાવવું પડે ને. એટલે માણસ સ્વાભાવિક રીતે જ મંત્રતંત્ર, ધાગાતાવીજ અને અર્થ વગરની જાતજાતની બાહ્ય ક્રિયાઓ પાછળ દોડ્યા કરે છે.

જગતમા આ રીતે રહેવું એ પારકાના ઘરમા રહેવા બરાબર છે. અને તે પણ વળી એવો પારકો કે ધૂનીનો અવતાર. પતરાળું ગોઠવી જાય પણ પીરસવા આવે જ નહિ. અચાનક હુકમ કરી બેસે કે આજે અત્તર ઘડી ઘર ખાલી કરી ચાલ્યા જાઓ.

આવા જગતમાં પરાન્નભોજી અને પરાવસથશાયી બનીને માણસ પીડા અને અપમાન ભોગવે છે. તે પોતાને કેદી જ માને છે અને દીન જાણીને શોક કર્યા કરે છે.

એમાંથી મુક્તિ ક્યારે મળે? એમાંથી નાસી જવાથી નહિ મળે — કારણ, નાસીને જવાના ક્યાં? મરવાનો રસ્તો પણ એણે ખુલ્લો રહેવા દીધો નથી.

જ્ઞાન જ્યારે વિશ્વજગતમા અખંડ નિયમ શોધી કાઢે છે — જ્યારે તે જુએ છે કે કાર્યકારણના નિયમમા ક્યાંય ભંગ થતો નથી ત્યારે તે મુક્તિ પામે છે

કારણ, જ્ઞાન પછી જ્ઞાનને જ જુએ છે. તેને એવું કશુંક મળી રહે છે જેની સાથે તેને સબધ છે, જે તેનું પોતાનું છે. તેનો પોતાનો જે પ્રકાશ છે તે જ પ્રકાશ સર્વત્ર વિસ્તરેલો તે જુએ છે. એટલું જ નહિ, સર્વત્ર તે જ પ્રકાશ અખડરૂપે વિસ્તરેલો ન હોત તો તે પોતે જ ક્યા રહેત!

આટલે દિવસે જ્ઞાનને મુક્તિ મળી પછી તેને કોઈ બાધા રહી નહિ. તે બોલી ઊઠ્યુ, હાશ, છૂટ્યા આ તો આપણુ પોતાનું જ ઘર છે — આ તો મારું બાપીકુ ઘર છે હવે મારે સકુચિત અને અપમાનિત થઈને નહિ રહેવું પડે આજ સુધી સ્વપ્નમા હતો. લાગતું હતુ જાણે કોઈ પાગલખાનામા છુ — આજે સ્વપ્ન ઊડી જતાં જોઉં છુ તો માથા આગળ પિતા બેઠેલા છે, બધું જ મારું પોતાનું છે.

આ થઈ જ્ઞાનની મુક્તિ. એ બહારના કશામાથી મુક્તિ નથી, એ પોતાની જ કલ્પનામાથી મુક્તિ છે

પણ એ મુક્તિમા જ જ્ઞાન ચુપચુપ બેસી રહેતું નથી. પોતાના મંત્રતંત્ર, ધાગાતાવીજના બધન તોડી નાખીને એ મુક્તિના ક્ષેત્રમાં તે પોતાની શક્તિનો ઉપયોગ કરે છે.

જ્યારે આપણે કોઈ આત્મીયનો પરિચય પામીએ છીએ ત્યારે તે પરિચય ઉપર જ ચુપચુપ બેસી રહી શકતા નથી, પછી આપણે તે આત્મીયની સાથે આત્મીયતાની આપલે કરવાને તત્પર બની જઈએ છીએ.

જ્ઞાન જ્યારે જગતમાં જ્ઞાનનો પરિચય પામે છે ત્યારે તેની સાથે કામમાં સાથ આપવાને તે તૈયાર થાય છે. પછી પહેલાં કરતાં તેનું કામ ઘણું વધી જાય છે — કારણ, મુક્તિના ક્ષેત્રમાં શક્તિનો અધિકાર બહુ વિસ્તૃત બની જાય છે. પછી જ્ઞાનની સાથે જ્ઞાનનો યોગ થતાં પ્રગટેલી શક્તિ બહુધા બનીને ફેલાતી રહે છે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જ્ઞાન વિશ્વજ્ઞાનમાં પોતાને જોવા પામતાં શાંત રહી શકતું નથી. પછી તે શક્તિનો સાથ લઈ કર્મ દ્વારા પોતાને સાર્થક કરતું રહે છે.

પહેલાં અજ્ઞાનમાંથી મુક્તિમાં જ્ઞાન પોતાને પ્રાપ્ત કરે છે — ત્યાર પછી પોતાનું દાન કરવું એ તેનું કામ થઈ પડે છે. કર્મ દ્વારા તે પોતાનું દાન કરે છે, સર્જન કરે છે, એટલે કે જે શક્તિને પારકાના ઘરમાં કેદીની માફક રહીને સદા પૂરી રાખી હતી તે શક્તિનો જ પોતાના ઘરમાં સદા ત્યાગ કરીને તે નિરાંત અનુભવે છે.

આ ઉપરથી માલૂમ પડે છે કે મુક્તિની સાથેસાથ જ કર્મ વધે છે, પણ ઘટતાં નથી.

પણ કર્મ એ તો અધીનતા છે એ વાત કબૂલ્યા વિના છૂટકો નથી. કર્મે સત્યના અનુગત થવું જ પડવાનું, એ સિવાય તે કર્મ જ થઈ શકે એમ નથી.

શું કરીએ? નિંદા કરીએ કે ગમે તે કરીએ, આપણી અંદરની શક્તિ સત્યને અધીન રહેવા જ માગે છે. એ જ એની પ્રાર્થના

આવા જગતમાં પરાન્નભોજી અને પરાવસથશાયી બનીને માણસ પીડા અને અપમાન ભોગવે છે તે પોતાને કેદી જ માને છે અને દીન જાણીને શોક કર્યો કરે છે

એમાંથી મુક્તિ ક્યારે મળે? એમાંથી નાસી જવાથી નહિ મળે — કારણ નાસીને જવાના ક્યાં? મરવાનો રસ્તો પણ એણે ખુલ્લો રહેવા દીધો નથી

જ્ઞાન જ્યારે વિશ્વજગતમાં અખંડ નિયમ શોધી કાઢે છે — જ્યારે તે જુએ છે કે કાર્યકારણના નિયમમાં ક્યાંય ભંગ થતો નથી ત્યારે તે મુક્તિ પામે છે

કારણ જ્ઞાન પછી જ્ઞાનને જ જુએ છે તેને એવું કશુંક મળી રહે છે જેની સાથે તેને સંબંધ છે, જે તેનું પોતાનું છે તેનો પોતાનો જે પ્રકાશ છે તે જ પ્રકાશ સર્વત્ર વિસ્તરેલો તે જુએ છે એટલું જ નહિ, સર્વત્ર તે જ પ્રકાશ અખંડરૂપે વિસ્તરેલો ન હોત તો તે પોતે જ ક્યાં રહેત!

આટલે દિવસે જ્ઞાનને મુક્તિ મળી પછી તેને કોઈ બાધા રહી નહિ તે બોલી ઊઠ્યું હાશ છૂટ્યા આ તો આપણું પોતાનું જ ઘર છે — આ તો મારું બાપીકું ઘર છે હવે મારે સંકુચિત અને અપમાનિત થઈને નહિ રહેવું પડે આજ સુધી સ્વપ્નમાં હતો લાગતું હતું જાણે કોઈ પાગલખાનામાં છું — આજે સ્વપ્ન ઊડી જતાં જોઉં છું તો માથા આગળ પિતા બેઠેલા છે, બધું જ મારું પોતાનું છે

આ થઈ જ્ઞાનની મુક્તિ એ બહારના કશામાંથી મુક્તિ નથી, એ પોતાની જ કલ્પનામાંથી મુક્તિ છે

પણ એ મુક્તિમાં જ જ્ઞાન ચુપચુપ બેસી રહેતું નથી પોતાના મંત્રતંત્ર, ધાગાતાવીજના બંધન તોડી નાખીને એ મુક્તિના ક્ષેત્રમાં તે પોતાની શક્તિનો ઉપયોગ કરે છે.

જ્યારે આપણે કોઈ આત્મીયનો પરિચય પામીએ છીએ ત્યારે તે પરિચય ઉપર જ ચુપચુપ બેસી રહી શકતા નથી, પછી આપણે તે આત્મીયની સાથે આત્મીયતાની આપલે કરવાને તત્પર બની જઈએ છીએ

જ્ઞાન જ્યારે જગતમા જ્ઞાનનો પરિચય પામે છે ત્યારે તેની સાથે કામમા સાથ આપવાને તે તૈયાર થાય છે પછી પહેલા કરતા તેનું કામ ઘણુ વધી જાય છે — કારણ, મુક્તિના ક્ષેત્રમા શક્તિનો અધિકાર બહુ વિસ્તૃત બની જાય છે પછી જ્ઞાનની સાથે જ્ઞાનનો યોગ થતા પ્રગટેલી શક્તિ બહુધા બનીને ફેલાતી રહે છે

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જ્ઞાન વિશ્વજ્ઞાનમા પોતાને જોતા પામતા શાત રહી શકતુ નથી પછી તે શક્તિનો સાથ લઈ કર્મ દ્વારા પોતાને સાર્થક કરતુ રહે છે

પહેલા અજ્ઞાનમાથી મુક્તિમા જ્ઞાન પોતાને પ્રાપ્ત કરે છે — ત્યાર પછી પોતાનુ દાન કરવુ એ તેનુ કામ થઈ પડે છે કર્મ દ્વારા તે પોતાનુ દાન કરે છે, સર્જન કરે છે, એટલે કે જે શક્તિને પારકાના ઘરમા કેદીની માફક રહીને સદા પૂરી રાખી હતી તે શક્તિનો જ પોતાના ઘરમા સદા ત્યાગ કરીને તે નિરાત અનુભવે છે

આ ઉપરથી માલૂમ પડે છે કે મુક્તિની સાથોસાથ જ કર્મ વધે છે, પણ ઘટતા નથી

પણ કર્મ એ તો અધીનતા છે એ વાત કબૂલ્યા વિના છૂટકો નથી કર્મે સત્યના અનુગત થવુ જ પડવાનુ, એ સિવાય તે કર્મ જ થઈ શકે એમ નથી

શુ કરીએ? નિદા કરીએ કે ગમે તે કરીએ, આપણી અતરની શક્તિ સત્યને અધીન રહેવા જ માગે છે એ જ એની પ્રાર્થના

છે એટલા માટે જ મહાદેવનો પ્રસાદ ઇચ્છતી પાર્વતીની પેઠે તે તપસ્યા કરે છે

જ્ઞાન જે દિવસે પુરોહિત બનીને સત્યની સાથે આપણી શક્તિના લગ્ન કરાવી આપે છે ત્યારે જ આપણી શક્તિ સતી બને છે— પછી તેની વધ્યા દશા રહેતી નથી તે સત્યને અધીન થવાને લીધે જ સત્યના ઘરમા મારભારનો હક પ્રાપ્ત કરી શકે છે

આથી જ, કેવળ મુક્તિ વાટે સફળતા મળતી નથી — મુક્તિ પછી પણ અધીનતા સિદ્ધ કરવી પડે છે જ્ઞાન વડે જેમ પ્રાપ્તિ તેમ આ અધીનતા વડે જ મુક્તિ સાર્થક બને છે એટલા માટે જ દ્વૈત શાસ્ત્રમા નિર્ગુણ બ્રહ્મ ઉપર સગુણ ભગવાનને સ્થાપેલા છે આપણા પ્રેમ, જ્ઞાન અને શક્તિ એ ત્રણેને પૂર્ણભાવે મુક્તિ આપી શકીએ તો જ તે મુક્તિ કહેવાય — નિર્ગુણ બ્રહ્મમા એ માટે કોઈ સ્થાન નથી

## ૪૩

## સમાજમાં મુક્તિ

૧લી માઘ, ૧૩૧૫

માણસની પાસે કેવળ જગત્પ્રકૃતિ જ નથી સમાજપ્રકૃતિ નામનો બીજો એક આશ્રય પણ છે એ સમાજની સાથે માણસનો કયો સબધ સાચો તે વિચારવા જેવુ છે કારણ એ સાચા સબધથી જ માણસ સમાજમા મુક્તિ પામે છે— મિથ્યાને તે જેટલુ સ્થાન આપે છે તેટલો તે બધાયેલો રહે છે

આપણે ઘણી વાર કહીએ છીએ અને માનીએ છીએ કે પ્રયો જનના તગાદાથી જ માણસ સમાજમા બધાયેલો છે આપણે એકલા

થઈને દળ બાંધીએ એમાં પુષ્કળ સગવડ રહેલી છે. રાજા મારો ન્યાય કરે, પોલીસ મારો પહેરો ભરે, નગરપાલિકા મારા રસ્તા વાળે, મૅન્ચેસ્ટર મારાં કપડાં પૂરાં પાડે અને જ્ઞાનપ્રાપ્તિ વગેરે બીજાં પણ મોટાં મોટાં અનેક કામો ગુચ્છાં એને લીધે સહેલાં થઈ જાય છે. એટલે માણસોનો સમાજ એ સમાજમાંના દરેકનો સ્વાર્થ સાધવાનો ઉત્તમોત્તમ ઉપાય છે.

એ પ્રયોજનના તગાદાને લીધે જ માણસ સમાજમાં બંધાયો છે એ વાતને જ જો અંતરથી સાચી માનીએ તો સમાજને માનવ-હૃદયનું કારાગાર કહેવું પડે — સમાજને એક જબરદસ્ત એન્જિનવાળું કારખાનુ માનવુ પડે — ક્ષુધાનલથી સળગતા પ્રયોજન જ એ યંત્રમાં કોલસા પૂરા પાડે છે.

જે અભાગિયો આવો અત્યંત પ્રયોજનવાળો થઈને સંસારના વૈતરા કર્યા કરે તે તો દયાપાત્ર જ છે એમાં શંકા નથી.

સંસારનુ આ કેદખાનાનુ સ્વરૂપ જોઈને જ તો સંન્યાસી બળવો પુકારી ઊઠે છે — તે કહે છે, પ્રયોજનનો માર્યો હું શું સમાજના જેલખાનામા પથ્થર ફોડી ફોડીને મરીશ? કદી નહિ. હું જાણુ છુ કે હું પ્રયોજન કરતા અનેકગણો મોટો છુ. મૅન્ચેસ્ટર મારાં કપડા પૂરાં પાડશે? શી જરૂર? હું કપડા ફગાવી દઈને વનમા ચાલ્યો જઈશ. વેપારી વહાણો દેશપરદેશથી મારે માટે અનાજ લઈ આવશે? કંઈ જરૂર નથી — હું વનમા જઈને ફળમૂળ ખાઈને રહીશ!

પણ વનમા ગયા પછી પણ જો પ્રયોજન મારી પાછળ પાછળ જુદાં જુદા રૂપ ધારણ કરી તગાદો કર્યા કરતા હોય તો આટલુ બધુ અભિમાન કરવું આપણને પૂરેપૂરુ શોભતુ નથી.

તો પછી સંસારમા આપણી મુક્તિ ક્યા? પ્રેમમા. જો ધારીએ આપણને સમજાશે કે પ્રયોજન જ માનવસમાજના મૂળમા નથી —

પ્રેમ જ એનો ગૂઢ અને ચરમ આશ્રય છે — તે ઘડીએ એક ક્ષણમા આપણે બધનમુક્ત થઈ જઈશુ તે જ ઘડીએ આપણે બોલી ઊઠીશુ — પ્રેમ! હાશ, બચી ગયા, હવે જોઈએ શુ ? કારણ, પ્રેમ એ તો મારી જ વસ્તુ છે એ કઈ મને બહારથી ઘોચપરોણો કરી ફરજ પાડતો નથી. પ્રેમ જ જો માનવસમાજનુ તત્ત્વ હોય તો તે તો મારુ જ તત્ત્વ છે એમ્ને પ્રેમ દ્વારા એક ક્ષણમા હુ પ્રયોજનના સ સારમાથી મુક્ત આનદના સસારમા પહોચી ગયો — જાણે પલકમા સ્વપ્ન ઊડી ગયુ

આ થઈ મુક્તિ ત્યાર પછી? ત્યાર પછી અધીનતા પ્રેમ મુક્તિ પામતાંવેત તે મુક્તિના ક્ષેત્રમા પોતાની શક્તિને ચરિતાર્થ કરવાને માટે ઉત્સુક બની જાય છે ત્યારે તેનુ કામ પહેલાના કરતા ઘણુ વધી જાય છે પછી તે પૃથ્વીના દીનદરિદ્રનો પણ દાસ, મૂઢ અધમનો પણ સેવક બની જાય છે એ થયુ મુક્તિનુ પરિણામ

જે મુક્ત છે તેને કોઈ બહાનુ નથી તે એમ નહિ કહી શકે મારે ઓફિસે જવાનુ છે, મારે શેઠ છે, બહારનો તગાદો છે એમ્ને ગમે ત્યાથી બૂમ પડે ત્યારે તે ના પાડી શકતો નથી મુક્તિની આગ્લી ભારે જવાબદારી હોય છે આનદની જવાબદારી જેવી જવાબદારી બીજી કયા છે?

જો કહીએ કે માણસ મુક્તિ વાછે છે, તો એ ખોટુ બોલ્યા ગણાશે માણસ મુક્તિ કરતાં ખૂબ ખૂબ વધારે વાછે છે, તે અધીન થવા જ ચાહે છે જેને અધીન થતા અધીનતાનો પાર રહેતો નથી તેને અધીન થવાને માટે તે રડે છે તે કહે છે, હે પરમ પ્રેમ, તું મારે અધીન છે હુ ક્યારે તારે અધીન થઈશ? અધીનતાની સાથે અધીનતાનુ પૂર્ણ મિલન ક્યારે થશે? જ્યા હુ ઉદ્ધત, ગર્વભર્યો, સ્વતત્ર હોઉ છુ ત્યાં જ હુ પીડિત અને વ્યર્થ હોઉ છુ હે નાથ, મને અધીન બનાવી, નમ્ર બનાવી બચાવો જ્યા સુધી હુ આ

મિથ્યાને મોટું કરીને માન્યા કરતો હતો કે હું જ હું છું, હુથી અધિક હુ છે જ નહિ, ત્યા સુધી મારે કેટલુ બધું ભટકવુ પડ્યું છે! મારા ધનનો, મારા મનનો બોજો ઉપાડી ઉપાડીને હુ થાકી ગયો છું. જે ઘડીએ સ્વપ્ન ઊડી જાય છે તે ઘડીએ સમજાય છે કે તમે પરમ હું છો — મારું હુ તેને જોરે જ હુ છે — તરત જ એક ક્ષણમા મુક્તિ મળી જાય છે પણ કેવળ મુક્તિ જ નથી મળતી મુક્તિ પછી પરમ અધીનતા આવે છે. પરમ હુની આગળ સમસ્ત હુપણાનું અભિમાન છોડી દઈને એકદમ અનત પરિપૂર્ણ અધીનતાનો પરમ આનદ પ્રાપ્ત થાય છે

## ૪૪

## મત

૨૭ માઘ, ૧૩૧૫

આત્મા જે શરીરનો આશ્રય લે છે, તેનો જ તેણે ત્યાગ કરવો પડે છે કારણ આત્મા શરીર કરતા મોટા છે કોઈ એક વિશેષ શરીર જો આત્માને સદાકાળ માટે ધારણ કરીને રહી શકતુ હોત તો આત્મા શરીરમા રહેવા છતા પણ શરીરને અતિક્રમી જાય છે એ વાત આપણે જાણવા જ પામત નહિ એ કારણે જ આપણે મૃત્યુ મારફતે આત્માનુ મહત્ત્વ સમજીએ છીએ

આત્મા એ હ્રાસવૃદ્ધિમરણશીલ શરીરમા પોતાને વ્યક્ત કરે છે. તેનું એ પ્રાગટ્ય બાધાગ્રસ્ત પ્રાગટ્ય છે, પૂર્ણ પ્રાગટ્ય નથી, એટલા માટે જે શરીરને જ આત્મા જાણે છે તે સપૂર્ણ સત્ય જાણતો નથી.

માણસનુ સત્યજ્ઞાન એકએક મતવાદનો આશ્રય લઈને પોતાને પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તે મતવાદ તો સત્યનુ શરીર

હોય છે, એટલે એક હિસાબે જોઈએ તો સત્ય કરતાં અનેકગણો નાનો અને અસપૂર્ણ હોય છે

એટલા માટે સત્યે વારવાર મતદેહ બદલવા પડે છે બૃહત્ સત્ય પોતાના અસપૂર્ણ મતદેહની બધી શક્તિ ખુગાડી નાખે છે, તેને જીર્ણ કરી નાખે છે, વૃદ્ધ બનાવી દે છે, આખરે જ્યારે પોતે તેમા કેમે કર્યું સમાઈ શકતું જ નથી, જ્યારે તે દેહ અનેક રીતે બિન જરૂરી બાધારૂપ બની જાય છે ત્યારે તેના મરણનો સમય આવે છે, ત્યારે તેમા જાતજાતના વ્યાધિ અને વિકાર જન્મે છે અને અતે તેનુ મૃત્યુ થાય છે

આત્મા કોઈ એક વિશેષ શરીર નથી અને બધા જ વિશેષ શરીરોને તે અતિક્રમી જાય છે, એ વાત સમજવી જેમ આપણે માટે આવશ્યક છે અને એ સમજ આવતા જેમ આત્માના વિકાર અને મૃત્યુની કલ્પનાથી આપણે ડરતા કે પીડાતા નથી — તે જ પ્રમાણે માણસ જે બધા મહાન સત્યોને જુદા જુદા દેશમા જુદા જુદા કાળમા જુદે જુદે રૂપે પ્રગટ કરવા પ્રયત્ન કરે છે તેને કોઈ કોઈ વાર તેના મતદેહથી અલગ કરીને તેના સત્ય આત્માનો સ્વીકાર કરવો આપણે માટે અત્યત આવશ્યક છે તેમ થાય તો જ સત્યનુ અમૃત સ્વરૂપ જાણવા પામીને આપણે આનદિત થઈએ છીએ

નહિ તો સતત મત અને શબ્દો વિશે વિવાદ કરીને આપણે અસહિષ્ણુ બનતા જઈએ છીએ અને મારા મતનુ સ્થાપન કરીશ અને પારકાના મતનુ ખડન કરીશ એવો અહકાર ઉત્કટ બનીને જગતને પીડ્યા કરે છે એવા વિવાદને વખતે મત જ પ્રબળ બનીને સત્યને જેમ જેમ દૂર હડસેલી મૂકતો જાય છે તેમ તેમ વિરોધનુ વિષ પણ તીવ્રતર બનતુ જાય છે એથી કરીને, મતના અત્યાચાર જેવું નિષ્ઠુર અને મતની ઉન્મત્તતા જેવુ ઉદ્દામ બીજુ કશુ નથી એ કારણથી જ સત્ય આપણને ધીર બનાવે છે પણ મત આપણને અધીરા બનાવે છે

દાખલા તરીકે અદ્વૈતવાદ અને દ્વૈતવાદ વિશે જ્યારે આપણે વિવાદ કરીએ છીએ ત્યારે આપણે મત વિશે જ વિવાદ કરીએ છીએ, સત્ય વિશે નથી કરતા — આથી સત્યને ઢાંકી દઈને, ભૂલી જઈને આપણે એક તરફથી નુકસાનમાં પડીએ છીએ અને બીજી તરફથી વિશેષ કરીને આપણે દુઃખ વહોરી લઈએ છીએ.

આપણામાંના જેઓ પોતાને દ્વૈતવાદી તરીકે ઓળખાવે છે, તેઓ અદ્વૈતવાદને ભયંકર વસ્તુ કલ્પી લે છે. એ બાબતમાં તેઓ મતની સામેના ગુસ્સાને લીધે સત્યનો સુધ્ધાં બહિષ્કાર કરવા તૈયાર થઈ જાય છે.

જેઓ 'અદ્વૈતમ્' એ સત્યને પામ્યા છે તેમની એ પ્રાપ્તિમાં પ્રવેશ કરો. તેમની વાતમાં એવું જે કંઈ હોય જે તમને આઘાત પહોંચાડે તો તેના તરફ ધ્યાન આપવાની જરૂર નથી.

માયાવાદ! સાંભળતાં જ અસહિષ્ણુ શું કરવા થઈ જાઓ છો? મિથ્યા શું નથી? આપણા પોતાનામાં આપણને એનો પરિચય મળ્યો નથી? સત્ય શું આપણી આગળ બિલકુલ ઉઘાડું છે? આપણે શું એક વસ્તુને બીજી તરીકે જાણતા નથી? લાકડાને બાળીને જેમ અગ્નિ સળગે છે તેમ આપણા અજ્ઞાનને, અવિદ્યાને, માયાને બાળીને જ શું આપણું સત્યનું જ્ઞાન સળગતું નથી? આપણે માટે એ માયાનાં ઇંધણ જ્ઞાનની જ્યોતિ મેળવવા માટે જરૂરનાં હોઈ શકે છે. પરંતુ એ મિથ્યા શું બ્રહ્મમાં છે?

અનંતમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન બિલકુલ પર્યવસાન પામીને રહેલાં છે, તેમ છતાં મારી આગળ તે ખંડભાવે પરિવર્તન-પરંપરારૂપે પ્રગટ થાય છે, કેમકે તેનો અંત નથી. એક જગ્યાએ બ્રહ્મમાં જો કોઈ પરિસમાપ્તિ ન હોય તો આપણે આ ખંડકાળની ક્રિયાને અસમાપ્ત કહીએ છીએ તેને અસમાપ્ત કહેવાનો પણ કોઈ અર્થ રહેત નહિ.

ખંડમાળની એ અસમાપ્તિ એક તરફથી અનંતને પ્રગટ પણ કરે છે અને બીજી તરફથી ઢાંકે પણ છે જ્યાં એ ઢાંકે છે ત્યાં એને શું કહીશું ? એને માયા નહિ કહીએ ? મિથ્યા નહિ કહીએ ? તો 'મિથ્યા' શબ્દનું સ્થાન ક્યાં ?

જે ખંડાળની સમગ્ર ખંડતાના સમસ્ત ક્રમિકતાના આક્રમણ માંની ક્ષણને માટે પણ મુક્ત થઈને અનંત પરિસમાપ્તિના નિર્વિકાર નિરંજન અંતઃસ્પર્શમાં પોતાને પૂરેપૂરા બુડાડી દઈને તે સ્તબ્ધ શાંત ગંભીર અદ્વૈતરસસમુદ્રમાં નિબિડ આનંદની નિગ્રન સ્થિતિને પામ્યા છે તેમને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરું છું હું તેમની સાથે કોઈ પણ વિષય વિશે વાદપ્રતિવાદ કરવા માગતો નથી

કારણ મારો અનુભવ છે કે મિથ્યાના બોજાથી મારું જીવન ચાંપી ગયેલું છે હું જોઉં છું કે હું જે વસ્તુને 'હું' કહીને બેઠો છું તેના થાળીવાટમાં અને તેના સ્થાવરજંગમ બોજાને સત્ય પદાર્થ માનવાની ભૂલ કરીને આખું જીવન ઉપાડતો આવ્યો છું — ગમે એટલું દુઃખ પામું તો યે કેમે કર્યો તો છોડી શકતો જ નથી તેમ છતાં અંતરમાંમાં એક અવાજ ગાજ્યા કરે છે કે એ બધું મિથ્યા છે એ બધું તારે છોડવું જ પડશે મિથ્યાના પોટલાને સત્ય ગણીને ઉપાડવા જતાં તું બચવાનો નથી — એમ કયું તો તારી महती विनष्टि થશે

પોતાના અહંકારને પોતાના દેહને પૈસાને ખ્યાતિ અને પ્રતિષ્ઠાને અત્યંત સત્ય માની લઈને આપણે ઊંચાનીચા થઈએ છીએ એ વાત જો સાચી હોય તો એ મિથ્યાની મર્યાદા ક્યાં આંકીશું ? બુદ્ધિના મૂળમાં જે ભ્રમ હોવાને કારણે હું મને પોતાને ખોટી રીતે જાણું છું તે ભ્રમ જ શું આખા જગત વિશે પણ આપણને ભુલાવામાં નાખતો નથી ? તે ભ્રમ જ શું મારા જગતના કેંદ્રસ્થાનમાં મારા હું ને સ્થાપીને મૃગજળ ઉત્પન્ન કરતો નથી ? એટલે શું એવી ઈચ્છા નથી થતી કે આ કરોળિયાના જાળાને એકદમ છિન્નભિન્ન અને સાફ કરી

નાખી તે પરમાત્મામાં, તે પરમ 'હું'માં, તે એકમાત્ર 'હું'માં અહં-કારમાં બધાં આવરણો વગરના થઈને અવગાહન કરીએ — ભારમુક્ત થઈને, વાસનામુક્ત થઈને, મલિનતામુક્ત થઈને એકદમ મહાન ઉદ્ધાર પામીએ ?

એ ઇચ્છા અંતરમાં રહેલી છે, એ વૈરાગ્ય બધા ઉપકરણોની ભુલભુલામણીમા રસ્તો ભૂલેલા બાળકની પેઠે વારે વારે રડ્યા કરે છે. તો પછી હું માયાવાદને ગાળ કયે મોઢે દઉં ? મારા મનમા એક સ્મશાનવાસી બેઠેલો છે. તે બીજું કશુ જ જાણતો નથી, તે કેવળ જાણે છે — एकमेवाद्वितीयम्।

## ૪૫
## નિર્વિશેષ

૨૭ માઘ, ૧૩૧૫

સંસાર વસ્તુ પ્રકાશ અને અધકાર, સારું અને નરસું, જન્મ અને મૃત્યુ વગેરે દ્વન્દ્વોનું ઘર છે એ વાત ખૂબ જૂની છે એ દ્વન્દ્વો વડે જ બધુ ખડ ખડ થયેલુ છે આકર્ષણ શક્તિ અને વિપ્રકર્ષણ શક્તિ, કેન્દ્રાભિગામી શક્તિ અને કેન્દ્રાપગામી શક્તિ સતત વિરુદ્ધતા વડે સૃષ્ટિને જાગતી રાખે છે.

પણ એ વિરુદ્ધતા જ જો એકમાત્ર સત્ય હોત તો તો જગતમાં આપણે કેવળ યુદ્ધ જ જોત — શાંતિ ક્યાય લેશ પણ જોવા પામત નહિ

તેમ છતા આપણે સ્પષ્ટપણે જોઈએ છીએ કે બધાં દ્વન્દ્વયુદ્ધની ઉપર અખંડ શાંતિ વિરાજે છે. એનું કારણ કે એ વિરોધ સંસારમાં જ છે, બ્રહ્મમા નથી.

આપણે તર્કને જોરે સીધી રેખાને અનંતકાળ સુધી સીધી ને સીધી લબાવી લઈ જઈ શકીએ છીએ આથી આપણે માનીએ છીએ કે અંધકારને સીધો ને સીધો લબાવ્યા કરીએ તો તે અનંતકાળ સુધી અંધકાર જ રહેશે — કારણ, અંધકારની એક વિશિષ્ટતા છે, તે વિશિષ્ટતાનો ક્યાય અંત નથી આવતો

તર્કમા એવી સીધી રેખા હોઈ શકે, પણ સત્યમા નથી સત્યમા ગોળ રેખા છે અંધકારને લબાવતા લબાવતા ચાલીએ તો તે ધીમે ધીમે વાંકો થતો થતો એક ઠેકાણે પ્રકાશરૂપે ગોળ બની જાય છે સુખને સીધી લીટીમા લબાવતા જઈએ તો તે વંકાઈને દુખ થઈને ઊભુ રહે છે — ભૂતને ઠેલતા ઠેલતા ચાલીએ તો તે એક ઠેકાણે સુધારાની રેખા ઉપર આપોઆપ આવી પહોચે છે

એનું એકમાત્ર કારણ એ છે કે અનંતમા વિરુદ્ધતા પ્રત્યે પક્ષપાત નથી અખંડ આકાશના ગોળામા પૂર્વ દિશાનુ પૂર્વત્વ નથી, પશ્ચિમ દિશાનુ પશ્ચિમત્વ નથી — ત્યાં પૂર્વ પશ્ચિમ વચ્ચે કોઈ વિરોધ નથી, એટલુ જ નહિ, વિચ્છેદ પણ નથી. પૂર્વ પશ્ચિમનુ વિશેષત્વ ખંડ-'હું' ના વિશેષત્વને આધારે જ રહેલુ હોય છે

આ જે વસ્તુ બ્રહ્મમા નથી છતા છે, એને શુ નામ આપી શકાય? વેદાન્તે એને માયા નામ આપ્યુ છે — અર્થાત્ બ્રહ્મ જે અર્થમા સત્ય છે તે અર્થમા એ સત્ય નથી એ માયા છે જ્યારે જ્યારે એને બ્રહ્મની સાથે મેળવીને જોવા જઈએ છીએ ત્યારે ત્યારે એ અદૃશ્ય થઈ જાય છે બ્રહ્મની દૃષ્ટિએ જોવા જઈએ તો એ બધુ જ અખંડ ગોળામા અનંત ભાવે સમાઈ જાય છે પણ આપણી વ્યક્તિગત દૃષ્ટિએ જોવા જતા એ બધુ વિરોધમાં ભેદમા બહુમા નાનાવિધ વિશિષ્ટતાઓમા વહેંચાઈ જાય છે

આથી જેઓ પેલા અખંડ અદ્વૈતની સાધના કરે છે તેઓ બ્રહ્મને વિશેષોથી મુક્ત કરીને વિશુદ્ધ ભાવે ઓળખે છે બ્રહ્મને તેઓ નિર્વિશેષ

તરીકે ઓળખે છે અને એ નિર્વિશેષનો સાક્ષાત્કાર કરવો એને જ તેઓ જ્ઞાનનુ અંતિમ લક્ષ્ય સમજે છે

અદ્વૈતની આ જે વિરાટ સાધના, એમા માણુસ વત્તેઓછે અંશે પ્રવૃત્ત હોય છે, એને જ માણુસ એક સમયે એક સ્વતંત્ર વિશેષ ઘટના તરીકે જાણતો હતો ત્યાર પછી તેને એક વિશ્વવ્યાપી અતિવિશેષની સાથે જોડી દઈને જ્ઞાનને બંધનમુક્ત કરી દીધુ. આમ કરવાથી જ માણુસ જ્ઞાનની સાર્થકતા પામી શક્યો

માણુસ અહંકારને જ્યારે અત્યંત વિશેષ રૂપે ઓળખે છે ત્યારે તે પોતાના તે 'હુ' વડે બધી જાતના દુષ્કર્મો કરી શકે છે માણુસની ધર્મભાવના તેને સતત શીખવતી હોય છે કે તારુ 'હુ' સર્વેસર્વા નથી તારા 'હુ'ને સમાજના 'હુ'મા મુક્ત કરી દે, અર્થાત્ તારા વિશેષત્વને અતિવિશેષત્વ તરફ લઈ જા

એ અતિવિશેષત્વ તરફ જો વિશેષત્વને ન લઈ જઈએ તો સંસાર ભયંકર વિશિષ્ટ મૂર્તિ ધારણ કરીને આપણી ગરદન ઉપર ચડી બેસે છે — તેની બધી જ વસ્તુ અત્યંત બોજારૂપ થઈ પડે છે પૈસા પછી તદ્દન સર્વેસર્વા બની જઈને નહિ પૈસાને એના વિરુદ્ધ બનાવી દે છે કે પૈસાનો બોજો કેમે કર્યો આપણે ઉતારી શકતા નથી

આ બંધનમાથી, આ બોજામાથી મુક્તિ આપવાને માટે માણુસમા મોટી મોટી ભાવનાઓ, મંગલભાવનાઓ, ધર્મભાવનાઓ કેટકેટલી રીતે કામ કરતી હોય છે! મોટામા નાનાના વિશેષત્વો પોતાની ઐકાન્તિક તાનો ત્યાગ કરે છે, એટલા માટે મોટામા વિશેષનો ઉપદ્રવ ઓછો હોવાને લીધે માણુસ મોટી ભાવનાના આનંદમા નાનાનુ બંધન, પૈસાનુ બંધન, ખ્યાતિનુ બંધન છોડી દઈ શકે છે

એટલે આપણે જોઈએ છીએ કે નિર્વિશેષની દિશામા જ માણુસની બધી ઉચ્ચ આકાક્ષા, બધા ઉન્નતિના પ્રયાસો કામ કરતા હોય છે

અદ્વૈતવાદે, માયાવાદે, વૈરાગ્યવાદે માણસના આ ભાવને, આ સત્યને ઉજ્જ્વળ રૂપે જોયું છે આથી અદ્વૈતવાદે માણસને એક મોટી સંપત્તિ અર્પેલી છે તેનામા જુદા જુદા અવ્યક્ત અને અર્ધવ્યક્ત ભાવે જે સત્ય કામ કરતું હતુ, તેનો બધા આવરણો હટાવી દઈને સંપૂર્ણ પરિચય કરાવ્યો છે

પણ ગમે ત્યાથી વિશિષ્ટતા નામની એક વસ્તુ આવી છે તેને મિથ્યા કહીએ કે માયા કહીએ પણ તેનામા એક ભારે શક્તિ રહેલી છે— તે છે એ શક્તિ તેને ક્યાથી મળે છે?

બ્રહ્મ સિવાયની કોઈ શક્તિ (એને શયતાન કહો કે બીજુ કોઈ નામ આપો)એ શુ બહારથી જોર કરીને આ માયાનો આરોપ કરેલો છે? એમ તો કેમે કર્યું માની શકાતુ નથી

ઉપનિષદમા આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। — બ્રહ્મના આનંદમાથી જ આ બધુ ઉત્પન્ન થાય છે એ તેની ઇચ્છા છે — તેનો આનંદ છે બહારનુ જોર નથી

આવી રીતે વિશેષનો માર્ગ વટાવીને પેલા નિર્વિશેષમા, આનંદમાં જેવા પહોચી જઈએ છીએ કે તરત જ લીટી વળાંક લઈને ફરી વિશેષ તરફ પાછી આવે છે પણ તે વખતે એ બધા વિશેષને આનંદ મારફતે જોતા પામીએ છીએ — પછી તે આપણને બાધી શકતુ નથી કર્મ પછી આનંદનુ કર્મ બનીને ફલાકાક્ષાનો ત્યાગ કરીને ઊજરી જાય છે — સંસાર ત્યારે આનંદમય બની જાય છે પછી કર્મ જ ચરમ રહેતુ નથી સંસાર જ પછી ચરમ રહેતો નથી, આનંદ જ પછી ચરમ બની જાય છે

આ પ્રમાણે મુક્તિ આપણને યોગમા લઈ આવે છે, વૈરાગ્ય આપણને પ્રેમમા ઉપાવી જાય છે

# ૪૬

## એ

૪થી માઘ, ૧૩૧૫

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधात्
शाश्वतीभ्यः समाभ्यः ॥

ઉપનિષદના આ મંત્રની હું ઘણા વખતથી અવજ્ઞા કરતો આવ્યો હતો અનેક કારણોસર એ મંત્ર મને મેળ વગરનો અને વિચિત્ર લાગતો હતો

નાનપણથી અમે એ મંત્રનો અર્થ આ પ્રમાણે સાંભળતા આવ્યા છીએ—

તે સર્વવ્યાપી, નિર્મળ, નિરવયવ, શિરા અને વ્રણરહિત, શુદ્ધ અને અપાપવિદ્ધ છે તે સર્વદર્શી, મનનો નિયંતા, સૌથી શ્રેષ્ઠ અને સ્વપ્રકાશ છે તે હમેશા લોકોને યથાયોગ્ય અર્થો રચી આપે છે

ઈશ્વરના નામ અને સ્વરૂપની યાદી જુદે જુદે ઠેકાણે સાંભળી સાંભળીને આપણે ટેવાઈ ગયા છીએ હવે એનું રટણ કરી જવું એટલું સહેલું થઈ ગયું છે કે, એ માટે વિચાર કરવો પડતો નથી —એટલે જે સાંભળે છે તેનામાં પણ વિચાર જાગતો નથી

બાળપણમાં એ મંત્રને મેં ચિંતન દ્વારા ગ્રહણ કર્યો નહોતો, બલ્કે મારા ચિંતનમાં એક પ્રકારનો બળવાનો ભાવ હતો એક તો એના વ્યાકરણમાં અને રચનારીતીમાં એક પ્રકારની ભારે શિથિલતા જોવામાં આવતી. તે સર્વવ્યાપી છે — એ વાત એક ક્રિયાપદ દ્વારા પ્રગટ કરવામાં આવી છે, જેમ કે – स पर्यगात्, ત્યાર પછી તેની બીજી સંજ્ઞાઓ शुक्रम् अकायम् વગેરે વિશેષણ-પદો દ્વારા વ્યક્ત થઈ છે બીજું, शुक्रम् अकायम् એ બધાં નપુંસક લિંગમાં છે, ત્યાર પછી

એમ્દમ મ્વર્મિનીષી વગેરે પુલ્લિંગ વિશેષણોનો પ્રયોગ કરવામા આવ્યો છે ત્રીજુ એ કે, બ્રહ્મને શરીર નથી કહે ત્યા સુધી તો ચલાવી લેવાય પણ વ્રણ નથી સ્નાયુ નથી એમ કહે એ એ તો બિન જરૂરી છે અને ઉપરાંત એથી નિરૂપણ કંઈક નીચા સ્તર ઉપર આવી જાય છે આ બધા કારણોસર આપણી ઉપાસનાનો આ મંત્ર લાબા વખત સુધી મને મૂઝવ્યા કરતો હતો

અંતઃકરણ જ્યારે ભાવને ગ્રહણ કરવાને તૈયાર નથી હોતુ ત્યારે શ્રદ્ધાહીન શ્રોતા આગળ વચનો પોતાનો સમસ્ત અર્થ ખુલ્લો કરતા નથી. અધ્યાત્મમંત્રને જ્યારે સાહિત્યસમાલોચનના કાને સાભળીએ છીએ ત્યારે સાહિત્યની દૃષ્ટિએ પણ તેનો યોગ્ય વિચાર કરી શકતા નથી મારુ પણ એમ જ થયુ હતુ

પણ એ માટે મને પસ્તાવો થતો નથી બલ્કે આનંદ થાય છે મૂલ્યવાન વસ્તુને પ્રાપ્ત કરવી ત્યારે જ સૌભાગ્ય ગણાય જ્યારે તેનુ મૂલ્ય સમજવાની થોડીઘણી શક્તિ આપણામા આવી હોય — વસ્તુની ખોટનો સાચો અનુભવ થયા પહેલા જ જો તે આપણને મળી જાય તો પામવાનો આનંદ અને સફળતા બંનેથી આપણે વંચિત રહીએ છીએ

પહેલા હુ એ જોઈ શક્યો નહોતો કે એ મંત્રના બે ચરણોમા બે ક્રિયાપદો પ્રધાન સ્થાને રહેલા છે એક પર્યગાત્ — તે સર્વત્ર પહોચી ગયેલુ છે સર્વત્ર જ છે અને બીજુ છે વ્યદધાત્ — તણે બધુ જ રચ્યુ છે આ મંત્રના એક અર્ધમા તે છે અને બીજા અર્ધમા તે રચે છે

જ્યા તે છે એમ કહેવુ છે ત્યા વિશેષણો નપુંસક લિંગના છે અને જ્યા તે રચે છે એમ કહ્યુ છે ત્યા વિશેષણો પુલ્લિંગ છે એટલે કોઈ પણ બિનજરૂરી શબ્દ વાપર્યા વગર વ્યાકરણના એક સૂચન દ્વારા આ મંત્રે એક ગભીર સાર્થકતા પ્રાપ્ત કરી છે

તે સર્વત્ર છે કારણ તે મુક્ત છે તેને ક્યાય કશી બાધા

નથી. નથી શરીરની બાધા, નથી પાપની બાધા. તે છે એ ધ્યાનને પૂર્ણ કરવા માટે તેના તે મુક્ત વિશુદ્ધ સ્વરૂપને મનમાં ઉજ્જવળ ભાવે જોવું જોઈએ. તે કશાથી જ બંધાયેલું નથી એ જ સર્વવ્યાપિતાનું લક્ષણ છે.

જેને શરીર છે તે સર્વત્ર હોઈ શકતું નથી. તે સર્વત્ર હોતું નથી એટલું જ નહિ તે સર્વત્ર નિર્વિકારભાવે રહી શકતુ નથી. કારણ, શરીરનો ધર્મ જ વિકાર છે. તેને શરીર નથી એટલે તે નિર્વિકાર છે, અવ્રણ છે. જેને શરીર છે તે વ્યક્તિ સ્નાયુ વગેરેની મદદથી પોતાનાં પ્રયોજન સિદ્ધ કરે છે — એ જાતની મદદ એને માટે બિલકુલ બિનજરૂરી છે શરીર નથી એમ કહેવાને લીધે શું શું કહેવાયું તે એ अव्रण અને अस्नाविर વિશેષણ દ્વારા વ્યક્ત કરવામા આવ્યુ છે — તેને શારીરિક સીમા નથી એથી તેને વિકાર નથી. અને ખંડભાવે ખંડ ઉપકરણો દ્વારા તેને કામ કરવું પડતુ નથી. તે शुद्धम् अपापविद्धम् — કોઈ પણ પ્રકારની પાપવૃત્તિ તેને એક બાજુએ ઝુકાવી પાડીને એક તરફ બાધી રાખતી નથી એટલે તે સર્વત્ર સંપૂર્ણ સમાન છે. આ થઈ स पर्यगात्‌ની વાત.

ત્યાર પછી — स व्यदधात्, જેમ અનંત દેશમા તે पर्यगात् તેમ જ અનંત કાળમા તે व्यदधात्. व्यदधात् शाश्वतीभ्य समाभ्यः। તે સદાકાળથી રચના કરતો આવ્યો છે અને સદાકાળ માટે રચના કરે છે. તે રચનામા લેશ પણ અવ્યવસ્થા નથી — याथातथ्यतोऽर्थान् व्यदधात् — જ્યાનો જે અર્થ હોય બરાબર તે જ બિલકુલ યથાતથ રૂપે તે રચે છે. એમા લેશ પણ ફેર પડવાનો સંભવ નથી.

આ જે રચના કરે છે તેનુ સ્વરૂપ કેવું છે? તો કે તે કવિ છે. અહી કવિના પર્યાય તરીકે સર્વદર્શી શબ્દ બરાબર બંધબેસતો થાય એમ નથી. કારણ, અહી તે કેવળ જુએ છે એમ નહિ, તે રચે છે. કવિ કેવળ જુએ છે, જાણે છે એટલુ જ નહિ, તે પ્રગટ કરે

છે. તે કવિ છે, અર્થાત્ તેનો આનંદ એક સુવ્યવસ્થિત સુષમા સુવિહિત છંદમાં પોતાને પ્રગટ કરે છે, તે તેનું આ જગનમહાકાવ્ય જોનાં જ ખબર પડી જાય છે જગત-પ્રકૃતિમાં તે કવિ છે, માણસના મન પ્રકૃતિમાં તે અધીશ્વર છે. વિશ્વમાનવનું મન પોતાની મેળે મેળે ગમે તેમ કંઈક કરે છે એમ નથી, તે તેને ગૂઢ રીતે નિયંત્રિત કરીને ક્ષુદ્રમાંથી ભૂમા તરફ, સ્વાર્થમાંથી પરમાર્થ તરફ લઈ જાય છે. તે જ પરિભૂ છે. શું જગત-પ્રકૃતિ કે શું માણસનું મન, સર્વત્ર તેનું પ્રભુત્વ છે. પણ તેનું કવિત્વ અને પ્રભુત્વ બહારના કશાથી નિયંત્રિત થતું નથી, તે સ્વયંભૂ છે—તે પોતે જ પોતાને પ્રગટ કરે છે. એટલે તેના કાર્યમા તેની રચનામાં બહારથી દેશમાં કે કાળમા બાધા કરનાર કઈ નથી — અને એ જ કારણથી તેનું વિધાન શાશ્વતકાળમા અને યથાતથરૂપે થતુ હોય છે.

આપણા સ્વભાવમા પણ આ જાતના ભાવપ્રયોગ અને કર્મપ્રયોગ એમ બે પ્રયોગ હોય છે આપણે પણ હોઈએ છીએ. આપણુ હોવુ જેટલુ બાધામુક્ત અને સંપૂર્ણ હશે તેટલું જ આપણું કરવું પણ સુંદર અને યથાયોગ્ય બની રહેશે. આપણા હોવાની પૂર્ણતા શામા રહેલી છે? તો કે પાપશૂન્ય વિશુદ્ધતામા. વૈરાગ્ય દ્વારા પાપબંધનમાંથી મુક્ત થાઓ, — પવિત્ર થાઓ, નિર્વિકાર થાઓ. એ બ્રહ્મચર્યની સાધના દ્વારા તમારું હોવુ જેમ જેમ સંપૂર્ણ થશે તેમ તેમ તમારા બાધામુક્ત નિષ્પાપ ચિત્ત દ્વારા સર્વત્ર વ્યાપ્ત થતા જશો, જેમ જેમ બધામા પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત કરતા જશો — તેમ તેમ તમે સંસારને કાવ્ય બનાવી દેશો, મનને રાજ્ય બનાવી દેશો, બહાર અને અંદર પ્રભુત્વ પ્રાપ્ત કરશો. અર્થાત્ આત્માનું સ્વયંભૂત્વ સ્પષ્ટ થશે, તમને સમજાશે કે તમારી અંદર મુક્તિનુ એક અધિષ્ઠાન રહેલુ છે

એક જ અનંતયજ્ઞમાં ભાવ અને કર્મ કેવાં મળેલાં છે, હોવા-

માથી કરવુ આપોઆપ પોતાના સ્વયભૂ આનદથી કેવી રીતે સૌદર્યમા અને ઐશ્વર્યમા અનેક રૂપે પ્રગટ થાય છે, વિશુદ્ધ નિર્વિશેષ કેવી રીતે વિચિત્ર વિશેષમા પડાય છે, જે અકાય છે તે કાયની કાન્યરચના કરે છે, જે અપાપવિદ્ધ છે તે પાપપુણ્યમય મનનુ અધિપતિ બને છે— એમા ક્યાય છેદ જોવામા આવતો નથી — ઉપનિષદના એક નાના સરખા મત્રમા આ વાત આખી કહેવામા આવેલી છે

## ૪૭

## વિશ્વવ્યાપી

પમી માઘ, ૧૩૧૫

यो देवोऽग्नौ, योऽप्सु, यो विश्व भुवनमाविवेश।
य ओषधिषु यो वनस्पतिषु तस्मै देवाय नमोनम ॥

જે દેવ અગ્નિમા છે, જે જલમા છે, જે વિશ્વભુવનમા પ્રવેશીને રહેલા છે, જે ઓષધિમા છે, જે વનસ્પતિમા છે તે દેવને વારવાર નમસ્કાર કરુ છુ

ઈશ્વર સર્વત્ર છે એ વાતને આપણે ખૂબ ટેવાઈ ગયેલા છીએ એટલા માટે આ મત્ર આપણને બિનજરૂરી લાગે છે અર્થાત્ એ મત્રથી આપણા ચિત્તમા કોઈ વિચાર જાગતો નથી

તેમ છતા એ વાત પણ સાચી છે કે ઈશ્વરના સર્વવ્યાપીપણા વિશે આપણે ગમે એટલા નિશ્ચિત હોઈએ તોયે तस्मै देवाय नमोनम —એ આપણા અનુભવની વાત નથી — આપણે એ દેવને નમસ્કાર કરી શકતા નથી ઈશ્વર સર્વવ્યાપી છે એ કેવળ આપણે સાભળેલી વાત છે સાભળેલી વાત જૂની થઈ જાય છે, મરી જાય છે આ વાત પણ આપણે માટે મરેલી વાત છે

પણ એ વાત જેમણે કાને સાભળીને ઉચ્ચારી નથી — જેઓ મંત્રદ્રષ્ટા છે, મંત્રને જેમણે જોયો છે ત્યાર પછી ઉચ્ચાર્યો છે, તેમની તે પ્રત્યક્ષ ઉપનિષદની વાણીને આપણે બેધ્યાનપણે સાભળીએ તે નહિ ચાલે એ વચન કેટલુ સાચું છે તે આપણે પૂર્ણ સાવધાનતાથી સમજીએ તો સારુ

જે વસ્તુનો આપણે હમેશા ઉપયોગ કરતા હોઈએ છીએ, જેનાથી આપણુ પ્રયોજન સધાતુ હોય છે, તેનુ તાત્પર્ય આપણે મન અત્યત સકુચિત બની જાય છે સ્વાર્થ વસ્તુ પોતે ક્ષુદ્ર છે એટલુ જ નહિ, તે જેના જેના ઉપર હાથ નાખે છે તેને પણ ક્ષુદ્ર બનાવી દે છે એટલુ જ નહિ, જે માણસનો આપણે ખાસ પ્રયોજનને માટે ઉપયોગ કરીએ છીએ તે આપણી આગળ પોતાનુ માનવત્વ ખોઈને વિશેષ યત્રરૂપ બની જાય છે કારકુન તેની ઓફિસના સાહેબને મન મુખ્યત્વે યત્ર હોય છે રાજાને મન સૈનિક યત્ર હોય છે જે ખેડૂત આપણને અન્ન પૂરુ પાડે છે તે સજીવ હળ બની જાય છે કોઈ દેશના રાજકર્તા જો દઢતાપૂર્વક એવુ માનતા હોય કે એ દેશને લીધે તેમને ઘણી ઘણી સગવડો મળે છે, તો તે દેશને તેઓ સગવડના કઠોર જડ આવરણથી ઢાંકીને જોશે — પ્રયોજનના સબધની પાર જે ચિત્ત રહેલુ છે તેને તેઓ જોઈ જ શકતા નથી

જગતને આપણે અત્યત વ્યવહારની વસ્તુ બનાવી દીધી છે એટલે તેના જળ, સ્થળ અને વાયુની આપણે અવજ્ઞા કરીએ છીએ — તેઓને આપણે અહકારપૂર્વક સેવક કહીએ છીએ, અને જગત આપણે મન એક યત્રરૂપ બની જાય છે

એ અવજ્ઞા દ્વારા આપણે પોતાને જ વચિત કરીએ છીએ જેને આપણે મહત્ રૂપે પામત તેને આપણે ક્ષુદ્ર રૂપે પામીએ છીએ, જેનાથી આપણુ ચિત્ત પણ તૃપ્ત થાત તેનાથી કેવળ આપણુ પેટ ભરાય છે

જેઓ જળ, સ્થળ અને વાયુને કેવળ રોજ રોજના વ્યવહાર

દ્વારા જીર્ણ અને સંકુચિત રૂપે જોતા નથી, જેઓ નિત્ય નવી દૃષ્ટિ અને ઉજ્જવલ જાગ્રત ચૈતન્ય દ્વારા વિશ્વને અંતરમાં સમાદૃત અતિથિની પેઠે સ્વીકારે છે, અને ચરાચર સંસારની વચ્ચે હાથ જોડીને ઊભા રહીને કહે છે:—

> यो देवोऽग्नौ, योऽप्सु, यो विश्वं भुवनमाविवेश।
> य ओषधिषु, यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः॥

તેમણે ઉચ્ચારેલા આ સજીવ મંત્રને જીવનમાં ગ્રહણ કરીને ઈશ્વર સર્વવ્યાપી છે એ જ્ઞાનને સર્વત્ર સાર્થક કરો. જે સર્વત્ર પ્રત્યક્ષ છે, તેના પ્રત્યે તમારી ભક્તિ સર્વત્ર ઊભરાઈ જાઓ.

બોધશક્તિને વધુ વાર આળસુ રાખશો નહિ, દૃષ્ટિની પાછળ સમસ્ત ચિત્તને પ્રેરણ કરો. જમણી બાજુએ ડાબી બાજુએ, નીચે ઉપર, આગળ પાછળ ચેતના દ્વારા ચેતનાનો સ્પર્શ પામો. તમારામાં જે ધીશક્તિ અહોરાત્ર ફેલાતી રહે છે તે ધીશક્તિ દ્વારા ભૂર્ભુવઃસ્વર્લોકમાં સર્વવ્યાપી ધીનું ધ્યાન ધરો — પોતાની તુચ્છતા વડે અગ્નિ જળને તુચ્છ ન ગણી કાઢો. બધું જ આશ્ચર્યમય છે, બધું જ પરિપૂર્ણ છે. નમોનમઃ, નમોનમઃ — સર્વત્ર જ માથું નમો, હૃદય નમ્ર બનો, અને આત્મીયતા ફેલાઈ જાઓ. જે વગર મૂલ્યે મળ્યુ છે તેને સચેતન સાધનાના મૂલ્ય દ્વારા પ્રાપ્ત કરો, જે અજસ્ર, અક્ષય સંપત્તિ બહાર રહેલી છે તેને અંતરમાં સ્વીકારીને ધન્ય થાઓ.

य ओषधिषु, यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः — પહેલી પંક્તિમાં કહ્યું છે કે જે અગ્નિમાં છે, જે જળમાં છે, જે વિશ્વભુવનમાં પ્રવેશીને રહેલો છે. ત્યાર પછી આવે છે જે ઓષધિમાં છે, વનસ્પતિમાં છે તેને વારંવાર નમસ્કાર કરું છું.

પહેલી નજરે એમ લાગવાનો સંભવ છે કે પહેલી પંક્તિમાં જ વાત પૂરેપૂરી કહેવાઈ ગઈ છે — તે વિશ્વભુવનમાં રહેલો છે — તો

પછી શા માટે અંત ભાગમાં વાતને આટલી નાની બનાવી દઈને ઓષધિ અને વનસ્પતિનો ઉલ્લેખ કર્યો છે?

ખરું જોતાં માણસને માટે એ જ અંતિમ વાણી છે. ઈશ્વર વિશ્વભુવનમાં છે એમ કહેવું મુશ્કેલ નથી અને આપણે અનાયાસે જ એમ બોલીએ છીએ, એટલું કહેવા માટે આપણી ઉપલબ્ધિ ખૂબ સત્ય હોવાની જરૂર નથી. પરંતુ ત્યાર પછી પણ જે ઋષિએ કહ્યું કે ઈશ્વર આ ઓષધિમા, આ વનસ્પતિમાં છે, તે ઋષિ મંત્રદ્રષ્ટા. તેઓ મંત્રને કેવળ મન દ્વારા પામ્યા નહોતા, દર્શન દ્વારા પામ્યા હતા. એ ઋષિ પોતાના તપોવનમા તરુલતાઓ વચ્ચે કેટલા પરિપૂર્ણ સચેતન ભાવે રહેતા હતા, તેઓ જે નદીના જળમાં સ્નાન કરતા તે કેવું પવિત્ર સ્નાન હતું, કેવુ સાચું સ્નાન હતુ, તેઓ જે ફળ ભક્ષણ કરતા તેના સ્વાદમા કેવો અમૃતનો સ્વાદ હતો, તેમની નજરે પ્રભાતનો સૂર્યોદય કેવો ગભીર ગભીર, કેવો અપૂર્વ પ્રાણમય ચૈતન્યમય સૂર્યોદય હતો— એનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે હૃદય રોમાચિત થાય છે.

ઈશ્વર વિશ્વભુવનમા છે એમ કહીને તેને સહેજે વિદાય કરી દીધે નહિ ચાલે— ક્યારે કહી શકીશુ કે તે આ ઓષધિમાં છે, આ વનસ્પતિમા છે!

## ૪૮

## મૃત્યુ

૬ઠ્ઠી માઘ, ૧૩૧૫
કલકત્તા

આજે પિતૃદેવના મૃત્યુની સંવત્સરી છે
તેમણે એક સમયે ૭મી પોષને દિવસ ધર્મદીક્ષા લીધી હતી.

શાતિનિકેતનમાના આશ્રમમા તેમના એ દીક્ષાદિનનો વાર્ષિક ઉત્સવ અમે ઊજવતા આવ્યા છીએ

એ ૭મી પોષે એમણે જે દીક્ષા લીધી હતી તે દીક્ષાને ફરી માઘને મૃત્યુ દિવસે સપૂર્ણ કરીને પોતાના મહત્ જીવનના વ્રતનુ ઉદ્યાપન તેઓ કરી ગયા છે

જ્યોતમાથી જ્યોત સળગાવવી પડે છે તેમના તે પરિપૂર્ણ જીવનમાથી આપણે અગ્નિ લેવાનો છે

એટલા માટે ૭મી પોષે જો તેમની દીક્ષા હોય તો ફરી માઘ એ આપણી દીક્ષાનો દિવસ છે તેમના જીવનની સમાપ્તિ આપણા જીવનને દીક્ષા આપે છે, જીવનની દીક્ષા

જીવનનુ વ્રત ખૂબ કઠણ વ્રત છે એ વ્રતનુ ક્ષેત્ર ખૂબ વિશાળ છે એનો મત્ર ખૂબ દુર્લભ છે, એનુ કર્મ ખૂબ વૈવિધ્યમય છે એનો ત્યાગ અતિશય દુસાધ્ય છે જેઓ લાબા જીવનના નાનાવિધ સુખો અને દુખોમા, સપત્તિમા અને વિપત્તિમા, માનમા અને અપમાનમા પોતાના એક મત્રને કદી ભૂલ્યા નહોતા, પોતાના એક લક્ષ્યમાથી કદી વિચલિત થયા નહોતા, જેમના જીવનમા આ પ્રાર્થના સાચી બની ગઈ હતી કે — माह ब्रह्म निराकुर्याम् मा मा ब्रह्म निराकरोत्, अनिराकरणमस्तु — મારો બ્રહ્મ ત્યાગ કર્યો નથી હુ બ્રહ્મનો ત્યાગ ન કરુ, બ્રહ્મનો ત્યાગ ન થાઓ, — તેમની પાસેથી જ આજે આપણે વિક્ષિપ્ત જીવનને એક લક્ષ્યમા સાર્થકતા અર્પવાનો મત્ર ગ્રહણ કરીશુ

બરાબર પાકેલુ ફળ જેમ દીટાથી છૂટુ થઈને પોતાને સપૂર્ણ પણે અર્પણ કરી દે છે — તે જ પ્રમાણે મૃત્યુ દ્વારા જ તેઓ પોતાના જીવનનુ આપણને દાન કરી ગયા છે મૃત્યુ મારફતે ન મેળવીએ તો આટલી સપૂર્ણ રીતે મેળવી શકાતુ નથી જીવન નાનાવિધ સીમાઓ દ્વારા પોતાને વીટીને પોતાનુ રક્ષણ કરે છે — કોઈ ને કોઈ બાધા ઉત્પન્ન કરે છે

મૃત્યુ દ્વારા જ તે મહાપુરુષ પોતાના સંપૂર્ણ જીવનને અર્પણ કરી ગયા છે — એની બધી બાધાઓ દૂર થઈ ગઈ છે — એ જીવનને આપણા કોઈ સાંસારિક પ્રયોજનની તુચ્છતા કે કોઈ લૌકિક અને સામયિક સંબંધની ક્ષુદ્રતા અડતી નથી તેથી સાથે કેવળ એક જ સંપૂર્ણ સંબંધ રહ્યો છે અને તે સંબંધ તે અમૃતનો સંબંધ મૃત્યુ જ એ અમૃતને પ્રગટ કરે છે

મૃત્યુએ આજ તેમના જીવનને આપણામાંના દરેકની નજીક આણી આપ્યું છે, દરેકના અંતરમાં આણી આપ્યું છે હવે જો આપણે તૈયાર હોઈએ જો તેમનો સ્વીકાર કરીએ તો તેમના જીવનની સાથે આપણા જીવનના રાસાયણિક સંમિલનના માર્ગમાં કોઈ અડચણ રહેતી નથી તેમના પાર્થિવ જીવનનું સમર્પણ આજે બ્રહ્મમાં પૂરેપૂરું થયું છે એટલે તેઓ આજ સંપૂર્ણ રૂપે આપણા સૌના થયા છે વનના ફૂલ પૂજા પૂરી થતાં પ્રસાદીફૂલ બનીને આજે વિશેષરૂપે બવાની વસ્તુ બની ગયા છે આજે એ ફૂલમાં તેમની પૂજાનું પુણ્ય સંપૂર્ણ થયું છે આજે એ ફૂલમાં તેમના દેવના આશીર્વાદ મૂર્તિમાન થયા છે એ પવિત્ર નિર્માલ્ય માથે ચડાવીને આજે આપણે ઘેર જઈએ એટલા માટે તેમના મૃત્યુદિનનો ઉત્સવ છે વિશ્વપાવન મૃત્યુ આજે જાતે તે અમૃત જીવનને આપણી સમક્ષ ખુલ્લું કરીને ઊભું છે — આજનો દિવસ આપણે માટે વ્યર્થ ન બનો

એક સમયે કોઈ ઊભી પોષને દિવસે તેમણે એકલાએ અમૃત જીવનની દીક્ષા લીધી હતી તે દિવસની ખબર બહુ ઓછા માણસોને પડી હતી ફક્ત માથે જ્યારે મૃત્યુ પડદો ખોલીને ઊભું ત્યારે કશું જ ગુપ્ત રહ્યું નહિ તેમની એક દિવસની તે એકલાની દીક્ષા આજે આપણે બધા મળીને ગ્રહણ કરવાના અધિકારી થયા છીએ એ અધિકારને આપણે સાર્થક કરીને જઈએ

## ૪૯

## નવયુગનો ઉત્સવ

પોતાની અસંપૂર્ણતામાં સંપૂર્ણ સત્યને શોધી કાઢતાં સમય લાગે છે. આપણે ખરેખર શું છીએ, આપણે શું કરીએ છીએ, તેનું પરિણામ શું છે, તેનું તાત્પર્ય શું છે, તે સ્પષ્ટપણે સમજવું સહેલું નથી.

બાળક પોતાને ઘરનું બાળક જ સમજે છે. પોતાના ઘરના સબંધને જ તે અંતિમ સંબંધ સમજે છે. તેને ખબર નથી કે તે ઘર કરતાં અનેકગણો મોટો છે તેને ખબર નથી કે માનવજીવનમાં સૌથી મોટો સંબંધ તેના ઘરની બહાર જ છે.

તે માણસ છે એટલે તે સમસ્ત માનવનો છે જો તે ફળ હોય તો તેનાં માબાપ કેવળ દીંટારૂપ છે, સમસ્ત માનવવૃક્ષની સાથે છેક મૂળિયાથી માંડીને ડાળ સુધી તેને મજ્જાગત સંબંધ છે.

પણ તે કેવળ ઘરનો જ નથી, તે માણસ છે, એ વાત બાળક ઘણા સમય સુધી જાણતો જ નથી હોતો. તેમ છતાં એ વાત તેણે એક દિવસ જાણવી જ પડશે કે ઘર તેને ઘરની અંદર જ સંપૂર્ણપણે આત્મસાત્ કરવા માટે ઉછેરતું નથી. તે માનવસમાજને માટે જ મોટો થાય છે.

આપણે આજે પચાસથી વધુ વર્ષ થયાં આ ૧૧મી માઘનો ઉત્સવ ઊજવતા આવ્યા છીએ. આપણે શું કરીએ છીએ, આ ઉત્સવ શાનો ઉત્સવ છે, એ આપણે સમજવાનો વખત આવ્યો છે; હવે વિલંબ કરીએ તો નહિ ચાલે.

આપણે માનતા હતા કે આપણો આ ઉત્સવ બ્રાહ્મસમાજનો ઉત્સવ છે. બ્રાહ્મસંપ્રદાયના માણસો પોતાની આખા વરસની ક્લાન્તિ

અને અવસાદને ઉત્સવના આનંદમાં વહેવડાવી દેશે પોતાના જીવનને લાગેલો ઘસારો ભરપાઈ કરી લેશે રોજ રોજની ભેગી થયેલી મલિનતા ધોઈ નાખશે મહોત્સવના ક્ષેત્રમાં ચિરનવીનતાનો જે અમૃતનો ઝરો છે તેના જલનું પાન કરશે અને તેમાં જ સ્નાન કરીને તરતના જન્મેલા બાળકની પેઠે પ્રફુલ્લ બની જશે

એ લાભ એ આનંદ બ્રાહ્મસમાજના ઉત્સવમાંથી જો લઈ શકે તો બ્રાહ્મસમાજ ધન્ય થઈ જાય પણ એટલામાં જ ઉત્સવનો અંતિમ પરિચય આપવો પાલવી શકતા નથી આપણો આ ઉત્સવ બ્રાહ્મસમાજ કરતાં ઘણો મોટો છે એટલું જ નહિ એને જો ભારતવર્ષનો ઉત્સવ કહીએ તો યે એનું ગૌરવ ઓછું કર્યું ગણાશે

હું કહું છું કે આપણો આ ઉત્સવ માનવસમાજનો છે એ વાત જો પૂરેપૂરી રીતે સ્પષ્ટ આજે નહિ કહી શકીએ તો ચિત્તનો સંકોચ દૂર નહિ થાય તો એ ઉત્સવનો ઐશ્વર્યભંડાર આપણી આગળ પૂરેપૂરો ઊઘડશે નહિ આપણે બરાબર જાણ્યા વગર જ પાછા જઈશું કે શાના યજ્ઞમાં આપણું આમંત્રણ મળ્યું હતું

આપણા ઉત્સવને બ્રહ્મોત્સવ કહીશું પણ બ્રાહ્મોત્સવ નહિ કહીએ એના સંકલ્પ સાથે હું આજે આ બોલું છું જે सत्यम् છે તેના પ્રકાશમાં આ ઉત્સવને સમસ્ત પૃથ્વીમાં આજે ફેલાવી દઈને આપણે જોઈશું આપણું આ આંગણું આજે પૃથ્વીનું મહાંગણું છે એ ક્ષુદ્ર નથી

એક દિવસ ભારતવર્ષે પોતાના તપોવનમાં ઊભા રહીને કહ્યું હતું—

शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा
आ ये दिव्यधामानि तस्थुः
वेदाहमेतं पुरुषं महान्तं
आदित्यवर्णं तमसः परस्तात् ।

ર પાણી જેમ આખો વખત ડર્યાં કરે છે કે રખેને
હે અમૃત ચિંતા તેને કલુષિત બનાવી દે એટલા માટે તે જેમ
જ્યોતિર્મય અદ્ધ દ્વારા પોતાની ચારે કોર વાડ બાંધી દે છે, તેમ
દીનો પોત નવર્ષ સતત કલુષની આશંકાથી બહારના વિશાળ
નથી. મહાન્તમ્ પુરુષમ્ રાખવાને માટે નિષેધની દીવાલ ચણીને
હોય છે તેઓ પછી કંઈ સુધ્ધાં તિરસ્કાર કરે છે, — સતત
એક ક્ષણમાં તેઓ એકદમ વિ ત બાધાઓ ઊભી કર્યાં કરે છે.
નિત્યકાલ તેમના કંઠ મારફતે પોતાને
દિવ્યધામને તેઓ પોતાની ચારે કોર ફેલાયેલું તે દીક્ષાનો મંત્ર.
માણસના મો તરફ જુએ છે — તે મૂર્ખ હોસ્વાનવાણી કયા
રાજ્યચક્રવર્તી હોય કે દીન દરિદ્ર હોય — તેને અ હતી —
ઓળખે છે.

તે પ્રાચીન કાળમાં જ્યારે ભારતવર્ષના તપોવનમા
સમાચાર આવી પહોંચ્યા હતા, ત્યારે ભારતવર્ષ પોતાને ।ગ્રમ
તરીકે જાણતું હતું, ત્યારે તેણે અમૃતના પુત્રોની સભામાં અમૃતન
ઉચ્ચાર્યો હતો ત્યારે તેણે કહ્યું હતું—

> यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
> सर्वभूतेषु चात्मान ततो न विजुगुप्सते ॥

જે બધા ભૂતોને પરમાત્મામા અને પરમાત્માને બધા ભૂતોમા જુએ છે તે પછી કોઈની ઘૃણા કરતો નથી.

ભારતવર્ષે કહ્યું હતું—

ते सर्वग सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ।

જે સર્વવ્યાપી છે તેને સર્વત્ર પામીને તેની સાથે યોગયુક્ત ધીરો સર્વમા પ્રવેશ કરે છે.

તે વખતે ભારતવર્ષ નિખિલ લોકની વચમાં ઊભો હતો; જળ સ્થળ અને આકાશને તેણે પરિપૂર્ણ જોયાં હતાં, ઊર્ધ્વપૂર્ણ મધ્યપૂર્ણ

અને અવસાદને ઉત્સવના આનંદમા વહેવ ાવી દેશે, પે તેની આગળ લાગેલો ઘસારો ભરપાઈ કરી લેશે રોજ રોજની બેગી ? — મે જાણ્યુ ધોઈ નાખશે, મહોત્સવના ક્ષેત્રમા નિત્યનવીનતાનો જે છે તેના જળનુ પાન કરશે અને તેમા જ સ્ન ... નસ હતો કારણ, તે જન્મેના બાળકની પેઠે પ્રફુલ્લ બની જગે ... ા સર્વ માનવોને અમૃતના

એ લાભ, એ આનંદ આનસયુક્ત નહોતી, અહંકાર નહોતો તો આત્મપ્રત્યય ધન્ય થઈ જઈ પ્રવેશ કર્યો હતો તે દિવસ તેનો પરિચય આપણે પગાતમા ક્યાય પણ સકુચિત થયો નહોતો તેનો સમજ કરતા ધર્મગીતની સાથે એકતાનમા મગ્ન જઈને નિત્યમાનમા ઉત્સવ મ્હોએ તો હતો — એ જ તેનો ઉત્સવનો દિવસ હતો

ડ઼ે પછી ભગવાન જાણે ક્યાથી દોષ પેસી ગયો વિશ્વલોક ને પૂરેપૂરી ચારે બાજુથી બંધ થવા લાગ્યા, બુઝાયલા દીવાની પેઠે દૂર તેવાઁ પોતામા પોતે પુરાઈ ગયો પ્રબળ પ્રવાહવાળી નદી જ્યારે સુકાવા માડે છે ત્યારે જેમ જોતજોતામા ડગને ને પગને રેતીના બેટ માથા ઊંચકીને તેની સમુદ્ર તરફ જતી ધારાની ગતિને રૂધી દે છે તેને અનેક નાના નાના જળાશયોમા વહેંચી નાખે છે જે ધારા દૂર દૂરના પ્રદેશોની પ્રાણદાયિની હતી, જે દેશદેશાતરમા સંપત્તિ વહી લઈ જતી હતી, જે અશ્રાન્ત ધારાનો કલધ્વનિ જગતસગીતના તાનપૂરાની પેઠે પર્વતના શિખરથી માંડીને મહાસાગર સુધી નિરંતર વાગ્યા કરતો હતો — તે વિશ્વવ્યાપી ધારાને કેવળ ખંડ ખંડ રૂપે એક એક નાના ગામડાની વસ્તુ બનાવી દે છે તે ખડો પોતાનુ પહેલાનુ ઐક્ય ભૂલી જઈને વિશ્વનૃત્યમા પછી સાથ આપતા નથી વિશ્વગીત સભામા પછી સ્થાન પામતા નથી — તે પ્રમાણે નિખિલ માનવોની સાથેના ભારતવર્ષના સબંધની પુણ્યધારા હજારો સાપ્રદાયિક રેતીના ટાપુઓથી ખંડિત થઈને ગતિહીન બની ગઈ — ત્યાર પછી હાય પેલી વિશ્વવાણી ક્યા છે? ક્યા છે પેલી વિશ્વપ્રાણની તરંગ

લીલા? બધિયાર પાણી જેમ આખો વખત ડર્યા કરે છે કે રખેને થોડી પણ અશુચિતા તેને કલુષિત બનાવી દે એટલા માટે તે જેમ સ્નાનપાનના નિષેધ દ્વારા પોતાની ચારે કોર વાડ બાંધી દે છે, તેમ આજે બધિયાર ભારતવર્ષ સતત કલુષની આશંકાથી બહારના વિશાળ સંબંધને બધી રીતે દૂર રાખવાને માટે નિષેધની દીવાલ ચણીને સૂર્યના પ્રકાશનો અને પવનનો સુધ્ધાં તિરસ્કાર કરે છે,—સતત વિભાગ પાડયા કરે છે, આખો વખત બાધાઓ ઊભી કર્યા કરે છે વિશ્વના લોકો ગુરુની પાસે બેસીને જે દીક્ષા લેશે, તે દીક્ષાનો મંત્ર ક્યાં છે? તે દીક્ષાનું મુક્ત મંદિર ક્યાં છે? તે આહ્વાનવાણી ક્યાં છે જે એક વાર ચારે દિશામાં એવું કહેતી ગાજી ઊઠી હતી—

यथाप प्रवतायन्ति यथा मासा अहर्जरम्
एव मा ब्रह्मचारिणोधात आयन्तु सवत स्वाहा ।

પાણી જેમ સ્વભાવથી નીચાણ તરફ જાય છે, મહિનાઓ જેમ સ્વભાવથી જ વય તરફ દોડે છે, તેમ બધી જ દિશાઓમાંથી બ્રહ્મચારીઓ મારી પાસે આવો, સ્વાહા

પણ એ સ્વાભાવિક માર્ગ આજે બંધ થઈ ગયો છે ધર્મ, જ્ઞાન, સમાજ પોતાના દરવાજા બંધ કરીને બેઠા છે—કેવળ અંત પુરની અવરજવરને સારુ ખડકીના બારણાનો ઉપયોગ માત્ર ચાલુ છે

સત્યસંપદનું દારિદ્ર ન પેઠું હોત તો આવી અવદશા કદી થાય જ નહિ જે એમ કહી શકયો છે કે वेदाहम्, મેં જાણ્યું છે, તેણે બહાર આવવું જ પડશે, शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा ।

આવા દારિદ્રના ગાઢ અંધકારમાં બધાં બારીબારણાં બંધ કરીને જ્યારે આપણે ઊંઘતા હતા ત્યારે એક પ્રભાતપંખીના કંઠમાંથી આપણાં બંધ ઘરમાં વિશ્વના શાશ્વતસંગીતનો સૂર આવી પહોંચ્યો —જે સૂરમાં લોકલોકાંતરે, યુગયુગાંતરે સૂર મેળવ્યો છે, જે સૂરમાં

પૃથ્વીની ધૂળની સાથે સૂર્ય અને તારા એક જ આત્મીયતાના આનંદથી ગુંજ્યા કરે છે — એ સુર એક દિવસ સંભળાયો.

ફરીથી જાણે કોઈ બોલ્યું — વેદાહમેતમ્, મેં એને ઓળખ્યો છે. કોને ઓળખ્યો છે? આદિત્યવર્ણમ્ — જ્યોતિર્મયને જાણ્યો છે જેને કોઈ છુપાવી શકે એમ નથી. જ્યોતિર્મય? ક્યાં છે? મારા ઘરના સામાનમાં તો તે ક્યાંય દેખાતો નથી. ના, તારા અંધકાર વડે ઢાંકીને તેને તેં તારા ઘરમાં છુપાવી રાખ્યો નથી. હું તેને જોઉં છું તમસઃ પરસ્તાત્ — તમારા બધા પૂરી રાખેલા અંધકારને પેલે પારથી. તે જેને તારા સંપ્રદાયમાં પકડી રાખ્યો છે, રખેને ત્યાં કોઈ દાખલ થાય એમ ધારીને મંદિરનાં બારણાં બંધ કરી દીધાં છે, તે તો અંધકાર છે. નિખિલ માનવ ત્યાંથી વારંવાર પાછો જાય છે. સૂર્યચંદ્ર ત્યાં દૃષ્ટિપાત કરતા નથી. ત્યાં જ્ઞાનને સ્થાને શાસ્ત્રવચન, ભક્તિને સ્થાને પૂજાપદ્ધતિ અને કર્મને સ્થાને રૂઢ આચાર છે. ત્યાં બારણે એક ભયંકર 'ના' બેઠેલી છે. તે કહે છે ના, ના, અહીં આવશો નહિ — દૂર જાઓ, દૂર જાઓ. તે કહે છે કાન બંધ કરો, નહિ તો મંત્ર કાને પડશે. આઘા ખસો, નહિ તો આભડછેટ લાગશે. બારણાં ઉઘાડશો નહિ, નહિ તો તમારી દૃષ્ટિ પડશે. આટલી બધી 'ના' વડે તે જેને ઢાંકી રાખ્યો છે તે અંધકારની વાત હું નથી કરતો, પણ વેદાહમેતમ્। મેં તેને જાણ્યો છે જે નિખિલ વિશ્વનો છે, જેને જાણ્યા પછી બીજા કોઈને અળગા રાખી શકાતા નથી, કોઈની ઘૃણા થઈ શકતી નથી; જેને જાણ્યા પછી નીચાણવાળો પ્રદેશ જેમ બધાં પાણીને સ્વાભાવિક રીતે જ આમંત્રે છે, વર્ષા જેમ નદીનાળાંઓને સ્વાભાવિક રીતે જ આવાહન કરે છે, તેમ સ્વાભાવિક રીતે જ સૌ કોઈને હૃદયથી આમંત્રણ આપવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેને મેં જાણ્યો છે.

ઘરના માણસો અંદરથી ગર્જી ઊઠ્યા — દૂર કાઢો, દૂર કાઢો,

આને બહાર કાઢો. એ અમારા ઘરનો નથી. એ અમારા નિયમને માનવાનો નથી.

ના, એ તારા ઘરનો નથી, એ તારા નિયમ માને એમ નથી. પણ તું એને નહિ પહોચી શકે — આકાશના પ્રકાશને શરીરના બળથી હડસેલી મારી પાડી નાખી નહિ શકે. તેની સાથે ઝઘડો કરવો હશે તોયે તેનો સ્વીકાર કરવો પડશે, પ્રભાત થયું છે.

પ્રભાત થયુ છે, આપણો ઉત્સવ એ જ વાત કહે છે આપણો આ ઉત્સવ ઘરનો ઉત્સવ નથી, બ્રાહ્મસમાજનો ઉત્સવ નથી, માનવના ચિત્તાકાશમા જે પ્રભાત થાય છે તે સુમહાન પ્રભાતનો એ ઉત્સવ છે.

બહુ યુગો પહેલા આ પ્રભાતઉત્સવનો પવિત્ર ગંભીર મત્ર આ ભારતવર્ષના તપોવનમા ગાજી ઊઠયો હતો — एकमेवाद्वितीयम् । અદ્વિતીય એક પૃથ્વીને આ પૂર્વ છેડે ફરીથી કયા મહાપુરુષે અધારી રાત્રિને સામે પારથી તે મંત્રને વહી લાવીને શાત આકાશમા સ્પદન-નો સચાર કરી દીધો एकमेवाद्वितीयम् । અદ્વિતીય એક?

એ રહ્યો એ પ્રભાતનો મત્ર ઉદયશિખર ઉપર ઊભો રહીને જણાવે છે કે એક સૂર્ય ઉદય પામે છે, હવે નાના નાના અસખ્ય દીવાઓ બુઝાવી નાખો એ મત્ર કોઈ એક ઘરનો મત્ર નથી, એ પ્રભાત કોઈ એક દેશનું પ્રભાત નથી — હે પશ્ચિમ, તુ પણ સભાળ, તું પણ જાગ્રત થા. शृण्वन्तु विश्वे । સર્વે સાભળો. પૂર્વ ગગનને છેડાડે એક વાણી ગાજી ઊઠી છે — वेदाहमेतम् । હુ જાણવા પામ્યો છુ. तमस परस्तात्, અધકારને સામે પારથી હુ જાણવા પામ્યો છુ. રાત્રિ પૂરી થતી વેળાનું આકાશ ઉદયોન્મુખ આદિત્યના થોડીવારમાં જ થનારા આવિર્ભાવને જે રીતે જાણવા પામે છે તે રીતે वेदाहमेत पुरुष महान्त आदित्यवर्ण तमस परस्तात् ।

આ નવીન યુગમાં પૃથ્વીના માનવચિત્તમાં જે પ્રભાત આવે છે તે નવપ્રભાતના સમાચાર બંગાળ દેશમાં આજે એંસી વરસ થયાં પહેલવહેલા આવ્યા હતા. ત્યારે દુનિયામાં દેશ દેશ વચ્ચે વિરોધ, ધર્મ ધર્મ વચ્ચે સંગ્રામ ચાલુ હતો; ત્યારે શાસ્ત્રવચન અને આચાર પ્રથાના લોખંડી સિંહાસન ઉપર વિભાગ જ રાજા હતો — તે ભેદબુદ્ધિની દીવાલોમાં પુરાયેલા અંધકારમાં રાજા રામમોહને જ્યારે અદ્વિતીય એકનો દીવો ઊંચો કર્યો ત્યારે તેઓએ જોયું કે, જે ભારતવર્ષમાં આજે હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તીઓ એકત્ર ભેગા મળ્યા છે, તે ભારતવર્ષમાં જ બહુ પહેલાંના યુગમાં એ બધા વિવિધ અતિથિઓને એક સભામાં બેસાડવા માટેની તૈયારી થઈ ગઈ હતી. માનવસભ્યતા જ્યારે દેશે દેશે નવા નવા વિકાસની શાખાપ્રશાખારૂપે ફેલાતી જતી હતી ત્યારે આ ભારતવર્ષ વારંવાર મંત્રજાપ કરતો હતો — એક એક એક! ને કહેતો હતો इह चेत् अवेदीत् महती विनष्टिः — આ એકને જો કોઈ ન જાણે તો તેનો ભારે વિનાશ થશે. આજ સુધીમાં દુનિયામાં જેટલાં જૂઠાણાંનો પ્રાદુર્ભાવ થયો છે તે કેવળ આ મહાન એકની ઉપલબ્ધિને અભાવે થયો છે. જે કાંઈ ક્ષુદ્રતા, નિષ્ફળતા અને દુર્બળતા જોવામાં આવે છે તે આ એકથી ચ્યુત થવાને લીધે છે. જે મહાપુરુષો પ્રગટ થયા છે તે બધા આ એકનો પ્રચાર કરવા માટે થયા છે. જે જે મહાવિપ્લવો આવ્યા છે તે બધા આ એકનો ઉદ્ધાર કરવા માટે આવ્યા છે.

જ્યારે ભયંકર ભાગલા, વિરોધ અને અલગતાના દુઃખના દિવસોમાં આ બંગાળ દેશમાં અનપેક્ષિત અને અકલ્પ્ય રીતે આ વિશ્વવ્યાપી એકનો મંત્ર एकमेवाद्वितीयम् દ્વિધાહીન સ્પષ્ટ સ્વરે ઉચ્ચારાઈ ઊઠયો ત્યારે આપણે જરૂર સમજવું જોઈએ કે સમસ્ત માનવચિત્તમાં ક્યાં કઈ એક ગૂઢ જાગૃતિનો વેગ સંચારિત થયો છે અને તેના પહેલા સમાચાર આ બંગાળ દેશમાં ગુંજી ઊઠયા છે.

આપણા દેશમા આજ વિરાટ માનવનુ આગમન થયુ છે અહી આપણી પાસે રાજ્ય નથી, વેપાર નથી, ગૌરવ નથી, પૃથ્વીમા આપણે સૌથી નીચુ માથુ કરીને રહેલા છીએ — એ આપણા દરિદ્ર ઘરની અપમાનિત શૂન્યતામા વિરાટ માનવનો અભ્યુદય થયો છે તેઓ આજે આપણી પાસે જ કર ઉઘરાવવા માટે આવ્યા છે બધા માણસો આગળ શાશ્વત કાળની છાબમા સજાવીને રજૂ કરી શકીએ એવી કોઈ રાજાને પણ દુર્લભ પૂજાસામગ્રી આપણા આ દેશમા ભેગી થઈ હોવી જોઈએ, નહિ તો આપણને આ સૌભાગ્ય મળત નહિ આપણે આ અર્ઘ્યદાન વડ નીચે નહિ, ઘરના પૂજામડપમા નહિ, ગામના મડપમા નહિ, પણ વિશ્વના પ્રાગણમા આપીશુ અહી જ પોતાનુ પ્રાપ્ય લેવા માટે વિશ્વ માનવે પોતાના દૂતને મોકલ્યો હતો, તે આપણને મત્ર આપી ગયા છે – एकमेवाद्वितीयम्। તે કહી ગયા છે કે યાદ રાખજો, બધા વૈવિધ્યમા અદ્વિતીય એક યાદ રાખજો બધા વિરોધીઓમા અદ્વિતીય એકને પકડી રાખજો

એ મત્ર મળ્યો ત્યારથી હુ જોઉ છુ કે આપણી ઊઘ ઊડી ગઈ છે 'એકે' આપણને સ્પર્શ કર્યો છે, હવે આપણે શાત રહી શકીએ એમ નથી આજે આપણે ઘર છોડી જૂથ છોડી, ગામ છોડી વિશ્વ પથના પથિક થવા માટે અધીરા બની ગયા છીએ એ પથનુ ભાથુ આપણી પાસે છે એવી આપણને ખબર નહોતી — હવે જોઈએ છીએ તો એની ખોટ નથી ઘરમા અને બહાર જેઓ અનૈક્યથી છિન્ન વિચ્છિન્ન થઈ ગયેલા છે તેમને જ 'એક'નો પ્રચાર કરવાનો હુકમ મળ્યો છે આપણામા કોઈ એક જગ્યાએ એની પૂજી છે માટે જ આવો હુકમ આવ્યો છે

ત્યારથી માડીને અવરજવર ચાલુ જ છે એક પછી એક દૂત આવતા રહે છે આ દેશમા એવો એક સદેશ તૈયાર થઈ રહ્યો છે જે પૂર્વ પશ્ચિમને એક દિવ્યધામમા આહ્વાન કરશે, જે એકના પ્રકાશમા

અમૃતના પુત્રોને અમૃતના પરિચયમા એકત્ર કરશે, રામમોહન રાયના આગમનથી માંડીને આપણા દેશના વિચાર, વાણી અને કર્મ, અજાણતા પણ એક ચિરંતનની દિશામા ચાલી રહ્યા છે આપણે કોઈ એક સ્થાને નિત્યને પામીશુ અને તેને પ્રગટ કરીશુ એવો એક ઊંડો આવેગ આપણા અંતરમા ભરતીના પહેલા ઊભરાની જેમ ઊભરાતો જાય છે આપણને એમ લાગે છે કે સમાજની સાથે સમાજ, વિજ્ઞાન સાથે વિજ્ઞાન ધર્મની સાથે ધર્મ એક પરમતીર્થમા, એક સાગરસગમ આગળ પુણ્યસ્નાન કેવી રીતે થઈ શકે એનુ રહસ્ય આપણે શોધી કાઢીશું એ કામ અદરખાનેથી શરૂ થઈ ગયુ હોય એમ લાગે છે આપણા દેશમા પૃથ્વીનુ એક પ્રાચીન ગુરુકુળ હતું તે ગુરુકુળના દ્વાર ફરી જાણે કે હમણા જ ખૂલી જશે એવુ આપણને લાગે છે કારણ કે થોડા સમય પહેલા જ્યા બિલકુલ અવાજ નહોતો ત્યા અત્યારે માણસોનો અવાજ સભળાય છે અને પાછે દૂર જોઈએ છીએ તો બારી આગળ કોઈ કોઈ મહીમકીથી આવીને ઊભો રહે છે, જેમના મો જોઈને એમ લાગે છે કે એ લોકો મુક્ત દુનિયાના માણસો છે એ લોકો સમસ્ત માનવના આત્મીય છે પૃથ્વીમા ભિન્ન ભિન્ન સમયે જે બધા મહાપુરુષો ભિન્ન ભિન્ન દેશમા પ્રગટ્યા હતા તે યાજ્ઞવલ્ક્ય, વિશ્વામિત્ર બુદ્ધ ખ્રિસ્ત મહમદ બધાને જ તેઓ બ્રહ્મના માણસો તરીકે ઓળખે છે તેઓ મૃત વચનો અને મૃત આચારના કબ્રસ્તાનમા ભીત ઊભી કરીને રહેતા નથી તેમના વચન કોઈના પડઘા નથી તેમના કાર્યો અનુકરણ નથી તેમની ગતિ અનુવૃત્તિ નથી તેઓ માનવાત્માના માહાત્મ્યના સગીતને હમણા જ વિશ્વલોકના રાજમાર્ગો ઉપર ગજાવી મૂકશે એ મહાસગીતનુ મૂળ ધ્રુવપદ આપણા ગુરુ પકડાવી ગયા છે— एकमेवाद्वितीयम्। બધી જ નાનાવિધ તાનને એ एकमेवाद्वितीयम्ના ધ્રુવ ઉપર વારવાર પાછી લાવવી પડશે

હવે આપણે છૂપા રહી શકીએ એમ નથી હવે આપણે પ્રગટ થવુ પડશે — બ્રહ્મના પ્રકાશમા સૌની સામે પ્રગટ થવુ પડશે વિશ્વ

વિધાતા પાસેથી પરિચયપત્ર લઈને બધા માણસો આગળ આવીને ઊભા રહેવું પડશે એ પરિચયપત્ર તેમણે પોતાના દૂત મારફતે આપણને મોકલી આપ્યો છે. આપણો પરિચય શો છે? આપણો પરિચય એ છે કે, આપણે એ માણસો છીએ જેઓ એમ કહેતા નથી કે ઈશ્વર અમુક વિશેષ સ્થાને વિશેષ સ્વર્ગમા રહેલો છે આપણે એ માણસો છીએ જેઓ કહે છે કે — एको वशी सर्वभूतान्तरात्मा । એ એક પ્રભુ જ સર્વભૂતોનો અતરાત્મા છે આપણે એ માણસો છીએ જેઓ એમ કહેતા નથી કે બહારની કોઈ પ્રક્રિયાથી ઈશ્વરને જાણી શકાય છે અથવા કોઈ વિશેષ શાસ્ત્રમા ઈશ્વરનુ જ્ઞાન કોઈ વિશેષ પ્રજા માટે પૂરી રાખેલુ છે આપણે કહીએ છીએ કે हृदा मनीषा मनसाभिक्लृप्त — હૃદયમા રહેલી સ શયહીન બુદ્ધિ દ્વારા જ ઈશ્વરને જાણી શકાય છે આપણે એ માણસો છીએ જેઓ ઈશ્વરને કોઈ વિશેષ જાતિને જ ખાસ મળી શકે એવી વસ્તુ માનતા નથી આપણે કહીએ છીએ કે તે અવર્ણ છે, અને — वर्णाननेकान्निहितार्थो दधाति, બધા જ વર્ણોની જરૂરિયાતો પૂરી પાડે છે, કોઈ પણ વર્ણને વ ચિત રાખતો નથી, આપણે એ માણસો છીએ જેમણે આ સ દેશાની ઘોષણા કરવાનો ભાર માથે લીધેલો છે એક એક અદ્વિતીય એક તો પછી આપણે હવે સ્થાનિક ધર્મ અને સામયિક લોકાચારમા બધાયેલા શી રીતે રહી શકીએ? આપણે એકના પ્રકાશમા સૌની સાથે સમિલિત થઈને પ્રકાશ પામીશું આપણો ઉત્સવ એ પ્રકાશનો ઉત્સવ છે, તે વિશ્વલોકમા પ્રગટ થવાનો ઉત્સવ છે, એ વાત આપણે યાદ રાખવી પડશે આ ઉત્સવમા તે પ્રભાતના પ્રથમ કિરણ પ્રગટયા છે જે પ્રભાત એક મહાદિવસના અભ્યુદયનુ સૂચન કરે છે

એ મહાદિવસ આવ્યો છે છતા હજી પ્રગટયો નથી અનાગત મહાભવિષ્યમા તેની મૂર્તિ આપણે જોઈએ છીએ તેમા જે સત્ય છે તે એવુ નથી કે જેને આપણે સ પૂર્ણપણે પ્રાપ્ત કરીને આપણા સપ્રદાયની લોઢાની તિજોરીમા દસ્તાવેજ સહિત પૂરી દઈ ચાવી મારીને બેસી ગયા છીએ અને કહીએ કે એ અમારા બ્રાહ્મસમાજનુ, અમારા

બ્રાહ્મ સંપ્રદાયનું સત્ય છે ના, આપણે સંપૂર્ણપણે એને પામ્યા નથી આપણે શા માટે આ ઉત્સવ વરસોવરસ ઊજવતા આવ્યા છીએ તે બરાબર સમજી શક્યા નથી આપણે એવું માની બેઠા હતા કે એક સમયે એ દિવસે બ્રાહ્મસમાજની સ્થાપના થઈ હતી એને આપણે બ્રાહ્મ લોકો ઉત્સવ કરીએ છીએ પણ વાત એટલી તુચ્છ નથી. એષો દેવો વિશ્વકર્મા મહાત્મા સદા જનાનાં હૃદયે સન્નિવિષ્ટ — એ જે મહાન આત્મા, એ જે વિશ્વકર્મા દેવ, જે સદા સર્વદા માણસોના હૃદયમાં બેઠેલો છે તેણે જ આજે વર્તમાન યુગમાં જગતમાં ધર્મસમન્વય અને જાતિસમન્વયનું આહ્વાન આ અજાણ્યા બંગાળ દેશને આંગણે થી પાઠવ્યું છે એટલે આપણે કહીએ છીએ, અમે ધન્ય ધન્ય થયા છીએ એ આશ્ચર્યજનક ઇતિહાસનો આનંદ આપણે માઘોત્સવમાં જાગ્રત કરીએ છીએ એ મહાન સત્યને વિશે આજે આપણે જાગ્રત બનવું પડશે વિધાતાની એ મહાન કૃપામાં જે ગંભીર જવાબદારી રહેલી છે - તે આપણે સ્વીકારવી પડશે બુદ્ધિને વિશાળ બનાવો, હૃદયને બહોળું બનાવો પોતાને દરિદ્ર માનશો નહિ દુર્બળ માનશો નહિ તપસ્યામાં પ્રવૃત્ત થાઓ દુઃખો વધાવી લો ક્ષુદ્ર સમાજમાં આરામ ભોગવવા માટે જ્ઞાનને મૃતપ્રાય અને કર્મને યંત્રવત્ કરી મૂકશો નહિ — સત્યને સૌથી શ્રેષ્ઠ તરીકે સ્વીકારો અને બ્રહ્મના આનંદથી જીવનને પરિપૂર્ણ બનાવી અભય પ્રતિષ્ઠા પામો

હે જનગણના હૃદયમાં વસતા વિશ્વકર્મા તું આજે અમારી મારફતે તારું કયું મહાન કાર્ય સાધી રહ્યો છે હે મહાન આત્મા તે હજી અમે પૂરેપૂરું સમજી શક્યા નથી તારી ભગવત્શક્તિએ અમારી બુદ્ધિને ક્યાં સ્પર્શ કર્યો છે અને ત્યાં ક્યાં તારી સૃષ્ટિની ચાલે છે, તે હજી અમારી આગળ સ્પષ્ટ થયું નથી સંસારમાં અમારું ગૌરવમય ભાગ્ય કઈ દિશાની પાછળ અમારી પ્રતીક્ષા કરી રહ્યું છે તે અમે સમજી શકતા નથી એટલે અમારા પ્રયાસો વારે વારે વેરવિખેર થઈ જાય છે અમારું દૈન્ય મટતું નથી અમારું સત્ય ઉજ્જ્વળ

બનતું નથી, અમારાં દુ:ખ અને ત્યાગ મહત્ત્વ પામતાં નથી. બધુ જ નાનું બની ગયું છે, સ્વાર્થ, આરામ, ટેવ અને લોકભયથી મોટું કંઈ જ નજર આગળ જોઈ શકતા નથી. એવું કહેવાનું અમારામા બળ નથી કે, આખો સંસાર ભલે મારી વિરુદ્ધ હોય તોય મારા પક્ષમાં તું છે, કારણ, તારો સંકલ્પ મારામાં સિદ્ધ થાય છે, મારામાં તારો જય થશે. હે પરમાત્મન્, આ આત્મવિશ્વાસની આશા વગરના અંધકારમાંથી આ જીવનયાત્રામાં નાસ્તિકતાની ભયંકર જવાબદારીમાંથી અમારો ઉદ્ધાર કર, ઉદ્ધાર કર, અમને સાવધાન કર. તારા જે અભિપ્રાયને અમે સિદ્ધ કરી રહ્યા છીએ તેના મહત્ત્વનું અમને ભાન કરાવ, તારા આદેશથી જગતમા અમે જે નવયુગના દરવાજા ખોલવા માટે જઈ રહ્યા છીએ તે માર્ગનુ લક્ષ્ય શુ છે તે અમે સામ્પ્રદાયિક મૂઢતાને લીધે જ ભૂલી જઈ બેસી ન રહીએ એમ કરજે. જગતમા તારા નાનાવિધ આનંદ રૂપોમા એક અપૂર્વ અરૂપને નમસ્કાર કરીએ, ભિન્ન ભિન્ન દેશમાં ભિન્ન ભિન્ન કાળે તારા ભિન્ન ભિન્ન વિધાનોમા એક શાશ્વત વિધાનને અમે માથું નમાવી સ્વીકારી લઈએ, — ભય દૂર થાઓ, અશ્રદ્ધા દૂર થાઓ, અહંકાર દૂર થાઓ. તારાથી કશું વિચ્છિન્ન નથી, બધું જ તારી એક અમોઘ શક્તિમા પકડાયેલું રહેલું છે, અને એક મંગલ સંકલ્પના વિશ્વવ્યાપી આકર્ષણથી ચાલે છે એમ નિ:શંકપણે જાણી સર્વત્ર ભક્તિને ફેલાવીને નતમસ્તકે અને હાથ જોડીને તારા જ તે ગૂઢ સંકલ્પને જોવાનો પ્રયત્ન કરીએ. તારો તે સંકલ્પ કોઈ પણ દેશમાં પુરાઈ રહેલો નથી, કોઈ પણ કાળમા ખંડિત થયેલો નથી, પંડિતો તેને ઘરમાં બેસીને ઘડી શકતા નથી, રાજા તેને કૃત્રિમ નિયમથી બાંધી શકતો નથી, એમ નિશ્ચિત જાણીને અને તે મહાસંકલ્પની સાથે અમારા બધા સંકલ્પોને સ્વેચ્છાપૂર્વક મેળવી દઈને તારી રાજધાનીના રાજમાર્ગ ઉપર ચાલતા નીકળી પડીએ; આશાના પ્રકાશથી અમારું આકાશ ઊભરાઈ જાઓ, હૃદય બોલતું રહો — आनन्द परमानन्द, અને અમારો આ દેશ પોતાની વેદી ઉપર ફરી એક વાર ઊભો થઈને

માનવસમાજના બધા ભેદવિભેદોની ઉપર આ વાણીનો પ્રચાર કરી દો—

शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा
आ ये दिव्यधामानि तस्थु ।
वेदाहमेतं पुरुषं महान्तम्
आदित्यवर्णं तमसः परस्तात् ।
ॐ एकमेवाद्वितीयम् ।

## ૫૦

## ભાવુકતા અને પવિત્રતા

૨૭ ફાલ્ગુન, ૧૩૧૫

ભાવરસને માટે આપણા હૃદયમાં એક પ્રકારનો લોભ હોય છે આપણે કાવ્યકલામાંથી શિલ્પકલામાંથી વાર્તા ગીત અભિનયમાંથી વિવિધ રૂપે એ ભાવરસ માણવાને માટે નાનાવિધ આયોજન કરીએ છીએ

ઘણી વાર આપણે ઉપાસનાને એ પ્રકારના ભાવની તૃપ્તિરૂપે સેવવાને ઇચ્છીએ છીએ થોડી વાર માટે અમુક વિશેષ રસનો ભોગ કરીને આપણે માનીએ છીએ કે જાણે આપણે કંઈક પામ્યા ધીમે ધીમે એ ભોગની ટેવ નશારૂપ બની જાય છે પછી માણસ બીજા રસને માટે જેમ જાતજાતના આયોજન કરે છે અનેક માણસો રાખે છે જાતજાતની વસ્તુઓ ભેગી કરે છે તેમ આ નશાની ટેવ પડી જતાં એને માટે પણ તે રીતે જાતજાતના આયોજન કરે છે જેઓ સારી રીતે બોલી શકે એવા માણસો એકઠા કરીને રસોદ્રેક કરવા માટે નિયમિત ભાષણો વગેરેની વ્યવસ્થા કરવામાં આવે છે ભાગવત રસ નિયમિત પૂરો પાડવાની અનેક દુકાનો ઊભી થાય છે

આ રીતે ભાવને પામવાને જ પ્રાપ્તિ માની લેવાની ભૂલ કરવી

એ માણસની નિર્બળતાનું એક લક્ષણ છે. સંસારમાં અનેક રીતે આપણને એનો પરિચય થાય છે. એવા માણસો પણ જોવા મળે છે જેઓ જરા જરામાં ગળગળા થઈ જાય છે. જરા જરામાં જેઓ ગળે વળગીને માણસને ભાઈ કહી શકે છે, જેમની દયા જરા જરામાં પ્રગટ થાય છે, જેમને સહેજમાં આંસુ આવી જાય છે અને એવા ભાવ-અનુભવને અને ભાવ-પ્રદર્શનને જ તેઓ લાભ માને છે. આથી તેઓ ત્યાં જ અટકી જાય છે, એથી ઝાઝું દૂર જતા નથી.

એ ભાવના રસને હું નિરર્થક કહેતો નથી. પણ એને જ જો લક્ષ્ય માનવાની ભૂલ કરીએ તો એ વસ્તુ કેવળ નિરર્થક બની જાય એટલું જ નહિ, એ અનિષ્ટકર બની જાય છે. એ ભાવને લક્ષ્ય માની લેવાની ભૂલ માણસ સહેલાઈથી કરે છે, કારણ, એમાં એક પ્રકારનો નશો છે.

ઈશ્વરની આરાધના–ઉપાસનામાં પ્રાપ્તિના બે માર્ગ છે.

ઝાડ બે રીતે ખોરાક મેળવે છે. એક પોતાનાં પાંદડાં દ્વારા પવન અને પ્રકાશમાંથી પોતાનું પોષણ મેળવે છે, અને બીજું, પોતાનાં મૂળિયાં દ્વારા તે પોતાનો ખોરાક ખેંચે છે.

કોઈ વાર વરસાદ પડે છે, કોઈ વાર તડકો પડે છે, કોઈ વાર ઠંડો પવન વાય છે, કોઈ વાર વસંતનો વાયુ વાય છે, અને પાંદડાં ચંચલ બની જાય છે. અને તેમાથી જ પોતાને જે લેવાનુ તે લઈ લે છે. ત્યાર પછી વળી સુકાઈને ખરી પડે છે, ફરી નવા પાંદડાં આવે છે.

પણ મૂળમાં એવી ચંચળતા નથી હોતી. તે સતત સ્થિર રહીને, દૃઢ રહીને ઊંડે ઊંડે પોતાને ફેલાવી દઈને આખો વખત પોતાનો ખોરાક પોતાના સતત પ્રયત્નથી મેળવે છે.

આપણને પણ મૂળ અને પાંદડાં એમ બે બાજુઓ છે, આપણો આધ્યાત્મિક ખોરાક એ બંને બાજુએથી લેવાનો હોય છે.

મૂળ વાટે લેવો એ જ ચરિત્રની બાજુ છે, એ ભાવની બાજુ નથી ઉપાસનામા એ ચરિત્ર વડે આપણે જે ગ્રહણ કરીએ છીએ તે આપણો મુખ્ય ખોરાક છે એમા ચાચલ્ય નથી હોતું એમા વૈવિધ્ય શોધવાનુ નથી હોતુ — એમા આપણે શાંત થઈએ છીએ સ્થિર થઈએ છીએ ઈશ્વરમાં પ્રતિષ્ઠિત થઈએ છીએ એનુ કામ ખૂબ ગુપ્ત, ખૂબ ઊંડુ હોય છે તે અ દરખાનેથી શક્તિ અને પ્રાણનો સચાર કરે છે પણ બાર વ્યક્ત કરીને પોતાને જાહેર કરતું નથી. તે ધારણ કરે છે પોષણ કરે છે અને છુપુ રહે છે

એ ચરિત્ર જે શક્તિ દ્વારા પ્રાણ વિસ્તાર કરે છે તેને નિષ્ઠા કહે છે તે અશ્રુપૂર્ણ ભાવનો આવેગ નથી તે નિષ્ઠા છે તે ખસવા માગતી નથી તે જ્યા વળગી હોય છે ત્યા વળગી જ રહે છે સતત ઊંડી ને ઊંડી ઊતરતી જાય છે તે શુદ્ધચારિણી સ્નાન કરેલી સેવિકાની પેઠે બધાની નીચે હાથ જોડીને ભગવાનના ચરણ પાસે ઊભી છે — ઊભી જ છે

હૃદયમા કેટકેટલા પરિવર્તન થયા કરે છે આજે તેને જે વાતથી તૃપ્તિ થાય છે તેને વિશે કાલે અણગમો જાગે છે તેમા ભરતી ઓટ થયા કરે છે કોઈ વાર ઉત્સાહ તો કોઈવાર અવસાદ ઝાડના પાદડાની પેઠે તેનો વિકાસ આજે નવો હોય છે કાલ જૂનો થઈ જાય છે એ ચચળ ચચળ હૃદય નવા નવા ભાવસ્પર્શ માટે વ્યાકુળતાથી ધડકયા કરે છે

પરંતુ મૂળની સાથે ચરિત્રની સાથે જો તેનો અવિચળ અવિચ્છિન્ન સબધ ન રહે તો બધા ભાવસ્પર્શ તેને માટે આઘાત અને વિનાશનુ કારણ થઈ પડે. જે ઝાડના મૂળિયા કાપી નાખવામા આવ્યા હોય તેને સૂર્યનો પ્રકાશ સૂકવી નાખે છે, વરસાદનુ પાણી તેને સેડવી નાખે છે

આપણા ચારિત્રમાંની નિષ્ઠા જો પૂરતા પ્રમાણમા ખોરાક પૂરો

પાડવાનુ બધે કરી દે તો ભાવનો ભોગ આપણને પુષ્ટ ન કરે, વિકૃતિ જ પેદા કરે દુર્બળ ક્ષીણ ચિત્તને માટે ભાવનો ખોરાક કુપથ્ય બની જાય છે

ચારિત્રના મૂળિયા વાટે રોજ રોજ આપણે પવિત્રતા પામતા રહીએ તો જ ભાવુકતા આપણને મદદરૂપ થઈ પડે ભાવરસની શોધમા જવાની જરૂર નથી, સસારમા ભાવના નાનાવિધ પ્રવાહો અનેક દિશાઓમાથી આપોઆપ જ આવી મળતા હોય છે પવિત્રતા જ સાધના દ્વારા મેળવવી પડે છે તે બહારથી વરસતી નથી — તે પોતામાથી ખેચીને લેવી પડે છે એ પવિત્રતા જ આપણા મૂળની વસ્તુ છે, અને ભાવુકતા પાદડાની

દરરોજ આપણી ઉપાસનામા આપણે સુગભીર શાતભાવે એ પવિત્રતાને ગ્રહણ કરવાની દિશામા જ આપણી ચેતનાને જાગ્રત કરીએ વિશેષ કશુ કરવાની જરૂર નથી, દરરોજ પ્રભાતમા જે શુદ્ધ અપાપ વિદ્ધ છે તેની સામે ઊભા રહીને આપણે તેના આશીર્વાદ લઈએ, તેને પ્રણામ કરીને કહીએ, તમારા ચરણની રજ લીધી ને મારુ લલાટ નિર્મલ થઈ ગયુ આજે મારા આખા દિવસની યાત્રાનુ ભાથુ ભરી લીધુ પ્રભાતમા તમારી સામે ઊભો છુ, તમને મે પ્રણામ કર્યા છે, તમારી ચરણરજ માથે ચડાવી આખા દિવસના કાર્યમા નિર્મલ સનેજ ભાવે તેનો પરિચય મેળવીશ

## ૫૧

## અંતર અને બહાર

૩૭ ફાલ્ગુન, ૧૩૧૫

આપણે માણસ છીએ, માણસો વચ્ચે જન્મેલા છીએ. એ માણસો સાથે વિવિધ પ્રકારે મળવા માટે અને તેઓ સાથે નાનાવિધ જરૂરિયાતો અને આનંદની આપલે ચલાવવા માટે આપણામાં અનેક વૃત્તિઓ રહેલી હોય છે.

આપણે જ્યારે માનવવસ્તીમાં રહેતા હોઈએ છીએ ત્યારે માણસના સસર્ગથી ઉત્તેજિત થઈને તે બધી વૃત્તિઓ જુદી જુદી દિશામા જુદી જુદી રીતે પોતાને કામે લગાડે છે. કેટકેટલા હળવામળવામા, કેટકેટલા હાસ્યાલાપમાં, કેટકેટલાં આમંત્રણનિમંત્રણમાં અને કેટકેટલી રમતગમતોમા એ વૃત્તિ પોતાને વ્યાપૃત કરે છે એનો કંઈ પાર નથી હોતો

માણસ પ્રત્યેના માણસના સ્વાભાવિક પ્રેમને કારણે જ આપણી આ બધી પ્રવૃત્તિ અને ઉદ્યમ પ્રગટ થતા હોય છે એમ નથી હોતું. સામાજિક માણસ અને પ્રેમિક માણસ એક જ નથી હોતો — ઘણી વખત એથી ઊલટું જ જોવા મળે છે. ઘણી વાર આપણે જોઈએ છીએ કે સામાજિક વ્યક્તિના મનમા ઊંડા પ્રેમને કે દયાને સ્થાન નથી હોતુ.

સમાજ આપણને રોકાયેલા રાખે છે, — જાતજાતના સામાજિક પરિચયો, સામાજિક કાર્યો અને સામાજિક આમોદપ્રમોદ ઊભાં કરી આપણા મનના ઉદ્યમને ખેંચી લે છે. એ ઉદ્યમને કયા કામમાં લગાડી કેવી રીતે મનને શાંત કરીશું એ વાતનો વિચાર જ કરવો પડતો નથી — સામાજિક ફરજોનાં જાતજાતના કૃત્રિમ નાળાંમાં થઈને તે આપોઆપ વહી જાય છે.

જે માણસ છૂટા હાથનો હોય છે તે લોકોનાં દુઃખ દૂર કરવા માટે દાન કરીને પોતે ખાલી થઈ જાય છે એમ નથી હોતું — ખર્ચ કરવાની વૃત્તિને તે રોકી શકતો નથી હોતો. જાતજાતનાં ખર્ચ કરવામાં જ તેને મુક્તિ અને રમતનો આનંદ મળતો હોય છે.

સમાજમા આપણી સામાજિકતા મોટે ભાગે એ રીતે જ પોતાની શક્તિ ખર્ચતી હોય છે. એની પાછળ સમાજના લોકો પ્રત્યે ખાસ પ્રેમ નથી હોતો પણ પોતાને ખર્ચી નાખવાની વૃત્તિ જ હોય છે.

એ વૃત્તિ ધીમે ધીમે કેવી પાર વગરની વધી જાય છે તે યુરોપમા જેઓ સમાજ વિલાસી છે તેમના જીવનમા જોવા મળે છે. સવારથી રાત સુધી તેમને ફુરસદ હોતી નથી — ઉત્તેજના પછી ઉત્તેજનાની વ્યવસ્થા ચાલુ જ હોય છે ક્યાંક શિકાર, ક્યાક નાચ, ક્યાક રમત, ક્યાંક ભોજન, ક્યાક ઘોડદોડ — એમ ને એમ તેઓ ગાંડાની માફક દોડતા હોય છે. તેમનું જીવન કોઈ ધ્યેય નક્કી કરી કોઈ ચોક્કસ માર્ગે ચાલતું નથી હોતું, પણ દિવસના દિવસ અને રાતની રાત આવી ઘેલછાના કૂંડાળામા ફર્યા કરે છે.

આપણી જીવનશક્તિમા એટલો બધો વેગ નથી એટલે આપણે એટલે સુધી જતા નથી પરંતુ આપણે પણ આખો દહાડો પ્રમાણમા કંઈક મૃદુ ભાવે સામાજિક બાંધેલે રસ્તે કેવળ મનની શક્તિ ખર્ચવા ખાતર જ ખર્ચીએ છીએ. મનને મોકળું કરવાનો, શક્તિને કામે લગાડવાનો બીજો કોઈ રસ્તો આપણે જાણતા નથી.

દાનમા અને ખર્ચમા ઘણો ભેદ છે. આપણે માણસને માટે જે દાન કરીએ છીએ તે એક તરફ ખર્ચાઈને બીજી તરફ મંગલથી ભરાઈ જાય છે. પરંતુ માણસો વચ્ચે જે ખર્ચીએ છીએ તે કેવળ ખર્ચાઈ જ જાય છે. એને લીધે આપણું ગભીરતર ચિત્ત સતત ખાલી થતું રહે છે, ભરાતું નથી, એવું જોવા મળે છે. તેની શક્તિ હ્રાસ પામે છે, તેને થાક લાગે છે, તેને અવસાદ ચડે છે — પોતાની રિક્તતા અને

વ્યર્થતાના દુઃખને ભુલાવવાને માટે આખો વખત તેણે નવી નવી કૃત્રિમ વસ્તુઓ ઊભી કરતા રહેવું પડે છે — ક્યાંય થોભવા જતાં જ તેના પ્રાણ નીકળી જાય છે

એટલા માટે જેઓ સાધક હોય છે, પરમાર્થ લાભને માટે પોતાની શક્તિનો ઉપયોગ કરવાની જેમને જરૂર હોય છે, તેઓ ઘણી વાર પહાડ પર્વત ઉપર એકાન્તમાં લોકવસ્તીથી દૂર ચાલ્યા જાય છે શક્તિના નિરંતર અકારણ અપવ્યયને તેઓ રોકવા માગતા હોય છે

પરંતુ બહાર આ નિર્જનતા અને પર્વતગુફા ક્યાં શોધ્યા કરીશું ? એ કંઈ દર વખતે મળતાં નથી અને માણસનો એકદમ ત્યાગ કરીને ચાલ્યા જવું એ પણ માણસનો ધર્મ નથી.

આ નિર્જનતા આ પર્વતગુફા, આ સમુદ્રતીર આપણી પાસે જ છે — આપણા અંતરમાં જ છે એ જો આપણા અંતરમાં ન હોત તો નિર્જનતામાં પર્વતગુફામાં કે સમુદ્રતીરે આપણે તેને પામી શકત નહિ

અંતરમાં રહેલા એ એકાંત આશ્રમ સાથે આપણે પરિચય સાધવો પડશે આપણે બહારને અત્યંત વધારે પડતું ઓળખીએ છીએ અંતરમાં આપણી અવરજવર લગભગ નથી જ જેવી એટલા માટે જ આપણા જીવનની સમતુલા નાશ પામી છે અર્થાત્ આપણે પોતાની બધી શક્તિને બહાર જ રાતદિવસ ખર્ચી નાખીને દેવાળિયા થઈ જઈએ છીએ — બહારનો સંબંધ છોડી દેવો એ જ એનો ઉપાય નથી કારણ માણસને માણસને છોડીને ચાલ્યા જવાનું કહેવું એ રોગ કરતાં ઉપચાર ભારે બતાવવા જેવું થાય એનો સાચો ઉપાય અંદરની બાજુએ પણ પોતાની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અંતરમાં અને બહાર પોતાનું સામંજસ્ય સ્થાપવું એ છે એમ થાય તો જ જીવન સહેજે પોતાને ગાઢ અપવ્યયમાંથી બચાવી શકે

નહિ તો હું કેટલાક એવા ધર્મલોભી માણસોને જોઉં છું જેઓ પોતાની વાણીને, હાસ્યને, ઉદ્યમને સતત ગજ હાથમાં લઈને હિસાબી કંજૂસની પેઠે ઘટાડી રહ્યા છે. તેઓ પોતાના પ્રાપ્યનો હિસ્સો બને એટલો ઓછો કરી નાખીને પોતાના મનુષ્યત્વને સતત શુષ્ક, કૃશ અને આનંદહીન બનાવી દેવું એને જ સિદ્ધિનું લક્ષણ માને છે.

પણ એમ કર્યે ચાલશે નહિ. બીજું ગમે તેમ હોય માણસે સંપૂર્ણ સહજ થવું પડશે, ઉદ્દામપણે બેહિસાબ થઈ જાય તોયે નહિ ચાલે, તેમ કંજૂસાઈપૂર્વક હિસાબી બની જાય તોયે નહિ ચાલે.

આ વચલા માર્ગે રહેવાનો ઉપાય એ છે કે, બહારની લોકવસ્તી વચ્ચે રહેવા છતા અંતરમાંના એકાંત ભવનમાં પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવી. બહાર જ આપણું એક માત્ર નથી, અંતરમાં જ આપણો મૂળ આશ્રય છે એ વસ્તુનો વારંવાર બધા વાર્તાલાપોમાં, આનંદપ્રમોદમાં, કામકાજમાં અનુભવ કરવો પડશે. એ એકાંત ભીતરના રસ્તાને એવો સરળ બનાવી દેવો પડશે કે જ્યારે ત્યારે કામકાજની ધમાલમાં પણ ચટ દઈને ત્યાં જરા આટો મારી આવવામા લગારે મુશ્કેલી ન રહે

એ આપણી અંદરનો ઓરડો, આપણા લોકોથી ભરેલા, ઘોંઘાટથી ગાજતા કામના ક્ષેત્રની વચમા એક પ્રકારના અવકાશને સર્વદા ધારણ કરીને, વીંટીને રહેલો છે, એ અવકાશ કંઈ કેવળ શૂન્યતા નથી. તે સ્નેહથી, પ્રેમથી, આનંદથી, કલ્યાણથી ભરેલો છે. એ અવકાશ એ જ જેના વડે ઉપનિષદ જગતના સર્વ કંઈને છવાયેલું જોવા ઇચ્છે છે તે ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् । બધાં કાર્યોને વીંટીને, સર્વત્ર એ પરિપૂર્ણ અવકાશ રહેલો છે; એ પરસ્પરનો યોગ સાધે છે, અને પરસ્પરની અથડામણ નિવારે છે. એનું જ એકાંત ચિત્તની અંદર નિર્જન અવકાશરૂપે નિરંતર અનુભવવાની ટેવ પાડો, શાંતિ મંગલ અને પ્રેમથી નિબિડ રૂપે પરિપૂર્ણ

અવકાશ રૂપે તેને હૃદયમાં સદાસર્વદા અનુભવો. જ્યારે તમે હસો છો, રમો છો, કામ કરો છો, ત્યારે પણ ત્યાં જતાં કંઈ અડચણ ન આવે એમ કરો — બહારની તરફ જ એકદમ ઢળી પડી પોતાનું બધું જ પૂરેપૂરું ખાલી ન દેશો. અંતરમાં એ પ્રગાઢ અમૃતમય અવકાશનો અનુભવ કરતા રહેશો તો જ સંસાર સંકટમય નહિ બની જાય, વિષયનું વિષ જમા થવા નહિ પામે — વાયુ દૂષિત નહિ થાય, પ્રકાશ મલિન નહિ થાય. તાપથી આખું મન તપી નહિ ઊઠે.

ભાવો તાઁરે અંતરે જે વિરાજે,
અન્ય કથા છાડો ના
સંસાર સંકટે ત્રાણ નાહિ
કોનોમતે વિના તાઁર સાધના

(જે અંતરમાં વિરાજે છે તેનું ધ્યાન ધરો, બીજી વાત છોડશો નહિ તેમની સાધના વગર સંસાર સંકટમાંથી કોઈ પણ ઉપાયે ઉગારો નથી)

## ૫૭

## તીર્થ

૪થી ફાલ્ગુન, ૧૩૧૫

આજે ફરી કહું છુ — જે અંતરમાં વિરાજે છે તેમનું ધ્યાન ધરો! આ વાત રોજ રોજ કહેવાની જરૂર છે. આપણા અંતરમાં જ આપણો શાશ્વત આશ્રય રહેલો છે એ વાત કહેવાની જરૂર ક્યારે પૂરી થશે?

શબ્દો જૂના થઈને ફિક્કા પડી જાય છે. તેની અંદરનો અર્થ ધીમે ધીમે આપણી આગળ જીર્ણ થઈ જાય છે. ત્યારે તેને આપણે અનાવશ્યક માની છોડી દઈએ છીએ. પરંતુ જરૂર દૂર ક્યાં થાય છે?

સંસારમાં આ બહાર જ આપણને સુપરિચિત છે, એટલે બહારને જ આપણું મન એકમાત્ર આશ્રય માને છે આપણા અંતરમાં જે અનંત જગત આપણી સાથે સાથે ફરે છે તે જાણે આપણે માટે બિલકુલ છે જ નહિ જો તેની સાથે આપણો પરિચય ખાસો સુસ્પષ્ટ હોત તો બહારનું એકાધિપત્ય આપણે માટે આટલું ઉત્કટ ન થઈ પડત, તો બહાર સહેજ નુકસાન થતાંવેંત તેને એવું ભારે નુકસાન માની ન લેત અને બહારના નિયમને જ અંતિમ નિયમ માની લઈને તેને અનુસરીને ચાલવું એ જ એકમાત્ર ગતિ છે એવું આપણે ન ઠરાવત

આજે આપણા માનદંડ, તુલાદંડ અને કસોટી બધું જ બહાર છે લોકો શું કહેશે લોકો શું કરશે એને આધારે જ આપણું ભલુંબૂરું નક્કી કરીને આપણે બેઠા છીએ — એટલે લોકોના શબ્દો આપણા મર્મમાં વાગે છે લોકોનું કામ આપણને આટઆટલા વિચલિત કરે છે, લોકભય આવો ભારે ભય અને લોકલજ્જા આવી ભયંકર લજ્જા થઈ પડે છે એટલે લોકો જ્યારે આપણો ત્યાગ કરે છે ત્યારે આપણને લાગે છે કે જાણે જગતમાં આપણું કોઈ નથી ત્યારે આપણે એવું કહેવાની હિંમત કરી શકતા નથી કે—

> સબાઇ છેડેછે નાઇ જાર કેહ,
> તુમિ આછ તાર આછે તવ સ્નેહ,
> નિરાશ્રય જન પથ જાર ગેહ
> સેઓ આછે તવ ભવને

(જેનો બધાએ ત્યાગ કર્યો છે, જેનું કોઈ નથી, તેનો તું છે તેને માટે તારો સ્નેહ છે જે માણસ નિરાશ્રય છે, રસ્તો એ જ જેનું ઘર છે તે પણ તારા ભવનમાં છે)

સૌએ જેનો ત્યાગ કર્યો છે તેના આત્મામાં તે એક ક્ષણ માટે પણ પરિત્યક્ત નથી રસ્તો જ જેનું ઘર છે તેના અંતરનો આશ્રય

કોઈ મહાશક્તિશાળી અત્યાચારી પણ એક ક્ષણ માટે ઝૂંટવી લઈ શકે એમ નથી. અંતર્યામી આગળ જે માણસે કશો અપરાધ કર્યો નથી તેને બહારના માણસો જેલમાં પૂરીને કે ફાંસીએ ચઢાવીને કોઈ પણ રીતે સજા કરી શકતા નથી

અરાજક રાજ્યની પ્રજાની પેઠે આપણે સંસારમાં રહીએ છીએ, આપણું કોઈ રક્ષણ કરનાર નથી, આપણે બહાર પડી રહ્યા છીએ, આપણી જુદી જુદી શક્તિઓને જુદી જુદી બાજુએથી ગમે તે ખૂંચવી લે છે, વિના કારણ કેટલી બધી લૂંટફાટ થઈ જાય છે એનું કંઈ ઠેકાણું નથી જેના હથિયાર સજાવેલા છે તે આપણા મર્મને વીંધી નાખે છે જેની શક્તિ વધારે છે તે આપણને પોતાના પગતળે રાખે છે સુખસમૃદ્ધિને માટે, આત્મરક્ષાને માટે, આપણે બારણે બારણે અનેક લોકોનું શરણું લઈને ફરીએ છીએ જરા ખબર સુધ્ધાં રાખતા નથી કે, અંતરાત્માના અચલ સિંહાસન ઉપર આપણા રાજા બેઠેલા છે

એ ખબર નથી માટે જ તો બધા વિચારનો ભાર બહારના લોકો ઉપર નાખીને બેઠા છીએ, અને હું પણ બીજા માણસોના બહારથી વિચાર કરું છું કોઈને સાચી રીતે ક્ષમા અને કાયમનો પ્રેમ કરી શકતો નથી, મંગલ–ઇચ્છા સતત સંકીર્ણ અને નિષ્ફળ બની જાય છે

જ્યાં સુધી એ સત્યને, એ મંગલને એ પ્રેમને સંપૂર્ણ સહજ ભાવે ન પામીએ ત્યાં સુધી રોજ રોજ કહેવું પડશે — અંતરમાં જે વિરાજે છે તેનું ધ્યાન ધરો પોતાના અંતરાત્મામાં એ સત્યને યથાર્થ ભાવે ન અનુભવી શકીએ તો બીજામાં પણ એ સત્યને નહિ જોઈ શકીએ અને બીજાની સાથે આપણો સાચો સંબંધ સ્થપાશે નહિ જ્યારે આપણે જાણીશું કે પરમાત્મામાં હું રહેલો છું અને મારામાં પરમાત્મા રહેલા છે ત્યારે બીજા તરફ જોતાં ચોક્કસ આપણે જોઈ શકીશું કે તે પણ પરમાત્મામાં રહેલો છે અને પરમાત્મા તેનામાં રહેલા છે — ત્યાર પછી તેના પ્રત્યે ક્ષમા પ્રીતિ સહિષ્ણુતા રાખવી

મારે માટે સહજ થઈ જશે પછી સયમ કેવળ બહારના નિયમોનુ પાલન નહિ રહે જ્યા સુધી એમ ન થાય, જ્યા સુધી બહાર જ આપણે મન એકમાત્ર મહત્ત્વની વસ્તુ બની રહે, જ્યા સુધી બહાર જ બીજા બધાને બિલકુલ ઢાકી દઈને ઊભુ રહી સમસ્ત અતકારને રૂધી નાખે છે—ત્યા સુધી સતત કહેવુ જ પડશે—

ભાવો હારે અતરે જે વિરાજે,
અન્ય કથા છાડો ના
સસાર સકટે ત્રાણ નાહિ
કોનોમતે વિના તોર સાધના

કારણ કે સસારને એકમાત્ર માનીએ એટલે જ સસાર સકટમય બની જાય છે—ત્યારે જ તે અરાજ અનાથને કબજે લઈ લે છે અને તેનો સર્વનાશ કરે છે ત્યારે ભોડે છે

પ્રતિદિન આવો, અતરમા આવો ત્યાનો બધો કોલાહલ શમી જાઓ, કોઈ આઘાત ન પહોચો, કોઈ મલિનતા ન સ્પર્શો ત્યા ક્રોધને પોષશો નહિ, ક્ષોભને ઉત્તેજન આપશો નહિ, વાસનાઓને પવન નાખી ભડભડાવી મૂકશો નહિ, કારણ કે એ જ તમારુ તીર્થ છે એ જ તમારુ દેવમદિર છે ત્યા જો સહેજ એકાત ન રહે તો જગતમા ક્યાય એકાત મળશે નહિ, ત્યા જો કલુષને પોષ્યુ તો જગતમા બધા પુણ્યસ્થાનના દરવાજા તમારે માટે બધ થઈ જશે આવો એ અક્ષુબ્ધ નિર્મલ અતરમા આવો, એ અનન્તના સિધુ તીરે આવો એ અત્યુચ્ચના ગિરિશિખર ઉપર આવો ત્યા હાથ જોડીને ઊભા રહો, ત્યા નીચા નમીને નમસ્કાર કરો એ સિધુના ઉદાર જલરાશિમાથી, એ ગિરિશૃગની નિત્ય વહેતી નિર્ઝરધારામાથી, પુણ્યસલિલ પ્રતિદિન ઉપાસનાને અતે વહી લઈ જઈને તમારા બહારના સસાર ઉપર છાટી દેજો બધા પાપ ચાલ્યા જશે, બધા દાહ શમી જશે.

## ૫૩

## વિભાગ

૫મી, ફાલ્ગુન ૧૩૧૫

અંતર અને બહાર વચ્ચે જો ચોક્કસ વિભાગ થઈ ગયા હોય તો આપણ જીવન સુઘટિત, સુવ્યવસ્થિત અને સુસપૂર્ણ બનવા પામે તે વિભાગ આપણામાં થયા નથી

વિભાગ જો સારી રીતે ન થયા હોય તો ઐક્ય પણ સારુ થતુ નથી અપકરતા જ્યારે પિંડારૂપે હોય છે જ્યારે તેનો દેહ વિવિધ અંગોરૂપે વિલક્ત થયો નથી હોતો, ત્યારે તેમા એકની મૂર્તિ સ્પષ્ટ થતી નથી હોતી

આપણામા એક ખૂબ મોટા વિભાગને સ્થાન છે, એ વિભાગ તે અંતર અને બહાર વચ્ચેનો વિભાગ જ્યા સુધી એ વિભાગ બરાબર ચોક્કસ ન થાય ત્યા સુધી અંતર અને બહારનુ ઐક્ય પણ પરિપૂર્ણ તાત્પર્યથી સુંદર બનવા પામતુ નથી

અત્યારે આપણી સ્થિતિ એવી છે કે આપણામા એક જ ખડ છે સ્વાર્થ પરમાર્થ, નિત્ય અનિત્ય બધુ જ આપણે એ એક જ ઠેકાણે રાખ્યા વગર છૂટકો નથી એટલે એક બીજાને આઘાત કરે છે, આડખીલી રૂપ થઈ પડે છે અને એકનુ નુકસાન બીજાનુ પણ નુકસાન થઈ પડે છે

જે વસ્તુ બહારની છે તેને બહાર જ રાખવી જોઈશે, તેને અંદર લઈ જઈશુ તો તે નકામી જ જાળરૂપ થઈ પડે છે જ્યા જેનુ સ્થાન નથી હોતુ ત્યા તે કેવળ બિનજરૂરી હોય છે એટલુ જ નહિ, ત્યા તે અનિષ્ટકર થઈ પડે છે

એટલે આપણા જીવનની પ્રધાન સાધના જ એ હોવી ઘટે કે

બહારની વસ્તુ બહાર જ રહે અને અંદર જઈને વિકાર ન પેદા કરે એ જોવું

સંસારમાં આપણને ડગલે ને પગલે નુકસાન થાય છે, જે આજે છે તે કાલ રહેતું નથી, એ નુકસાનને આપણે બહારના સંસારમાં જ કેમ રાખતા નથી, તેને આપણે અંદર શા માટે લઈ જઈએ છીએ?

ઝાડનું પાંદડું આજે કૂંપળરૂપે પ્રગટીને કાલે જીર્ણ થઈને ખરી પડે છે પણ એ તો બહાર ખરી પડે છે એ એની બહારની અનિવાર્ય ક્ષતિને ઝાડ પોતાની મજ્જામાં પોષતું નથી બહારની ક્ષતિ બહાર જ રહે છે, અંદરની પુષ્ટિ અંદર જ બિનરોક ચાલ્યા કરે છે

પણ આપણે એ ભેદને સાચવતા નથી આપણે બહારના બધા જમાખરચને પણ અંદરના ચોપડામાં પાકા અક્ષરે લખી સોનાના અક્ષરવાળી સુંદર બાંધણીના કીમતી પુસ્તકને બગાડીએ છીએ બહારના વિકારને અંદર પાપી કલ્પનારૂપે નોંધી રાખીએ છીએ, બહારના આઘાતને અંદર વેદનામાં સંગ્રહી રાખ્યા કરીએ છીએ

*આપણા અંદરના ભાગમાં સ્થાયિત્વનો ધર્મ છે — ત્યાં સંગ્રહ* કરવાની જગ્યા છે એટલે ત્યાં એવી કોઈ વસ્તુ લઈ જવી ઠીક નથી જે સંગ્રહ કરવા જેવી ન હોય એમ જો લઈ જઈએ તો વિકારને સ્થાયી બનાવ્યા બરાબર થાય મડદાને કોઈ અંતઃપુરના ભંડારમાં મૂકી રાખતું નથી, તેને બહાર માટીમાં, પાણીમાં અથવા અગ્નિમાં જ અર્પણ કરી દેવું પડે છે

માણસમાં એમ બે ખંડ હોય છે સ્થાયિત્વનો અને અસ્થાયિત્વનો—અંતરનો અને સંસારનો

બીજા જીવોમાં પણ તે અસ્પષ્ટપણે રહેલા છે — પણ એ એટલા ગંભીર નથી હોતા એટલે બીજા જીવો એક આફતમાંથી ઊગરી ગયા કે તેઓ, જે સ્થાયી નથી તેને સ્થાયી કરવાનો પ્રયત્ન કરતા નથી,

કારણ, સ્થાયી કરવાનો ઉપાય તેમના હાથમા નથી

માણસ પણ અસ્થાયીને પૂરેપૂરુ સ્થાયિત્વ આપી શકતો નથી એ ખરુ, પણ અતરમા લઈ જઈને તેના ઉપર સ્થાયિત્વનો મસાલો લગાડી તેને બને એટલા દિવસ ટકાવી રાખવાનો પ્રયત્ન કરવામા કચાશ રાખતો નથી તેની અતરપ્રકૃતિ સ્થાયિત્વનો આવાસ છે, એથી જ માણસને આમ કરવામા મદદ મળે છે

એનુ પરિણામ એ આવ્યુ છે કે, પ્રાણીઓમા જે બધી સહજ વૃત્તિઓ જરૂરિયાત પ્રમાણે પોતાનુ સ્વાભાવિક કાર્ય બજાવીને બિલકુલ ખલાસ થઈ જાય છે, તેને જ માણસ પોતાના અતરમા લઈ જઈને કલ્પનાના રસમા ડુબાડી રાખી તેને સઘરી રાખે છે પ્રયોજન સધાઈ જવાની સાથે તેને મરવા દેતો નથી એટલા માટે બહાર યોગ્ય સ્થાને જેની અમુક યથાર્થતા છે તે અતરમા પાપરૂપે સ્થાયી થઈને બેસે છે બહાર જે વસ્તુ અવસરના પ્રયત્નરૂપે પ્રાણનુ રક્ષણ કરવામા ઉપયોગી છે તેને જ જો અદર ખેચી લઈને સંગ્રહ કરો તો તે જ ધરાય નહિ એવા ખાઉધરાપણાનુ રૂપ ધારણ કરીને સ્વાસ્થ્યને બગાડ્યા કરે છે

આ ઉપરથી માલૂમ પડે છે કે આપણી અદર આ નિત્યનુ નિકેતન છે, પાપનુ વાસસ્થાન છે એને જ આપણામા પાપને સ્થાન મળે છે જે અનિત્ય છે અમુક કાળની જરૂરિયાતને કારણે અમુક સ્થાને જ જેનો ઉપયોગ છે અને ત્યાર પછી જેની શાતિ થઈ જવાની છે, તેને આપણા અતરના નિકેતનમા લઈ જઈને બાધી રાખવુ અને રોજ રોજ તેને નકામો આહાર પૂરો પાડ્યા કરવા માટે ભટક્યા કરવુ, એનુ જ નામ પાપ

પુરાણમા કહ્યુ છે કે અમૃત દેવતાનો આહાર છે, દૈત્યનો ખોરાક નથી. જે દૈત્યે ચોરીને એ અમૃત પીધુ હતુ તેનુ માથુ તે રાહુ અને પૂછડી તે કેતુ રૂપે નકામા જીવતા રહીને ભયકર અમગલરૂપે આખા જગતને દુ ખ દે છે

આપણો જે અંતરનો ભંડાર દેવોના ભોજનરૂપ અમૃતના પાત્રનું રક્ષણ કરવાનો ઓરડો છે, ત્યાં જો દૈત્યને છૂપી રીતે પ્રવેશ કરવાનો અધિકાર આપીએ તો તે ચોરીબારીથી અમૃતપાન કરીને અમર બની જાય ત્યાર પછી રોજ રોજ એ વિકટાકાર અમંગલને ખોરાક પૂરો પાડવામાં જ આપણાં સ્વાસ્થ્ય, સુખ, પૂજી અને આવક બધુ ખલાસ થઈ જાય. અમૃતનો ભંડાર છે માટે આપણી આ દુર્ગતિ થાય છે.

અમૃતના એ નિત્યનિકેતનમાં દૈત્યનો કોઈ અધિકાર નથી એ વાત સાચી, પણ બહાર કાર્યક્ષેત્રમાં તેની ખૂબ જરૂર છે. તે દુર્ગમ માર્ગે ભાર ઉપાડી શકે છે, તે ડુંગરા ફોડીને રસ્તો કરી આપી શકે છે. તેને નોકર તરીકેનું વેતન આપો તો તે રોકડુ કામ પાર પાડી કૃતાર્થ બને, પરંતુ અમૃત કંઈ નોકરનું વેતન નથી, તે તો દેવતાની પૂજાની ભોગની સામગ્રી છે. તેને અપાત્રે અર્પણ કરવુ એ પાપ છે. જેને યથાસમયે બહાર જ મરવા દેવુ જોઈએ તેને અંદર ખેંચી લઈ જઈને જિવાડી રાખીએ તો પોતાને હાથે પાપ પેદા કર્યું કહેવાય. એટલે હુ કહેતો હતો કે જે બહારનું છે તેને બહાર રાખવાની સાધના એ જ જીવનયાત્રાની સાધના છે

## ૫૪

### દ્રષ્ટા

૬ઠ્ઠી ફાલ્ગુન, ૧૩૧૫

અંતરને બહારના આક્રમણથી બચાવો. બંનેને ભેળમેળ કરી નાખી એક હોય એ રીતે ન જુઓ. આખું જ કેવળ સંસારમાં સમાઈ જાય છે એમ ન માનો. એમ જો કરશો તો પછી સંસાર-સંકટમાંથી ઉદ્ધાર પામવાનો કોઈ માર્ગ શોધ્યો જડશે નહિ.

વારે વારે ઘોરતર કર્મસંઘાતની વચમાં જ પોતાના અંતરે નિર્લિપ્ત અનુભવો એ રીતે ક્ષણે ક્ષણે વારંવાર અનુભવ કરવો પડશે. અત્યંત કોલાહલમાં રહેવા છતાં એક એક વાર ક્ષણમાં જોઈ લેવું પડશે કે એ અંતરમાં કોઈ કોલાહલ પહોંચતો નથી. ત્યાં બધું શાન્ત, સ્તબ્ધ અને નિર્મલ છે ના, કોઈ પણ ઉપાયે ત્યાં બહારના કોઈ પણ અજ્ઞપાને પ્રવેશ કરવા નહિ દઉં

આ જે અવરજવર, હળવુંમળવું, હસારમનાની ગિરદી — એ બધામાં વાજળી વેગે એક વાર અંતરમાં આંટો મારી આવો — જોઈ આવો કે ત્યાં નિરાંત નિષ્કંપ પ્રદીપ બળ્યા કરે છે, અનુત્તરંગ સમુદ્ર પોતાની અતલસ્પર્શ ગંભીરતામાં સ્થિર રહેલો છે, શોકનું રુદન ત્યાં પહોંચતું નથી, ક્રોધનું ગર્જન ત્યાં શાન્ત છે

આ વિશ્વસંસારમાં એવું કશું નથી — એક કણ પણ નથી જેમાં પરમાત્મા ઓતપ્રોત થઈને ન રહેલા હોય, પરંતુ તેઓ દ્રષ્ટા છે — તેમના ઉપર કશાનો બોજો નથી. આ જગત તેમનું જ છે, તેઓ એમાં સર્વત્ર રહેલા છે એ ખરું પરંતુ તેમ છતાં તેઓ એને અતિક્રમીને રહેલા છે

આપણા અંતરાત્માને પણ એવો જ માનવો — સંસાર તેનો છે, શરીર તેનું છે બુદ્ધિ તેની છે, હૃદય તેનું છે આ સંસારમાં, બુદ્ધિમાં, હૃદયમાં તે પરિવ્યાપ્ત થઈને રહેલો છે પરંતુ તેમ છતાં આપણો અંતરાત્મા આ સંસાર, શરીર, બુદ્ધિ અને હૃદયથી અતીત છે તે દ્રષ્ટા છે આ જે 'હું' સંસારમાં જન્મ પામીને વિશેષ નામ ધારણ કરી જાતજાતના સુખદુઃખ ભોગવે છે એ પોતાના બહિરંગને તે સાક્ષીરૂપે જ જોયા કરે છે આપણે જ્યારે આત્મવિત્ થઈએ છીએ, એ પરમાત્માને જ્યારે સંપૂર્ણરૂપે જાણીએ છીએ, ત્યારે આપણે પોતાના નિત્ય સ્વરૂપને નિશ્ચયપૂર્વક જાણી સમસ્ત સુખ દુઃખની વચમાં રહેવા છતાં સુખદુઃખથી પર થઈ જઈએ છીએ, પોતાના જીવનને અને સંસારને દ્રષ્ટારૂપે જોઈએ છીએ

એ રીતે સમસ્ત કર્મમાંથી, સંસારમાંથી, સમસ્ત ક્ષોભમાંથી અલગ કરી આત્માને જ્યારે વિશુદ્ધ સ્વરૂપે જાણીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે તે શૂન્ય નથી, ત્યારે પોતાના અંતરમાં તે નિર્મલ નિસ્તબ્ધ પરમ આકાશને તે ચિદાકાશને જોવા પામીએ છીએ જ્યાં सत्यं ज्ञानमनन्तं ब्रह्म निहितं गुहायाम्। પોતાની અંદર આશ્ચર્યમય, જ્યોતિર્મય પરમ કોષને જાણવા પામીએ છીએ જ્યાં તે અતિશુભ્ર જ્યોતિની જ્યોત વિરાજમાન છે.

એટલા માટે જ ઉપનિષદમા વારંવાર કહ્યુ છે કે અંતરાત્માને જાણો, તો જ અમૃતને જાણી શકશો, તો જ બધાની વચમા રહેવા છતાં, બધામાં પ્રવેશ કરવા છતા, કશાનો પરિત્યાગ કર્યા વગર જ મુક્તિ પામશો — नान्यः पन्था विद्यते अयनाय.

## ૫૫

## નિત્યધામ

૭મી ફાલ્ગુન, ૧૩૧૫

ઉપનિષદમાં કહ્યુ છે —

आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन।

બ્રહ્મના આનંદને જેણે જાણ્યો છે તે કદી ભય પામતો નથી.

એ બ્રહ્મના આનંદને ક્યાં જોવો, એને ક્યાં જાણવો? અંતરાત્મામાં.

આત્માને એકવાર અંતર-નિકેતનમા, તેના નિત્યનિકેતનમાં જુઓ — જ્યા આત્મા બહારના હર્ષશોકથી અતીત છે, સંસારના બધા અજંપાથી અતીત છે, તે એકાંત અંતરતમ ગુહામા પ્રવેશ કરીને જુઓ — માલૂમ પડશે કે આત્મામાં પરમાત્માનો આનંદ રાતદિવસ

આવિર્ભૂત થતો હોય છે, એક ક્ષણનો પણ તેને વિરામ નથી. પરમાત્મા આ જીવાત્મામાં આનંદિત હોય છે. જ્યાં એ પ્રેમનું નિરંતર મિલન થતું હોય છે ત્યાં પ્રવેશ કરો, ત્યાં જુઓ તો બ્રહ્મનો આનંદ એટલે શું તેનો પોતાના અંતરમાં જ અનુભવ પામશો, અને તો જ કોઈ દહાડો કશાથી તમને ભય રહેશે નહિ.

તમને ભય ક્યાં હોય છે? જ્યાં આધિવ્યાધિ જરા-મૃત્યુ વિચ્છેદ-મિલન હોય, જ્યાં આવ જા, જ્યા સુખદુઃખ હોય. આત્માને આખો વખત જો એ બહારના સંસારમા જ જુઓ — જો તેને આખો વખત એક કામમાથી બીજા કામમાં, એક વિષયમાથી બીજા વિષયમાં જ અનુભવતા રહો, તેને વિચિત્રની સાથે, ચંચલની સાથે જ એકદમ ભેળવી દઈને એકરૂપે જાણો, તો તો તેને અત્યંત દીન મલિન રૂપે જોવા પામશો, તો તો તેને મૃત્યુથી ધીટળાયેલો જોઈને સદા શોક કરતા રહેશો, જે સત્ય નથી, સ્થાયી નથી તેને આત્મા સાથે જોડી દઈ તે સત્ય છે, સ્થાયી છે એવા ભ્રમમા પડશો અને અંતે એ બધું જ્યારે સંસારના નિયમ પ્રમાણે ક્ષય પામતું જશે ત્યારે આત્માનો જ ક્ષય થાય છે, આત્માનો જ વિનાશ થાય છે એમ લાગશે — અને એ રીતે વારંવાર શોકથી અને નિરાશાથી બળ્યા કરશો. સંસારને જ તમે જાણી જોઈને મોટું પદ આપ્યું હોવાને કારણે સસાર તમે આપેલા તે જોરથી આત્માનો ડગલે ને પગલે પરાભવ અને પરાજય કર્યા કરશે. પરંતુ આત્માને અંતરધામમાં નિત્યમાં બ્રહ્મમાં જોશો તો દર્શશોકનું બધું જોર ચાલ્યુ જશે. તો ક્ષતિ, નિન્દા, પીડા, કશાનો ભય રહેશે નહિ. આત્મા વિજયી બનશે. આત્મા ક્ષણિક સંસારનો દાસાનુદાસ નથી, — આત્મા તો અનંતમાં અમરતામાં પ્રતિષ્ઠિત છે. આત્મામાં બ્રહ્મનો આનંદ આવિર્ભાવ પામેલો છે. એટલે આત્માને જે લોકો સત્ય રૂપે જાણે છે તેઓ બ્રહ્મના આનંદને જાણે છે અને બ્રહ્મના આનંદને જેઓ જાણે છે તેઓ — न बिभेति कुतश्चन ।

परमे ब्रह्मणि योजितचित्तः
नन्दति नन्दति नन्दत्येव।

પરમ બ્રહ્મમાં પોતાના ચિત્તને યુક્ત કરીને જુએ છે તેઓ આનંદ પામે છે, આનંદ પામે છે, આનંદ જ પામે છે.

અને જેઓ પોતાને સંસારમાં યુક્ત કરીને જુએ છે તેઓ शोचति शोचति शोचत्येव।

## ૫૬

## પરિણય

૯મી ફાલ્ગુન, ૧૩૧૫

ચારે બાજુએ સંસારમાં આપણે જોઈએ છીએ કે સૃષ્ટિવ્યાપાર ચાલ્યા જ કરે છે. જે વ્યાપ્ત છે તે સંહત થાય છે, જે સંહત છે તે વ્યાપ્ત થાય છે. આઘાતમાંથી પ્રતિઘાત, રૂપમાંથી રૂપાન્તર ચાલ્યા જ કરે છે — એક ક્ષણનો પણ તેમાં ક્યાંય વિરામ નથી. આપણાં શરીર બુદ્ધિ-મન પણ પ્રકૃતિના આ ચક્રમાં ફર્યાં કરે છે, સતત તેમાં સંયોગ વિયોગ હ્રાસ વૃદ્ધિ અવસ્થાન્તર ચાલ્યા કરે છે.

પ્રકૃતિનો આ સૂર્યતારારૂપી લાખો કરોડો પૈડાંવાળો રથ દોડ્યે જાય છે — ક્યાંય એનું અંતિમ ગમ્યસ્થાન નજરે પડતું નથી, ક્યાંય એ સ્થિર થશે એમ લાગતું નથી. આપણે પણ શું એ જ રથમાં ચડીને એ લક્ષ્યહીન અનંત માર્ગે જ જઈ રહ્યા છીએ, જાણે કોઈ એક જગ્યાએ જવાનું છે એમ લાગે છે છતાં કોઈ કાળે પણ કોઈ ઠેકાણે પહોંચી શકતા નથી? આપણું અસ્તિત્વ જ શું આ રીતે અવિશ્રામ ચાલ્યા કરવું, આ રીતે અનંત શોધ કરવી એ જ છે? એમાં શું ક્યાંય કોઈ પ્રકારની પ્રાપ્તિનું, કોઈ પ્રકારની સ્થિતિનું તત્ત્વ છે જ નહિ?

એ જો સાચુ હોય, દેશકાળની બહાર આપણી જો કોઈ ગતિ જ ન હોય તો તો જે દેશકાળથી અતીત છે, જે અભિવ્યજ્યમાન નથી, જે પોતામા જ પરિસમાપ્ત છે, તે આપણે માટે તો બિનકુલ છે જ નહિ એ પૂર્ણતાનો સ્થિતિધર્મ જો આપણામાં બિલકુલ જ ન હોય તો અનતસ્વરૂપ પરબ્રહ્મને વિશે આપણે જે કોઈ વિશેષણ વાપરીએ તે કેવળ અમુક શબ્દરૂપ જ બની રહેવાના, આપણી આગળ તેનો કશો અર્થ જ થવાનો નહિ

એમ જો હોય તો તો આ બ્રહ્મ શબ્દનો જ બિનકુલ ત્યાગ કરવો જોઈએ જે કોઈ કાળે પ્રાપ્ત થવાનુ નથી તેને અનતકાળ સુધી શોધ્યા કરવા જેવી બીજી વિડબના શી હોય? તો તો એમ જ કહેવુ પડે કે સસાર જ પ્રાપ્ત કરી શકાય છે, સસાર જ મારો પોતાનો છે, બ્રહ્મ મારુ કઈ નથી

પણ સસાર કઈ પામી શકાતો નથી. સસાર તો માયામૃગની પેઠે આપણને સતત આગળ ને આગળ દોડાવ્યા કરે છે, હાથમા તો આવતો નથી કેવળ મહેનત કરાવીને મારે છે, છુટકારો કરતો નથી, છુટકારો કરે છે તો કાયમના બરતરફ કરી દે છે એવો કોઈ સબધ તે સ્વીકારતો નથી જે ચરમ સબધ હોય એનો અર્થ એ કે તે કાયમ આપણને ચલાવ્યા કરશે, ખવડાવશે તે પણ ચલાવવા માટે, મડી મડીથી જે થોડો વિશ્રામ કરાવશે તે પણ કેવળ ચલાવવાને જ માટે, ચાબુક લગામ બધા જ ચલાવવાના સાધન ન ચાલીએ તો ખવડાવેય નહિ, તમેનામાય ન રાખે પશુઓના સ્મશાનમા નાખી આવે અને છતા આ ચલાવવાનુ ફળ ઘોડો પામતુ નથી, ઘોડો સ્પષ્ટપણે જાણતો પણ નથી કે એ ફળ કોને મળે છે ઘોડો માત્ર એટલુ જ જાણે છે કે એને તો કેવળ ચાલ ચાલ કરવાનુ છે તે મૂઢની માફક સતત પૂછ્યા કરે છે કે કશુ કઈ મળતુ તો છે નહિ, ક્યાય જઈને પહોચતો તો હુ નહિ, છતા રાતદિવસ સતત ચાલ ચાલ શું કરવા કરુ છુ?

પેટમાં અગ્નિમય ક્ષુધાની ચાબુક પડે છે, હૃદય અને મનમાં કંઈ મેં કરો જ્વાલામય ક્ષુધાની ચાબુક પડે છે, ક્યાંય સ્થિર થઈને રહેવા દેતી નથી. એનો અર્થ શો?

ગમે તે હો, વાત એટલી છે કે સંસારને તો ક્યાંય પામતા નથી, તેમાં ક્યાંય કોઈ ઠેકાણે પહોંચીને થોભતા નથી — બ્રહ્મ પણ શું એ સંસારના જેવું જ છે? એને પણ શું ક્યાંય પામી નહિ શકાય? તે પણ આપણને અનંતકાળ સુધી ચલાવ ચલાવ કરશે અને એ પ્રાપ્તિહીન ચાલવાને જ અનંત ઉન્નતિ માની લઈ આપણે પોતાના મનને સદા ગમે તેમ કરીને સાત્વન આપવાનો પ્રયત્ન કર્યા કરીશું?

એમ નથી, બ્રહ્મને જ પામી શકાય છે, સંસારને પામી શકાતું નથી. કારણ, સંસારમાં પામવા જેવું કોઈ તત્ત્વ નથી — સંસારનું તત્ત્વ જ એ છે કે સરી જવું, એટલે તેને જ ચરમ ભાવે પામવાનો પ્રયત્ન કરીશું તો કેવળ દુઃખ જ પામીશું. પરંતુ બ્રહ્મને પણ ચરમ ભાવે પામવાની મહેનત કરીશું તો મહેનત જ મળશે, એમ કદી કહી શકાશે નહિ. પામવા જેવું તત્ત્વ કેવળ એક બ્રહ્મમાં જ છે કારણ તે જ સત્ય છે.

આપણા અંતરાત્મામાં પરમાત્માને પામવાનું પરિસમાપ્ત થઈ ગયેલું છે. આપણે જેમ જેમ બુદ્ધિથી હૃદયથી તેની ઉપલબ્ધિ કરીએ છીએ તેમ તેમ તેને પામીએ છીએ — એ બની જ ન શકે. એટલે કે જે હતું નહિ તેને આપણે નિર્માણ કરીએ છીએ, તેની સાથે આપણે આ ક્ષુદ્ર હૃદય અને બુદ્ધિ વડે સંબંધ બાંધીએ છીએ, એ વાત સાચી નથી. એ સંબંધ જો આપણે હાથે જ બંધાતો હોય તો એના ઉપર આસ્થા રાખી ન શકાય, તો એ આપણને આશ્રય નહિ આપી શકે. આપણી અંદર જ એક નિત્યધામ છે. ત્યાં દેશકાલની સત્તા ચાલતી નથી, ત્યાં ક્રમે ક્રમે 'સર્જન થતું' નથી. તે અંતરાત્માના નિત્યધામમાં

પરમાત્માનો પૂર્ણ આવિર્ભાવ પૂરો થયેલો જ છે એટલે ઉપનિષદમા કહ્યુ છે—

सत्य ज्ञानमनन्त ब्रह्म यो वेद निहित गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वाणि कामान् सह ब्रह्मणा विपश्चिता ।

સહુથી એક વ્યોમ એવુ જે પરમ વ્યોમ, જે ચિદાકાશ અતરાકાશ તેમા આત્મામાં જે સત્ય જ્ઞાન અને અનતસ્વરૂપ પરબ્રહ્મને ગભીર ભાવે રહેલા જાણે છે તેની સમસ્ત વાસના પૂર્ણ થાય છે

બ્રહ્મ કોઈ એક અનિર્દેશ્ય અતરમા પરિપૂર્ણ થઈને રહેલો છે એમ કહેવાનો કઈ અર્થ જ નથી તે આપણા જ અતરાકાશમા આપણા જ અતરાત્મામા सत्य ज्ञानमनन्तम् રૂપે સુગભીર ભાવે પ્રતિષ્ઠિત છે, એવુ બરાબર જાણીએ પછી વાસના આપણને વગર ફોગટની ભટ કાવી મારતી નથી, પરિપૂર્ણતાની ઉપલબ્ધિમા આપણે સ્થિર થઈ શકીએ છીએ

સસાર આપણી અદર નથી પણ બ્રહ્મ આપણી અદર જ છે એટલા માટે સસારને આપણે લાખ પ્રયત્ને પણ પામી શકતા નથી, બ્રહ્મને આપણે પામીને જ બેઠેલા છીએ

પરમાત્માએ આપણા આત્માને પસદ કરી લીધેલો છે— તેની સાથે એનો પરિણય પૂરેપૂરો સધાઈ ગયેલો છે હવે એમા કશું બાકી નથી કારણ, તેણે પોતે એને પસદ કર્યો છે કોણ જાણે કયા અનાદિકાળમા એ લગ્નના મત્ર ભણાઈ ગયેલા છે કહેવાઈ ગયેલુ છે — यदेतत् हृदय मम तदस्तु हृदय तव । એમા હવે ક્રમિક અભિવ્યક્તિનુ ગોરપદુ નથી તે अस्य 'एष' થઈને રહેલો છે તે આનો એ થઈને બેઠેલો છે, નામ લઈ શકાય એમ નથી એટલે ઋષિ કવિએ કહ્યુ છે—

एषास्य परमा गति, एषास्य परमा सम्पत्, एषोऽस्य परमोलोक, एषोऽस्य परम आनन्द ।

લગ્ન તો પૂરાં જ થઈ ગયાં છે, એમાં હવે કંઈ કહેવાનું જ નથી. હવે કેવળ અનંત પ્રેમની લીલા. જેને પામવાનું પૂરું થઈ ગયું છે તેને જ જુદી જુદી રીતે પામીએ છીએ — સુખમાં દુઃખમાં, વિપત્તિમાં સંપત્તિમાં, લોકમાં લોકાંતરમાં. વધૂ જ્યારે એ વાત સારી પેઠે સમજે છે ત્યાર પછી તેને કશી ચિંતા રહેતી નથી. પછી તે સંસારને સ્વામીના સંસાર તરીકે પિછાને છે, સંસાર પછી તેને પીડા દઈ શકતો નથી — સંસારમાં પછી તેને થાક લાગતો નથી, સંસાર ઉપર તેને પ્રેમ જન્મે છે. પછી તે જાણે છે કે જે सत्यं ज्ञानमनन्तम् બનીને અંતરાત્માને સદાને માટે કબજે કરીને બેઠેલો છે તે જ સંસારમા आनन्दरूपममृतम् विभाति — સંસારમા તેના જ પ્રેમની લીલા ચાલ્યા કરે છે અહી જ નિત્યની સાથે અનિત્યનો કાયમનો યોગ છે — આનંદનો અને અમૃતનો યોગ છે. અહી જ આપણા તે વરને, તે ચિરપ્રાપ્તને, તે એકમાત્ર પ્રાપ્તને નાનાવિધ વિચ્છેદ મિલનમાં થઈને, પામવા-ન-પામવાની જાતજાતની વ્યવધાન-પરંપરામા થઈને જુદી જુદી રીતે પામીએ છીએ, — જેને પામ્યા છીએ તેને જ ફરી ફરીને ખોઈ ખોઈને પામીએ છીએ, તેને જ નાનાવિધ રસમાં પામીએ છીએ, જે વધૂની મૂઢતા દૂર થઈ છે, આ વાત જેને સમજાઈ છે, આ રસ જેણે માણ્યો છે, તે જ आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन. જેણે આ જાણ્યુ નથી, જેણે તે વરને ઘૂમટો ખોલીને જોયો નથી — વરના સંસારને જ માત્ર જોયો છે, જે જ્યા પોતાનું રાણીનું પદ છે ત્યાં દાસી થઈને રહે છે, ભયથી મરે છે, દુઃખથી રડે છે, મેલીઘેલી થઈને ફરે છે—

दौर्भिक्ष्यात् याति दौर्भिक्ष्यम् क्लेशात् क्लेशम् भयात् भयम् ।

## ૫૭

## ત્રણ મજલા

૧૦મી ફાલ્ગુન, ૧૩૧૫

આપણી ત્રણ અવસ્થા જોવા મળે છે. ત્રણ મોટા મોટા સ્તરોમાં માનવજીવન નિર્માણ થાય છે: એક પ્રાકૃતિક, એક ધર્મનૈતિક, અને એક આધ્યાત્મિક.

પહેલી અવસ્થામાં પ્રકૃતિ જ આપણી સર્વેસર્વા હોય છે. એ અવસ્થામા આપણે બહાર જ રહીએ છીએ. પ્રકૃતિ જ આપણા બધા અનુભવોનું ક્ષેત્ર બની રહે છે. ત્યારે બહારની દિશામા જ આપણી સઘળી પ્રવૃત્તિ, સઘળી વિચારણા અને સઘળા પ્રયાસો હોય છે. એટલુ જ નહિ, આપણા મનમાં જે નિર્માણ થાય છે તેને પણ આપણે બહાર સ્થાપન કર્યા વગર રહી શકતા નથી — આપણા મનની વસ્તુઓ પણ આપણી કલ્પનામા બાહ્ય રૂપ ગ્રહણ કર્યા કરે છે. આપણે તેને જ સત્ય કહીએ છીએ જેને દેખી સ્પર્શી શકાય છે. એટલા માટે આપણા દેવને પણ કોઈ બાહ્ય પદાર્થમાં મૂર્ત કરીને અથવા તેને કોઈ બાહ્ય રૂપ આપીને આપણે તેનો પ્રાકૃતિક વિષયોમા જ સમાવેશ કરી દઈએ છીએ બહારના એ દેવને આપણે બાહ્ય પ્રક્રિયા દ્વારા શાન્ત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. તેની આગળ ભોગ ચડાવીએ છીએ, ખાવાનુ આપીએ છીએ, તેને કપડાં પહેરાવીએ છીએ, ત્યારે દેવતાની આજ્ઞાઓ પણ બાહ્ય આજ્ઞાઓ બની જાય છે. કઈ નદીમા સ્નાન કરવાથી પુણ્ય મળે, શું ખાવાથી પાપ લાગે, કઈ તરફ માથું રાખીને સૂવુ, કયો મંત્ર કયા નિયમ પ્રમાણે કઈ તિથિએ કઈ ઘડીએ ઉચ્ચારવો જોઈએ, એ બધું જ ત્યારે ધર્માનુષ્ઠાન બની જાય છે.

એમ કરતાં કરતા દૃષ્ટિ ઘ્રાણ સ્પર્શ વગેરે દ્વારા, કલ્પનાના

ભય દ્વારા, ભક્તિ દ્વારા બાહ્યને અનેક રીતે અડીસ્પર્શીને, તેને જુદી જુદી રીતે આઘાત કરીને અને તેના તરફથી આઘાત પામીને આપણે બાહ્યના પરિચયની સીમાએ પહોંચી જઈએ છીએ. પછી બહારનું વિશ્વ જ પહેલાંની માફક એકમાત્ર વિશ્વ લાગતું નથી. પછી તે જ આપણી એકમાત્ર ગતિ, એકમાત્ર આશ્રય, એકમાત્ર સંપત્તિ છે એમ લાગતું નથી. તેણે આપણી બધી આશાને જગાડીને એક દિવસ આપણા સમસ્ત મનને આકર્ષી લીધું હતું એટલે જ જ્યારે આપણે તેની સીમા જોઈ શક્યા ત્યારે તેના ઉપર આપણને એકદમ અશ્રદ્ધા જન્મી. પછી આપણે પ્રકૃતિને માયાવિની કહીને ગાળ દેવા લાગ્યા, સંસારનો એકદમ સર્વ રીતે અસ્વીકાર કરવાને મનમા વિદ્રોહભાવ જાગી ઊઠ્યો. પછી આપણે કહેવા લાગ્યા કે જેમા સતત આધિ વ્યાધિ અને મૃત્યુ છે, જેમા સતત ઘાણીના બળદની પેઠે અનંતપણે ફર્યા કરવાનું છે, તેને જ સાચું માની લઈને આપણે તેની જ આગળ સંપૂર્ણ આત્મસમર્પણ કર્યું હતું—આપણી એ મૂઢતાને ધિક્કાર હો.

પછી આપણે બહારનો પૂરેપૂરો ત્યાગ કરી અંતરમા જ ઘર બાંધવાનો પ્રયત્ન કર્યો. જે બાહ્ય વિશ્વને એક વખત રાજા તરીકે માન્યું હતુ તેને કઠોર યુદ્ધમા હરાવીને અંતરને જ વિજયી જાહેર કર્યું. જે સહજ વૃત્તિઓ અત્યાર સુધી બાહ્ય વિશ્વના સિપાઈ બનીને આપણને હંમેશા બહારના તગાદાથી જ ઝટકાવી મારતી હતી તે બધીને જેલમા પૂરીને, શૂળીએ ચડાવીને, ફાંસીએ લટકાવીને એકદમ નિર્મૂળ કરી નાખવાના પ્રયત્નમાં મંડી પડ્યા. જે બધા કષ્ટો અને અભાવોનો ભય દેખાડીને બાહ્ય વિશ્વે આપણને દાસત્વની બેડી પહેરાવી હતી તે બધા કષ્ટો અને અભાવોને આપણે એકદમ તુચ્છકારી કાઢ્યાં. રાજસૂય યજ્ઞ કરીને ઉત્તરમાં અને દક્ષિણમા, પૂર્વમાં અને પશ્ચિમમા બહારના બધા જ દુર્દાંત પ્રતાપી રાજાઓને હરાવીને આપણા અંતરની રાજધાનીના ઉચ્ચ પ્રાસાદશિખર ઉપર જયપતાકા ફરકાવી દીધી. વાસનાના પગમાં જંજીર પહેરાવી દીધી. સુખ-

દુ અને સખત પહેરામાં રાખ્યાં, પહેર્તાના રાજકારભાગને પગથી તે માથા સુધી બની નાખીને જ જંપ્યા

આવી રીતે બહારના એકચક્રી પ્રભુત્વને હનકુ પામીને જ્યારે આપણા અંતરમાં પ્રતિષ્ઠા પામ્યા ત્યારે અંતરતમ ગુહામાં આ શુ નજરે પડ્યુ ? આ કઈ જયગર્વ ન હોય આ કઈ કેવળ આત્મશાસનની અતિવિસ્તૃત સુવ્યવસ્થા ન હોય બહારના બંધનને ઠેકાણે આ કઈ કેવળ અંતરનુ નિયમ-બંધન ન હોય શાન્તાન્ત સમાહિત નિર્મલ ચિદાકાશમાં એવો આનંદપ્રકાશ જોયો જે અંતર અને બહાર બંનેને પ્રકાશિત કરતો હતો, અંતરના ગૂઢ કેન્દ્રમાંથી નિખિલ વિશ્વ તરફ જેના મંગળ કિરણોનો સમૂહ ફેલાતો હતો પછી અંદર અને બહારના બધા દ્વન્દ્વો દૂર થઈ ગયા પછી જય નહોતો આનંદ હતો પછી સંગ્રામ નહોતો લીલા હતી પછી ભેદ નહોતો મિલન હતું પછી હું નહોતુ સર્વ હતુ — પછી બહારે નહોતુ અંદરે નહોતુ, કેવળ બ્રહ્મ હતુ — तच्छुभ्र ज्योतिषां ज्योति । પછી આત્મા પરમાત્માના પરમ મિલનમાં વિશ્વજગત સંમિલિત થયુ હતુ પછી સ્વાર્થવિહીન કરુણા ઔદ્ધત્યવિહીન ક્ષમા અને અહંકાર વિહીન પ્રેમ જ રહ્યો — પછી જ્ઞાન ભક્તિ અને કર્મની વિચ્છેદવિહીન પૂર્ણતા જ રહી.

## ૫૮

## વાસના, ઇચ્છા અને મંગલ

૧૧મી ફાલ્ગુન, ૧૩૧૫

આપણા સમસ્ત કર્મપ્રયાસને જગાડવાનો ભાર સૌથી પહેલા બહારના વિશ્વ ઉપર જ નંખાયેલો હોય છે તે આપણને અનેક બાજુએથી અનેક રીતે સજાગ અને અસ્વસ્થ બનાવી દે છે

તે આપણને જગાડે પણ આપણો કબજો ન લઈ બેસે — એવું નક્કી થયું હતું. જાગવાનું એટલા માટે કે પોતાના ચૈતન્યમય અધિકારનો અનુભવ કરીએ, દાસત્વનો બોજો ઉપાડવા માટે નહિ.

રાજાના છોકરાને માસ્તરને સોંપવામાં આવ્યો. માસ્તર તેને ભણાવી ગણાવીને તેની મૂઢતા અને જડતા દૂર કરીને તેને રાજાના પૂર્ણ અધિકારને યોગ્ય બનાવી દે — એવી તેની સાથે સમજૂતી થઈ હતી. રાજા કોઈનો ગુલામ નથી એ શિક્ષણ જ તેના બધા શિક્ષણમાં પ્રધાન હોવું જોઈએ.

પણ માસ્તર ઘણી વાર તેના વિદ્યાર્થીને અનેક રીતે એવો કબજો કરી લે છે, માસ્તર ઉપર જ સંપૂર્ણપણે આધાર રાખવાના મૂઢ સંસ્કારમાં એવો જકડી લે છે કે, મોટો થઈને તે નામનો સિંહાસન ઉપર બેસે છે, અને પેલો માસ્તર જ રાજા ઉપર રાજ્ય કર્યા કરે છે.

તે જ પ્રમાણે બાહ્ય વિશ્વ પણ જ્યારે શિક્ષણ આપવા કરતાં ઘણે દૂર પહોંચી જાય છે, જ્યારે તે આપણને દબાવી દેવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેને એકદમ બરતરફ કરી દઈને તેની જાળ કાપવાનો માર્ગ લેવો એ જ શ્રેયનો માર્ગ થઈ પડે છે.

બાહ્ય વિશ્વ જે શક્તિ વડે આપણા પ્રયાસને બહારની બાજુએ તાણી લઈ જાય છે તેને આપણે વાસના કહીએ છીએ. એ વાસના આપણને બહારના જાતજાતના વિષયોની લગની લગાડે છે. જે વખતે જે સામે આવીને ખડુ થાય છે તે વખતે તે જ આપણુ મન હરી લે છે — એ રીતે આપણુ મન અનેક વિષયોમા વિક્ષિપ્ત થઈને ભટકયા કરે છે. અનેક સાથેના પ્રથમ પરિચયનો આ જ સ્વાભાવિક માર્ગ છે.

એ વાસના જો યોગ્ય ઠેકાણે ન થભે — એ વાસનાની પ્રબળતા જ જો જીવનમાં સૌથી મોટી બની જાય, તો આપણું જીવન તામસિક

દશાને છોડી શકતું નથી આપણે પોતાના અધિકારને અનુભવી કે સાબિત કરી શકતા નથી બાહ્ય જ રોક બની જાય છે, અને કોઈ પણ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત કરવું આપણે માટે અસભવિત બની જાય છે તત્કાળની જરૂરિયાત, તત્કાળનું આકર્ષણ જ આપણને એક ક્ષુદ્રતામાંથી બીજી ક્ષુદ્રતામા ભટકાવી મારે છે એવી સ્થિતિમા કોઈ પણ સ્થાયી વસ્તુને માણસ નિર્માણ કરી શકતો નથી

એ વાસના ક્યા જઈને થભે? ઇચ્છામા વાસનાનુ લક્ષ્ય જેમ બહારના વિષયો છે તેમ ઇચ્છાનુ લક્ષ્ય અદરનો અભિપ્રાય અથવા ઉદ્દેશ્ય છે ઉદ્દેશ્ય એ અતરની વસ્તુ છે ઇચ્છા આપણી વાસનાને બહારને માર્ગે ગમે તેમ ભટકવા દેતી નથી — સમસ્ત અસ્થિર વાસનાને તે કોઈ એક આતરિક ઉદ્દેશ્યની આસપાસ બાધી રાખે છે

પછી શું થાય છે? તો કે જે બધી વાસનાઓ જુદા જુદ શેઠોના બોનાવવાથી બહાર ફરતી રહેતી હતી તે બધી એક શેઠન શાસનથી અદર સ્થિર થઈને બેસે છે અનેકમાથી એકમા આવે છે

પૈસા કમાવા છે એ ઉદ્દેશ્ય જો મનમા રાખીએ તો આપણી વાસનાને ગમે તેમ ભટકવા દીધે નહિ ચાલે અનેક લોભોને કાબૂમા રાખવા પડે છે, કોઈ પણ બાહ્ય વિષય આપણી વાસનાને એ ઉદ્દેશ્યની સેવામાથી ભુલવીને ન લઈ જવા પામે એ માટે સદા સાવચેત રહેવુ પડે છે પરતુ વાસના જ જો આપણી ઇચ્છા કરતાં પ્રબળ બની જાય, તે જો ઉદ્દેશ્યને માનવા તૈયાર ન હોય, તો તો બહારની જ સત્તા મોટી બનીને અદરની સત્તાને ગૌણ બનાવી દે, અને ઉદ્દેશ્ય ધૂળમા મળે. પછી માણસનુ સર્જનકાર્ય ચાલી ન શકે વાસના જ્યારે તેના અદરના કુળનો ત્યાગ કરે ત્યારે તે બધુ જ ધૂળધાણી કરી નાખે છે

જ્યા ઇચ્છાશક્તિ બળવાન હોય છે, જ્યા સત્તા અતરમા સુપ્રતિષ્ઠિત હોય છે, ત્યા તામસિકતાના આકર્ષણમાથી છૂટીને માણસ રાજસિકતામા ઉન્નતિ પ્રાપ્ત કરે છે ત્યા માણસ વિદ્યામા, ઐશ્વર્યમા,

પ્રતાપમાં ઉત્તરોત્તર વિસ્તાર પ્રાપ્ત કરતો જાય છે.

પરંતુ વાસનાના વિષય જેમ બહારના જગતમાં અનેક હોય છે તેમ ઇચ્છાના વિષય પણ અંતર્જગતમાં ઓછા નથી હોતા. મનમાં કંઈ કેટલાય ઉદ્દેશો જાગે છે તેનો પાર નથી હોતો. વિદ્યાનો ઉદ્દેશ, ધનનો ઉદ્દેશ વગેરે બધા જ પોતે પ્રધાન બની બેસવા ઇચ્છે છે. એ વિક્ષિપ્તતા પણ વાસનાની વિક્ષિપ્તતા કરતાં ઓછી નથી હોતી.

એ ઉપરાંત બીજી એક વસ્તુ પણ જોવામાં આવે છે. જ્યારે વાસનાની પાછળ પડી બહારના સેંકડો રાજાઓને શેઠ બનાવ્યા હતા ત્યારે જે પગાર મળતો હતો તેનાથી પેટ ભરાતું નહોતું. એટલા માટે જ માણસ વારંવાર દુઃખપૂર્વક કહે છે કે વાસનાની નોકરી એ ભારે દુઃખની નોકરી છે. એમાં જે ખાવાનું મળે છે તે સતત ભૂખ વધાર્યા કરે છે, અને હજાર વસ્તુનાં આકર્ષણો ભટકાવી મારી કોઈ જગ્યાએ શાંતિ પામવા દેતાં નથી.

અને ઇચ્છાને અનુસરીને અંદરના એક ઉદ્દેશ પાછળ જ્યારે ભટકીએ છીએ ત્યારે પણ ઘણી વાર પગારમાં બનાવટી રૂપિયા મળે છે. શ્રાંતિ આવે છે, અવસાદ આવે છે, દ્વિધા આવે છે. સતત ઉત્તેજનાની મદિરાની જરૂર પડે છે — શાંતિ પણ મળતી નથી. વાસના જેમ બહારની ભુલભુલામણીમાં ભટકાવી મારે છે તેમ ઇચ્છા અંતરની ભુલભુલામણીમાં ભટકાવી મારે છે, અને આખરે મજૂરી ચૂકવતી વખતે ખોટું નાણું આપે છે.

એટલા માટે, વાસનાઓને ઇચ્છાના શાસનમાં એકચબદ્ધ કરવી એ જેમ માણસની અંદરની કામના હોય છે — તે જો ન કરી શકે તો જેમ તે કોઈ પણ સફળતા જોવા પામતો નથી, તે જ પ્રમાણે ઇચ્છાઓને પણ કોઈ એક શેઠની સેવામાં લગાડવી એ તેની મૂળ પ્રાર્થના હોય છે. એ વગર તે જીવી શકતો નથી. બહારના શત્રુઓને જીતવા માટે અંદરના સિપાઈઓને તે ભેગા કરે તો નાયકના અભાવે એ

દુર્દાન્ત સૈનિકોને હાથે જ તેને મરવાનો વારો આવે છે સૈનિકોનું રાજ્ય લૂંટારાઓના રાજ્ય કરતાં સારું ખરું, પણ તેમાંયે સુખ નથી હોતું તામસિકતામાં વૃત્તિઓનું પ્રાધાન્ય હોય છે રાજસિકતામાં સૈનિકોનું પ્રાધાન્ય હોય છે એમાં સૈનિકોનું રાજ્ય હોય છે

પણ આપણને તો રાજાનું રાજ્ય જોઈએ એ સરાજકતાનું પરમ કલ્યાણ ક્યારે ભોગવીશું? જ્યારે વિશ્વઇચ્છા સાથે પોતાની સમસ્ત ઇચ્છાને મેળવી દઈશું ત્યારે

એ ઇચ્છા જ જગતની એક ઇચ્છા છે, મંગલ ઇચ્છા છે એ કેવળ મારી ઇચ્છા નથી, એ આખા જગતની મૂલગત નિયમાળની ઇચ્છા છે એ જ બધાની પ્રભુ છે એ એક પ્રભુના મહારાજ્યમાં જ્યારે મારી ઇચ્છાના સૈનિકોને ખડા કરું ત્યારે જ તેઓ સાચી જગ્યાએ ખડા થયા કહેવાય પછી ત્યાગ કરવાથી નુકસાન થતું નથી, ક્ષમા કરવાથી વીર્યની હાનિ થતી નથી, સેવા કરવાથી દાસત્વ આવતું નથી પછી વિપત્તિ ડરાવતી નથી સજા દઈ શકતી નથી, મૃત્યુમાંથી ભય નીકળી જાય છે એક વખતે બધાએ મારા ઉપર કબજો જમાવ્યો હતો, આખરે હું જ્યારે રાજાને પામ્યો ત્યારે મેં બધા ઉપર અધિકાર મેળવ્યો જે વિશ્વમાંથી આત્મરક્ષણ માટે પોતાના અંતરના દુર્ગમાં ભરાયો હતો તે વિશ્વમાં જ ફરીવાર નિર્ભયતાપૂર્વક બહાર પડ્યો, અને રાજાના સેવકને ત્યાં બધાએ આદરપૂર્વક વધાવી લીધો

## ૫૯

## સ્વાભાવિકી ક્રિયા

૧૧મી ફાલ્ગુન, ૧૩૧૫

જે એક ઇચ્છા વિશ્વજગતના મૂળમા વિરાજે છે તેને વિશે જ ઉપનિષદમા કહેલુ છે કે — स्वाभाविकी ज्ञानबलक्रिया च" તે એકની જ જ્ઞાનક્રિયા અને બલક્રિયા સ્વાભાવિકી છે તે સ્વાભાવિક છે, સ્વાધીન છે, તેના ઉપર બહારનુ કોઈ કૃત્રિમ દબાણુ નથી

આપણી ઇચ્છા જ્યારે એ મૂળ મંગળઇચ્છાની સાથે મળી જાય છે ત્યારે તેની પણ બધી ક્રિયા સ્વાભાવિકી બની જાય છે અર્થાત્ તેના બધા કામો કોઈ પણુ સહજ વૃત્તિનુ દબાણુ કરાવતુ નથી—અહંકાર તેને ઠેવો મારતો નથી, લોકસમાજનુ અનુકરણુ તેને ઉત્પન્ન કરતુ નથી, લોકખ્યાતિ જ તેને જેમ તેમ જિવાડી રાખતી નથી, સાંપ્રદાયિક દળબંધીનો ઉત્સાહ તેને શક્તિ પૂરી પાડતો નથી, નિન્દા તેને આઘાત પહોચાડતી નથી, જુલમ તેને રોકતો નથી, સાધનની તંગી તેને બંધ પાડતી નથી

મંગળઇચ્છાની સાથે જેમની ઇચ્છા મળી ગઈ છે તેઓ વિશ્વજગતની પેલી અમર શક્તિ, પેલી સ્વાભાવિકી ક્રિયાશક્તિ પ્રાપ્ત કરે છે એના ઇતિહાસમાં અનેક પ્રમાણુ છે બુદ્ધદેવ કપિલવસ્તુની સુખ-સમૃદ્ધિનો ત્યાગ કરીને જ્યારે વિશ્વના મંગળનો પ્રચાર કરવાને બહાર પડયા હતા ત્યારે તેમનો રાજ્યભંડાર ક્યા હતો, તેમના સૈન્યસામંતો ક્યાં હતા? તે વખતે બાહ્ય સાધનસામગ્રીની બાબતમા તેઓ અને તેમના પિતાના રાજ્યના ગરીબમા ગરીબ અને અશક્તમા અશક્ત પ્રજાજન બને સરખા હતા પરંતુ તેમણે વિશ્વની મંગળઇચ્છાની સાથે પોતાની ઇચ્છાને મેળવી દીધી હતી એટલે તેમની ઇચ્છાને પેલી પરાશક્તિની સ્વાભાવિકી ક્રિયા પ્રાપ્ત થઈ હતી. તેથી તેમના મૃત્યુને

સેંકડો શતાબ્દીઓ થઈ ગઈ છે છતાં તેમની મંગલઇચ્છાની સ્વાભાવિકી ક્રિયા આજે પણ ચાલુ છે. આજે પણ બુદ્ધગયાના એકાંત મંદિરમાં જઈને જોઈએ છીએ તો દૂર દૂર જાપાનના સમુદ્રકાંઠેથી સંસારના તાપથી તપેલો માણી આવીને અંધારી મધરાતે બોધિવૃક્ષની સામે બેસીને તે વિશ્વકલ્યાણી ઇચ્છા આગળ આત્મસમર્પણ કરીને હાથ જોડીને કહે છે — बुद्धस्य शरणं गच्छामि. આજે પણ તેમનું જીવન માણસને જીવન આપે છે, તેમની વાણી માણસને અભયદાન આપે છે — તેમની તે હજારો વર્ષ પહેલાંની ઇચ્છાની ક્રિયા આજે પણ ક્ષય પામી નથી

ઈસુનો જન્મ કોઈ અજાણ્યા ગામડાના છેવાડે કોઈ એક કોઢારામા થયો હતો, કોઈ પંડિતના ઘરમાં નહિ, કોઈ રાજાના મહેલમા નહિ, કોઈ મહાઐશ્વર્યશાળી રાજધાનીમાં નહિ, કોઈ મહાપુણ્યક્ષેત્ર ગણાતા તીર્થસ્થળમા નહિ. જેઓ માછલાં પકડીને આજીવિકા ચલાવતા હતા એવા કેટલાક યહૂદી યુવકો જ તેમના શિષ્યો થયા હતા. જે દિવસે રોમનરાજ્યના પ્રતિનિધિએ તેમને અનાયાસે ક્રૂસે ચડાવવાનો હુકમ ફરમાવ્યો તે દિવસ જગતના ઇતિહાસમાં સદાને માટે ધન્ય બની જશે એવા કોઈ ચિહ્નો તે દિવસે દેખાતા નહોતાં. તેમના શત્રુઓએ માન્યુ હતું કે બધું પતી ગયું — એ અનિક્ષુદ્ર તણખાને એકદમ કચડી નાખી બુઝાવી દીધો. પણ કોની મગદૂર છે કે બુઝાવે? ભગવાન ઈસુએ પોતાની ઇચ્છાને પોતાના પિતાની ઇચ્છા સાથે મેળવી દીધી હતી — એ ઇચ્છાનું મૃત્યુ નથી, તેની સ્વાભાવિકી ક્રિયાનો ક્ષય નથી. અત્યંત કૃશ અને દીનભાવે જેણે પોતાને પ્રગટ કરી હતી તે આજે બે હજાર વર્ષ થયાં વિશ્વવિજય કરતી રહી છે.

અખ્યાત, અજ્ઞાત દૈન્ય દારિદ્રયમાં જ તે પરમ મંગલશક્તિએ પોતાની સ્વાભાવિકી જ્ઞાનબલક્રિયાને પ્રગટ કરી છે તેના પુરાવા ઇતિહાસમાં વારંવાર મળતા રહ્યા છે. હે અવિશ્વાસી, હે ભીરુ, હે

દુર્બલ, તે શક્તિનો આશ્રય લે, તે ક્રિયાને પ્રાપ્ત કર — પોતાને શક્તિહીન માનીને બદાર ભિક્ષાપાત્ર સંભાળીને વૃથા રોદણાં રડવામાં વખત વિતાડીશ નહિ — તારી સામાન્ય જે કંઈ પૂંજી છે તે રાજાના ઐશ્વર્યને પણ શરમાવશે.

## ૯૦

## પારસમણિ

૧૨મી ફાલ્ગુન, ૧૩૧૫

તોઁર નામ પરશરતન
પાપિ-હૃદય-તાપ-હરણ-
પ્રસાદ તોઁર શાન્તિરૂપ ભકતહૃદયે જાગે.

(તેનુ નામ પારસમણિ છે, પાપી હૃદયના તાપને હરનાર છે, તેનો પ્રસાદ શાતિરૂપે ભક્તના હૃદયમા જાગે છે)

એ પારસમણિ પ્રાતકાળની આ ઉપાસનામા શુ આપણે પામીએ છીએ? જો તેની એક કણી સુધ્ધા પામતા હોઈએ તો કેવળ મનમા ભાવરસની ઉપલબ્ધિમા જ તેને પૂરી ન રાખીએ તેનો સ્પર્શ કરાવવો જોઈશે — તેના સ્પર્શથી આપણા આખા દિવસને સોનાનો બનાવી દેવો જોઈશે

દિવસ દરમ્યાન ક્ષણે ક્ષણે એ પારસમણિ વડે મારા મોઢાનાં વચનોને સ્પર્શ કરવો પડશે, મારા મનના વિચારોને સ્પર્શ કરવો પડશે — મારા સસારના કર્મોને સ્પર્શ કરવો પડશે

તો, જે હલકું હતુ તેમા એક ક્ષણમા ગૌરવનો સચાર થશે, જે મલિન હતુ તે ઉજ્જ્વલ બની જશે, જેની કશી કિંમત નહોતી તેની કિંમત ખૂબ વધી જશે

આપણી પ્રભાતકાળની આ ઉપાસનાને અડાડીશું, આખો દિવસ બધાને અડાડીશું — તેમના નામને અડાડીશું, તેમના ધ્યાનને અડાડીશુ, "शान्तं शिवं अद्वैतम्" એ મંત્રને અડાડીશુ, ઉપાસનાને કેવળ હૃદયનું ધન નહિ બનાવી મૂકીએ — તેને ચારિત્રની પૂંજી બનાવીશુ, તેના વડે કેવળ સ્નિગ્ધતા જ નહિ પ્રાપ્ત કરીએ — પ્રનિષ્ઠા પ્રાપ્ત કરીશુ.

લોકવાયકા છે કે પ્રભાતનો મેઘ વ્યર્થ જાય છે, તે વરસતો નથી આપણી આ પ્રભાતની ઉપાસના તે રીતે ક્ષણકાળને માટે અગરી સવારની હવામા જ ઊડી ન જાય તો સારુ

કારણ કે જ્યારે તડકો આકરો હોય છે ત્યારે જ સ્નિગ્ધતાની જરૂર હોય છે જ્યારે તૃષા પ્રબળ હોય છે ત્યારે જ વરસાદ કામ આવે છે સસારના ઘોર કાર્યોમા જ શુષ્કતા આવે છે, દાહ પ્રગટે છે બી. જ્યારે પુષ્કળ જામી હોય છે, કોલાહલ જ્યારે ભારે મચ્યો હોય છે, ત્યારે જ આપણે પોતાની જાતને ખોઈ બેસીએ છીએ આપણી પ્રભાતની કમાણીને તે સમયે જ જો કોઈ કામમા લઈ ન શકીએ, તે જો દેવને અર્પેલી સપત્તિની પેઠે મદિરમા જ પૂજા અર્ચનાના કામમા જ રોકાઈ રહે, તેને જો સસારના કામે લગાડી જ ન શકાય, — તો તો તે કશા કામની જ ન રહી

દિવસ દરમ્યાન અમુક અમુક સમય એવો આવે છે જે અત્યંત નીરસ, અત્યત અનુદાર હોય છે જે સમયે ભૂમા સૌથી વધુ પ્રચ્છન્ન રહે છે — જે સમયે, કા તો આપણે બિનકુલ ઑફિસના જીવ બની જઈએ છીએ, અથવા આહાર પચાવવાની જડતાને કારણે આપણા અતરાત્માની ઉજ્જ્વલતા અત્યત મ્લાન થઈ જાય છે એ શુષ્કતા અને જડતાના આવેશને વખતે તુચ્છતાના આક્રમણને આપણે ઉત્તેજન ન આપીએ — આત્માના મહિમાને તે વખતે પણ પ્રત્યક્ષગોચર બનાવી રાખીએ એ જ વખતે આપણને યાદ આવે કે આપણે ભૂર્ભુવ સ્વર્લોકમા ઊભા છીએ, આપણને યાદ રહે કે અનત

ચૈતન્યસ્વરૂપ (ઇશ્વર) આ ક્ષણે આપણા અંતરમાં ચૈતન્ય રેલાવે છે, યાદ રહે કે પેલું શુદ્ધં અપાપવિદ્ધ આ ક્ષણે આપણા હૃદયમાં અધિષ્ઠિત થઈને રહેલું છે. સમસ્ત હાસ્યાલાપ, સમસ્ત કાજકર્મ, સમસ્ત ધડ-પડના અંતરતમ મૂળમાં એક અવિચળ પરિપૂર્ણતાની ઉપલબ્ધિ કદી પૂરેપૂરી ઢંકાઈ ન જાઓ.

પણ આ ઉપરથી કોઈએ એમ ન માનવું કે સંસારના બધા જ હાસ્યાલાપને અને બધા જ આમોદપ્રમોદને બિલકુલ છોડી દેવા એનું નામ જ સાધના. જેની સાથે આપણો જેટલો સ્વાભાવિક સંબંધ હોય તે ન સાચવીએ તો તે આપણા ઉપર અસ્વાભાવિક રીતે ચઢી બેસે છે — ત્યાગ કરવાના કૃત્રિમ પ્રયત્નને લીધે જ ફાંસો વધારે સખત બની જાય છે. સ્વાભાવિક રીતે જે બહારની ક્ષણિક વસ્તુ છે, તે જ ઘણી વાર ત્યાગ કરવાના પ્રયત્નને લીધે આપણા અંતરના ધ્યાનની વસ્તુ બની બેસે છે.

ત્યાગ નહિ કરીએ, સાચવીશું, પણ યોગ્ય સ્થાને સાચવીશું. નાની વસ્તુને મોટી નહિ બનાવી દઈએ, શ્રેયને પ્રેયના આસન ઉપર નહિ બેસવા દઈએ, અને બધી વખતે બધાં કર્મોમાં અંતરના ગૂઢ ઓરડાના અચલ દરબારમાં ઉપાસનાને ચાલવા દઈશું. ઈશ્વર નથી એવું કદી કોઈ પણ ઉપાયે મનને સમજવા નહિ દઈએ — કારણ, એ બિલકુલ ગલત વાત છે.

પ્રભાતમાં એકાંત ભક્તિપૂર્વક તેમના ચરણની રજ મનમાં ઉપાડી લઈ જાઓ — એ જ આપણો પારસમણિ. આપણું હસવું-રમવું, આપણાં કામકાજ, આપણો સંસાર-વહેવાર જે કાંઈ છે તેના ઉપર એ ભક્તિનો સ્પર્શ કરાવો. આપોઆપ બધું મોટું બની જશે, બધું પવિત્ર બની જશે, બધું જ તેમની આગળ અર્પણ કરી દેવા યોગ્ય બની જશે.

## ૬૧

## અભ્યાસ

૧૩મી ફાલ્ગુન, ૧૩૧૫

જે પરમ ચૈતન્યસ્વરૂપ છે તેને આપણે નિર્મળ ચૈતન્ય દ્વારા જ અંતરાત્મામાં અનુભવી શકીશું — એ બધી વાતનો સાર છે. તે બીજી કોઈ રીતે અમસ્તામાં આપણા હાથમાં પકડાય એમ નથી — પછી એમાં ગમે તેટલો વિલંબ થાય એને જ એ દર્શન દે એની અપેક્ષાએ કોઈ કામ બાકી રહેતું નથી — આપણા આહાર વ્યવહાર, પ્રાણન મનન બધું જ ચાલે છે. આપણા જીવનનો જે વિકાસ તેના દર્શનમાં પરિસમાપ્ત થવાનો છે તે ભલે ધીરે ધીરે થાય, વિલંબથી થાય, એ માટે તે કોઈ હથિયારબંધ સિપાઈને મોકલીને તગાદો કરતા નથી. એ તો એક પરિપૂર્ણ વસ્તુ છે એટલે પુષ્કળ તડકા અને વરસાદ પછી, અનેક દિવસોની અને રાત્રિની માવજતો અને તેની સહસ્ર પાંદડીઓ એક દીટે ખીલી ઊઠશે.

એટલા માટે કોઈ કોઈ વાર મારા મનમાં એવો સંશય જાગે છે કે અહીં આપણે પ્રાતઃકાળમાં ઉપાસનાને માટે અનેક જણ ભેગા થયા છીએ, તે આપણે ઘણી વાર આપણા સંપૂર્ણ ચિત્તને અહીં લાવી શકતા નથી — તો શું આપણે આ સારું કરીએ છીએ? નિર્મળ ચૈતન્યને સ્થળે અચેતન અભ્યાસને બેસાડવામાં આપણે ખોટું નથી કરતા?

હું મનમાં કોઈ કોઈ વાર અત્યંત સંકોચ અનુભવું છું, મને એમ થાય છે કે જે ઈશ્વર પોતાને પ્રગટ કરવા માટે આપણી ઇચ્છા ઉપર લેશ પણ જબરદસ્તી કરતો નથી તેની ઉપાસનામાં રખેને આપણે લેશ પણ અનિચ્છા સાથે આવીએ, રખેને અહીં આવતી વખતે લગારે કોઈ અનુભવીએ લેશ પણ આળસ આડે આવે. રખેને તે વખતે કોઈ મનોરંજન કે કામનું આકર્ષણ આપણામાં અંદરખાને એક પ્રકારની

વિમુખતા પેદા કરે. ઉપાસનામાં શિથિલતા કરીએ તો બીજા જેઓ ઉપાસના કરે છે તેમને કદાચ ખોટું લાગે, કદાચ કોઈ નિંદા કરે અથવા ચિડાય, રખેને એ તગાદો જ સૌથી મહત્ત્વનો બની જાય. એટલા માટે કોઈ કોઈ વાર મને એમ કહેવાનું મન થઈ આવે છે કે મન સંપૂર્ણ અનુકૂળ, સંપૂર્ણ રાજી ન હોય તો આ ઠેકાણે કોઈએ આવવું નહિ.

પણ સંસાર એ શી વસ્તુ છે એ હું જાણું છું. એ સંસારની ઘણી વાટ વટાવી આજે ઘડપણને આરે આવી પહોંચ્યો છું. મને ખબર છે કે દુઃખ એટલે શું, આઘાત કેવા પ્રચંડ હોય છે, વિપત્તિ કેવી અકલ્પ્ય હોય છે. જે વખતે આશ્રયની જરૂર સૌથી વધારે હોય છે તે વખતે આશ્રય કેવો દુર્લભ હોય છે. તેમના વગરનું જીવન અત્યંત ગૌરવહીણું હોય છે, ચારે બાજુઓ જીવનને ખેંચાખેંચ કરે છે. જોતજોતામાં તેનો સૂર હેઠો ઊતરી જાય છે, તેની વાણી, વિચાર અને કાર્ય તુચ્છ બની જાય છે. એ જીવન જાણે ખુલ્લું પડી ગયુ હોય છે — તે અને તેની બહારનું વિશ્વ એ બે વચ્ચે જાણે કોઈ તેને રોકનાર નથી ક્ષતિ એકદમ જાણે તેના શરીર ઉપર આવીને અથડાય છે, નિન્દા એકદમ આવીને તેના મર્મમાં આઘાત કરે છે, દુઃખ કોઈ પણ ભાવરસ મારફતે સુન્દર કે મહત્ બની જતું નથી. સુખ એકદમ છાકટાપણું બનીને અને શોકનું કારણ એકદમ મૃત્યુબાણ બનીને તેને વાગે છે. એનો જ્યારે વિચાર કરું છું ત્યારે બધો સંકોચ મનમાંથી ચાલ્યો જાય છે, — પછી હું બીને કહું છું, ના, શિથિલતા કર્યે નહિ ચાલે. એક દિવસ પણ હું નહિ ભૂલું, દરરોજ તેની સામે આવીને હું ઊભો રહીશ, દરરોજ કેવળ સંસારને જ ઉત્તેજન આપીને તેને જ કેવળ છાતીનું બધું લોહી પાઈને પ્રબળ બનાવીને પોતાને આમ અસહાયભાવે બિલકુલ તેના હાથમાં પૂરેપૂરી રીતે સમર્પણ કરી નહિ દઉં, દિવસમાં ઓછામાં ઓછુ એક વાર તો એ વાત દરરોજ કહેવી જ પડશે કે તું સંસાર કરતાં મોટો છે, તુ સૌથી મોટો છે.

જે રીતે શકય હોય એ રીતે આ વાત કહીશ આપણી શક્તિ ક્ષુદ્ર છે તે અતર્યામી જાણે છે કોઈ દિવસ આપણા મનમા કઈક વિચાર જાગે છે, તો કોઈ દિવસ બિલકુલ જાગતો જ નથી — મનમા વિક્ષેપ જન્મે છે, છાયા પડે છે, ઉપાસનાનો જે મત્ર બોલીએ છીએ તેનો અર્થ રોજ રોજ ઉજ્જવળ રહેતો નથી. પરતુ તેમ છતાં નિશ્ચ નહિ ખોઈએ રોજ રોજ બાગણે આવીને ઊભા રહીશું બારણુ ઊઘડે કે ન ઊઘડે જો અહી આવવામા કષ્ટ પડે, તો તે કષ્ટને ઉલ્લઘીને આવીશુ જો સસારનુ કોઈ બધન મનને ખેચી રાખવા ચાહે તો ક્ષણભરને માટે તે સસારને એક બાજુએ હટાવી દઈને આવીશુ

બીજુ કઈ નહિ બને તોયે આ અભ્યાસ (ટેવ) જ આપણને દરરોજ એમની પાસે આણીને હાજર કરશે જે દાન સૌથી ઓછામ ઓછુ છે તે તો આપણે તેમને આપીશુ જ તેટલુ આપવા માટે પણ જે સુસ્તી વટાવવી પડે, જે જડતા છોડવી પડે, તે છોડતા ખચાઈએ નહિ અત્યત દરિદ્રનુ જે લગભગ નહિ જેવુ દાન ને પણ આપણે દરરોજ નિષ્ઠા સહિત તેમની આગળ આણી આપી શકીએ તો કેવુ સારુ જેમને આખુ જીવન અર્પણ કરવુ જોઈએ, જેમને દિવસમા બધા કર્મોમા અને બધા વિચારમા રાજા બનાવીને બેસાડવા જોઈએ, તેમને માત્ર મોઢાના શબ્દો જ આપવા — પણ તે પણ આપવા પડશે પહેલેથી તે છેલ્લે સુધી બધુ જ સંસારને આપીએ અને એમને કશુ આપીએ જ નહિ, તેમને દરરોજ કેવળ 'ના' જ પાડયા કરીએ, એ તો કદી બની શકે જ નહિ

દિવસના પ્રારભે પ્રભાતના અરુણોદય વચ્ચે ઊભા કરીને એ વાતનો એક વાર સ્વીકાર કરી જવો જ પડશે કે પિતા નોઽસિ — તુ પિતા છે અને તુ છે હુ સ્વીકાર કરુ છુ કે તુ પિતા છે હુ સ્વીકાર કરુ છુ કે તુ છે એક વાર વિશ્વબ્રહ્માડની વચમાં ઊભા કરીને કેવળ આટલુ કહી જવા માટે તમારે સસારને પાછો મૂકીને આવ્યા

આવવું પડશે- કેવળ એટલા વખત પૂરતાં તમારાં કામકાજ પડ્યાં રહો, તમારા આમોદપ્રમોદ પડ્યાં રહો. બીજી બધી વાતો ઉપર આટલી એક વાત કહી જાઓ — पिता नोऽसि।

તેના જગત્સંસારમાં જન્મીને, તેના ચંદ્રસૂર્યના પ્રકાશમાં આંખ ખોલીને જાગૃતિની પહેલી જ ક્ષણે એટલુ તમારે હાથ જોડીને દરરોજ કહેવું પડશે, ॐ पिता नोऽसि। આ હું તમને ભારપૂર્વક કહી રાખું છું. આવા મોટા વિશ્વમાં અને આવા મહાન માનવજીવનમાં તેનો કોઈ પણ જગ્યાએ લગારે સ્વીકાર જ ન કરો, એ તો કદી બને જ નહિ. તમારી અસ્ફુટ ચેતનાની પણ ભેટ ધરો, તમારા શૂન્ય હ્રદયનુ પણ દાન કરો, તમારી શુષ્કતા અને રિક્તતાને પણ તેમની આગળ ધરો, તમારા ઊંડા દારિદ્રને જ તેમની આગળ નિવેદન કરો. તો જે દયા વણમાગી ક્ષણે ક્ષણે તમારા ઉપર વરસી રહી છે તે દયાને તમે ધીમે ધીમે સમજવા પામશો. અને દરરોજ સહેજ એ જે બારી ઉઘાડશો તેમાથી જ અંતર્યામીના પ્રેમમુખનું પ્રસન્ન હાસ્ય દરરોજ તમારા અંતરને જ્યોતિથી અભિષિક્ત કર્યા કરશે

## ૬૨

## પ્રાર્થના

૧૪મી ફાલ્ગુન, ૧૩૧૫

હે સત્ય, મારા આ અંતરાત્મામાં જ તું અંતહીન સત્ય છે — તું છે. આ આત્મામા તું છે એનો દેશમાં કાળમાં ગભીરતામાં નિબિડતામાં કોઈ પાર નથી. આ આત્મા અનંતકાળથી આ મંત્ર બોલતો આવે છે — सत्यम्। તું છે, તું જ છે. આત્માના અથાગ ઊંડાણમાંથી આ જે મંત્ર ગાજી ઊઠે છે, તે મારા મનના અને સંસારના બધા

શબ્દોને ભરી દઈને તે બધાની ઉપર ગાજી ઊઠો — सत्यम् सत्यम् सत्यम्। સત્યમાં મને લઈ જાઓ — તે મારા અંતરાત્માના ગૂઢતમ સત્યમાં — જ્યાં 'તું છે' સિવાય બીજો કોઈ શબ્દ નથી. હે જ્યોતિર્મય, મારા ચિદાકાશમાં તું ज्योतिषां ज्योतिः છે. તારા અનંત આકાશના કોટિ કોટિ સૂર્યલોકમાં જે જ્યોતિ સમાતો નથી, તે જ્યોતિથી મારો અંતરાત્મા ચૈતન્યથી ઝળહળી રહેલો છે, તે મારા અંતરાત્માની વચ્ચે મને ઊભો રાખીને મને માથાથી તે પગ સુધી પ્રદીપ્ત પવિત્રતાથી ધોઈ નાખો, મને જ્યોતિર્મય બનાવો, મારાં બીજાં બધાં પરિવેષ્ટનોને સંપૂર્ણપણે ભૂલી જઈને તે શુભ્ર શુદ્ધ અપાપવિદ્ધ જ્યોતિઃશરીરને પામું એમ કરો.

હે અમૃતસ્વરૂપ, મારા અંતરાત્માના એકાંત ધામમાં તું आनन्द परमानन्दम् છે. ત્યા કોઈ કાળે મારા મિલનનો અંત નથી. ત્યાં તું કેવળ છે જ એમ નહિ, તું મળે છે, ત્યાં તારું કેવળ સત્ય નથી, ત્યાં તારો આનંદ છે. એ જ તારા અનંત આનંદને તેં તારા જગત-સંસારમા ફેલાવી દીધો છે. ગતિમાં, પ્રાણમાં, સૌંદર્યમા તે કેમે કર્યો ખૂટતો નથી, અનન્ત આકાશમાં તે ક્યાય સમાતો નથી તે તારા સીમાહીન આનંદને જ મારા અંતરાત્મા ઉપર મેં સ્થિર કરીને રાખ્યો છે. ત્યા તારી સૃષ્ટિના કોઈને પ્રવેશ કરવા દીધો નથી; ત્યાં પ્રકાશ નથી, રૂપ નથી, ગતિ નથી, કેવળ નિસ્તબ્ધ નિબિડ એવો તારો આનંદ જ છે. એ આનંદધામની વચમા ઊભો રહીને હે પ્રભુ, તું એક હાક માર. હું ચારે કોર વેરવિખેર થઈ ગયેલો છું, તારું અમૃત આહ્વાન મારા સંસારમાં સર્વત્ર ધ્વનિત પ્રતિધ્વનિત થાઓ. અતિ દૂર દૂર ચાલ્યું જાઓ, અત્યંત ગોપન પ્રદેશમા પ્રવેશ કરો. હું બધી દિશાઓમાથી 'આવ્યો આવ્યો' કહીને જવાબ દઉં. હાક મારો — અરે એ આવ. એ અંતરાત્માના અનંત આનંદધામમાં મારું જે કંઈ છે તે બધું જ એક જગ્યાએ એક થઈને સ્થિર થઈને ચૂપ થઈને બેસો, ખૂબ ઊંડાણમાં, ખૂબ ગુપ્તભાવે.

હે પ્રકાશ, તારા પ્રકાશ વડે મને બિલકુલ ખલાસ કરી નાખ — મારું કશું જ બાકી રાખીશ નહિ. કશું જ નહિ, અહંકારનો લેશ પણ નહિ. મને બિલકુલ તુંમય બનાવી દે કેવળ તું, તું, તુમય. કેવળ તુમય જ્યોતિ, તુમય આનંદ.

હે રુદ્ર, પાપ બળીને ભસ્મ થઈ જાઓ તારો પ્રચંડ તાપ ફેલાવ ક્યાંય કશું છુપાઈ ન રહો, મૂળિયાથી માંડીને બીજભર્યાં ફળ સુધી બધુ બળી જાઓ. એ બહુ દિવસોના બહુ પ્રયત્નોનુ ફળ ડાળીને સાંધે સાંધે અને પાદડે પાદડાની પાછળ ફળી રહ્યુ છે એના મૂળ હૃદયના રસાતળ સુધી ઊંડા ઊતરી ગયા છે. તારા રુદ્ર તાપ માટે એવા ઇંધણ બીજાં મળવાના નથી. જ્યારે એ બળશે ત્યારે જ એ સાર્થક થશે. ત્યારે પ્રકાશમા એનો અંત આવશે

ત્યાર પછી હે પ્રસન્ન, તારી પ્રસન્નતા મારા બધા વિચારોમા, વચનોમા, કાર્યોમા ફેલાતી રહો, મારા સમસ્ત શરીરના રોમે રોમે તે તારી પરમ પુલકમય પ્રસન્નતા પ્રવેશ કરીને આ શરીરને ભાગવતી તનુ બનાવી દો જગતમા આ શરીર તારા પ્રસાદઅમૃતનું પવિત્ર પાત્ર બનીને વિરાજી રહો. તારી તે પ્રસન્નતા મારી બુદ્ધિને પ્રશાન્ત કરો, હૃદયને પવિત્ર કરો, શક્તિને મગલ કરો તારી પ્રસન્નતા તારા વિચ્છેદના સકટમાથી મારુ સદા રક્ષણ કરો તારી પ્રસન્નતા મારા ચિરંતન અતરનુ ધન બનીને મારા ચિરજીવનપથનુ ભાથુ બની રહો. મારા જ અતરાત્મામા તારું જે સત્ય, તારી જે જ્યોતિ, તારુ જે અમૃત, તારો જે પ્રકાશ રહ્યો છે તેને તારી પ્રસન્નતા વડે જ્યારે અનુભવીશ ત્યારે જ મારો ઉદ્ધાર થશે

## ૬૩ વૈરાગ્ય

૧૫મી ફાલ્ગુન, ૧૩૧૫

યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે —

*न वा अरे पुत्रस्य कामाय पुत्र प्रियो भवति — आत्मनस्तु कामाय पुत्र प्रियो भवति ।*

પુત્રની કામના કરીએ છીએ એટલા જ માટે પુત્ર પ્રિય લાગે છે એમ નથી, પણ આત્માની કામના કરીએ છીએ એટલે પુત્ર પ્રિય લાગે છે

આનુ તાત્પર્ય એ છે કે, આત્મા પુત્રમા પોતાનો જ અનુભવ કરે છે માટે જ પુત્ર તેને પોતાનો લાગે છે અને તેથી જ પુત્રમા તેને આનદ આવે છે

આત્મા જ્યારે સ્વાર્થ અને અહકારની દીવાલમા પુરાઈ રહીને સતત એકનો અટૂલો રહે છે ત્યારે તે અત્યત મ્લાન બની જાય છે, ત્યારે તેનુ સત્ય સ્ફૂર્તિ પામતુ નથી એટલા માટે જ આત્મા પુત્રની અદર, મિત્રની અદર, જુદા જુદા માણસોની અદર પોતાને અનુભવીને આનદ પામે છે, કારણ એ રીતે જ તેનુ સત્ય પૂર્ણતર બનતુ રહે છે

નાનપણમા જ્યારે ક ખ ગ એમ દરેક અક્ષર અલગ અલગ શીખતો હતો ત્યારે તેમા આનદ નહોતો આવતો કારણ, એ અલગ અક્ષરમાથી કોઈ સત્ય મળતુ નહોતુ ત્યાર પછી અક્ષરો ભેગા કરીને જ્યારે 'કર' 'ખન' વગેરે શબ્દ બનાવવા લાગ્યો ત્યારે અક્ષરો મારી આગળ પોતાનુ તાત્પર્ય પ્રગટ કરતા હોવાને લીધે મારુ મન જરા જરા આનદ અનુભવવા લાગ્યુ પરતુ એવા છૂટા છૂટા શબ્દો ચિત્તને પૂરતો રસ આપી શકતા નથી — એથી ક્લેશ અને ક્લાન્તિ જન્મે

છે ત્યાર પછી, આજે પણ મને બરાબર યાદ છે કે, જે દિવસે 'જલ પડે' 'પાતા નડે' (જલ પડે, પાન હલે) એ વાક્યો વાચ્યા હતા તે દિવસે મને ખૂબ આનદ થયો હતો, કારણ, શબ્દો તે વખતે પૂર્ણતર અર્થથી ભરાઈ ગયા હતા અત્યારે કેવળ માત્ર 'જલ પડે' 'પાતા નડે' વારે વારે બોલવામા આનદ પડતો નથી, કટાળો આવે છે, આજે વ્યાપક અર્થવાળા વાક્યોમા જ શબ્દવિન્યાસને સાર્થક થયેલો અનુભવવાનુ મન થાય છે

આટલો આત્મા પણ એવા આટલા શબ્દ જેવો છે તેના એકલામા તેનુ તાત્પર્ય પૂર્ણ રૂપે પ્રાપ્ત થતુ નથી એટના માટે જ આત્મા પોતાના સત્યને અનેકમા અનુભવવાનો પ્રયત્ન કરે છે તે જ્યારે આત્મીય મિત્રો અને ભાઈબહેનો સાથે મળે છે ત્યારે તે પોતાની સાર્થકતાનુ એક રૂપ જોવા પામે છે — જ્યારે પોતાના પરાયા અનેક માણસોને પોતાના તરીકે ઓળખે છે ત્યારે તે નાનો આત્મા રહેતો નથી ત્યારે તે મહાત્મા બની જાય છે

એનુ એકમાત્ર કારણ એ છે કે આત્માનુ પરિપૂર્ણ સત્ય પરમાત્મામા રહેલુ છે મારો હુ તે એકમાત્ર મહા હુ મા જ સાર્થક થાય છે એટના માટે તે જાણતા અને અજાણતા પણ તે પરમ 'હુ'ને જ શોધે છે મારો હુ જ્યારે પુત્રના 'હુ'મા જઈને મળી જાય છે ત્યારે શુ થાય છે? ત્યારે, જે પરમ 'હુ' મારા 'હુ'મા પણ રહેલો છે, પુત્રના હુ'મા પણ રહેલો છે, તેનો અનુભવ થતા મને આનદ થાય છે

પરતુ ત્યારે મુશ્કેલી એ થાય છે કે, મારો 'હુ એ બહાને પેલા મોટા હુ તરફ સહેજ આગળ વધ્યો તે તે સ્પષ્ટપણે સમજી શકતો નથી તે એમ માને છે કે મને પુત્ર મળ્યો અને પુત્રના કોઈ વિશેષ ગુણને લીધે પોતાને આનદ થાય છે એટને એ આસક્તિના બધનમા જ તે ફસાઈ જાય છે પછી તે પુત્ર મિત્રને આખો વખત વળગીને

બેસી રહેવા ચાહે છે પછી તે એ આસક્તિના આકર્ષણથી અનેક પાપમા પણ સડોવાય છે

એટલા માટે અત્યજ્ઞાન દ્વારા વૈરાગ્ય પેદા કરવા માટે જ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે કે આપણે યથાર્થપણે જોતાં પુત્રની કામના કરતા નથી, આત્માની જ કામના કરીએ છીએ આ વાત જો આપણે બરાબર સમજીએ તો પુત્ર પ્રત્યેની આપણી મુગ્ધ આસક્તિ દૂર થઈ જાય પછી ઉપલક્ષ્ય જ લક્ષ્ય બની જઈને આપણો માર્ગ રોકી શકતુ નથી

જ્યારે આપણે સાહિત્યનુ વિશાળ તાત્પર્ય સમજી આનદ અનુભવીએ છીએ ત્યારે પ્રત્યેક શબ્દ સ્વતત્રભાવે હુ હુ કરીને આપણા મનને બાધારૂપ થઈ પડતો નથી, પ્રત્યેક શબ્દ અર્થને જ પ્રગટ કરે છે, પોતાને પ્રગટ કરતો નથી તે વખતે જેમ જાણે શબ્દ પોતાના સ્વાતત્ર્યને, અલગપણાને વિલુપ્ત કરી દે છે

તે જ રીતે જ્યારે આપણે સત્યને જાણીએ છીએ ત્યારે તે અખડ સત્યમા જ બધી ખડતાને જાણીએ છીએ — તે બધી સ્વતત્ર, અલગ બની જઈને આપણા જ્ઞાનને રોકતી નથી. એ સ્થિતિ એટને જ વૈરાગ્યની સ્થિતિ એ સ્થિતિમા સસાર પોતાને જ ચરમ બનાવી દઈને આપણા સમસ્ત મનને અને કર્મને ગળી જતો નથી

કોઈ કાવ્યના તાત્પર્યનો અનુભવ જ્યારે આપણને ગભીર ભાવે, ઉજ્જ્વલ ભાવે થાય છે ત્યારે તે જ ક્ષણે તેના પ્રત્યેક શબ્દની સાર્થકતા તે સમગ્ર ભાવના માધુર્યથી આપણી આગળ વિશેષ સૌંદર્યમય બની જાય છે પછી જ્યારે આપણે પાછા ફરીને જોઈએ છીએ તો માલૂમ પડે છે કે કોઈ પણ શબ્દ નિરર્થક નથી સમગ્રનો રસ પ્રત્યેક પદમાથી પ્રગટ થાય છે પછી તે કાવ્યનો પ્રત્યેક શબ્દ આપણે માટે વિશેષ આનદ અને વિસ્મયનુ કારણ બની જાય છે પછી તેના

શબ્દો સમગ્રની ઉપલબ્ધિમાં આપણુને બાધારૂપ ન થતાં મદદરૂપ થઈ પડે છે માટે જ આપણે મન ખૂબ મૂલ્યવાન બની જાય છે.

તે જ પ્રમાણે વૈરાગ્ય જ્યારે અલગતાનો મોહ દૂર કરીને ભૂમામાં આપણુને મહાસત્યનો પરિચય સાધી આપે છે, ત્યારે તે બૃહત્ પરિચયમાં થઈને પાછા આવીએ છીએ ત્યારે પ્રત્યેક અલગ વસ્તુ પેલા ભૂમાના રસથી રસપરિપૂર્ણ બની જાય છે. એક વખતે જેને જોડણી કરી કરીને વાચવા પડતા હતા, જે ડગલે ને પગલે આપણો રસ્તો રોકતા હતા, તે પ્રત્યેક પેલા ભૂમા પ્રત્યે જ આપણુને લઈ જાય છે, રોકતા નથી.

તે વખતનો જે આનંદ તે આનંદનુ નામ જ પ્રેમ. એ પ્રેમ બાંધી રાખતો નથી,—એ પ્રેમ તાણી લઈ જાય છે. નિર્મલ નિર્બાધ પ્રેમ. એ પ્રેમ એ જ મુક્તિ—સમસ્ત આસક્તિનુ મૃત્યુ. એ મૃત્યુના જ સત્કારનો આ મંત્ર છે—

मधुवाता ऋतायते मधु क्षरन्ति सिन्धव
माध्वीर्न' सन्त्वोषधिः ।
मधु नक्तम् उतोषसो मधुमत् पार्थिवं रजः
मधुमान्नो वनस्पति मधुमान् अस्तु सूर्यं ॥

વાયુ મધુ વહન કરે છે, નદી સાગર બધા મધુ ક્ષરણુ કરે છે. ઔષધિ વનસ્પતિ બધી મધુમય થાઓ, રાત્રિ મધુ થાઓ, ઉષા મધુ થાઓ, પૃથ્વીની ધૂળ મધુમય થાઓ, સૂર્ય મધુમય થાઓ.

જ્યારે આસક્તિનુ બંધન તૂટી ગયુ હોય છે ત્યારે જળ સ્થળ અને આકાશ, જડ જંતુ અને મનુષ્ય બધું જ અમૃતથી પરિપૂર્ણ થઈ જાય છે—ત્યારે આનંદનો અવધિ રહેતો નથી.

આસક્તિ આપણા ચિત્તને વિષયમા બાંધી રાખે છે ચિત્ત જ્યારે તે વિષયની અંદર વિષયાતીત સત્યને પામે છે ત્યારે પતંગિયું જે રીતે

કોશેટાને વીંધીને બહાર નીકળે છે તે રીતે તે વૈરાગ્ય દ્વારા આસક્તિનું બંધન કાપી નાખે છે આસક્તિ કપાઈ જતા જ પૂર્ણ સુન્દર પ્રેમ આનંદરૂપે સર્વત્ર પ્રગટ થાય છે ત્યારે, आनन्दरूपम् अमृतम् यद्विभाति। —એ મંત્રનો અર્થ સમજવા પામીએ છીએ. જે કંઈ પ્રકાશ પામે છે તે બધુ જ એ આનંદરૂપ છે, એ અમૃતરૂપ છે કોઈ પણ વસ્તુ પછી હું પ્રકાશ પામુ છુ એમ કહીને અહંકાર કરતી નથી, કેવળ આનંદ જ પ્રકાશ પામે છે, કેવળ આનંદ એ પ્રકાશનુ મૃત્યુ નથી બીજા બધાને મૃત્યુ છે પણ એ પ્રકાશ જ અમૃત છે

## ६૪

## વિશ્વાસ

૧૬મી ફાલ્ગુન, ૧૩૧૫

સાધનાના પ્રારંભમા પહેલી જ એક સૌથી મોટી બાધા રહેલી હોય છે—તેને જો વટાવી જઈ શક્યા તો કામ ઘણુ આગળ વધે.

એ બાધા એટલે વિશ્વાસનો અભાવ અજાણ્યા સમુદ્રને ઓળંગીને કોઈ એક કિનારે પહોંચીશ જ એવો ચોક્કસ વિશ્વાસ એ જ કોલંબસની સફળતાની પહેલી અને મોટી મૂડી હતી બીજા પણ ઘણા માણસો આટલાંટિક ઓળંગીને અમેરિકા પહોંચી શકત પરંતુ તેમના ચિત્તમા વિશ્વાસ નહોતો, તેમને એવી ઉજ્જ્વળ શ્રદ્ધા નહોતી કે કિનારો છે, એ જ કોલંબસ અને તેમની વચ્ચેનો ભેદ હતો

આપણામાના પણ મોટા ભાગના માણસો સાધના સમુદ્રમા ઝુકાવતા નથી તેનુ મુખ્ય કારણ એ કે આપણને અત્યંત નિશ્ચિતપણે એવી ખાતરી થયેલી નથી કે એ સમુદ્રને સામો કિનારો છે આપણે શાસ્ત્રો વાંચ્યા છે, લોકોની વાત સાભળી છે, મોઢેથી કહીએ છીએ કે

હા હા, ખરું છે, પરંતુ માનવજીવનનું એક ચરમ લક્ષ્ય છે એવી ખાતરી નિશ્ચિત વિશ્વાસમાં પરિણત થઈ નથી. એટલા માટે ધર્મસાધના બિલકુલ બાહ્ય વસ્તુ, બિલકુલ બીજાઓનું અનુકરણ માત્ર બની જાય છે. આપણો સમસ્ત આંતરિક પ્રયાસ એમાં જાગ્રત થયેલો હોતો નથી.

આ વિશ્વાસની જડતાને લીધે જ કોઈ માણસને ધર્મસાધનામાં પ્રવૃત્ત કરવો હોય તો આપણે તેને છેતરવાનો પ્રયત્ન કરીએ છીએ, આપણે તેને કહીએ છીએ કે ધર્મસાધનાથી પુણ્ય મળશે. પુણ્ય શી વસ્તુ છે? પુણ્ય એટલે એક જાતની હેન્ડનોટ, જેમા ભગવાને આપણા ઋણનો સ્વીકાર કર્યો છે કે અમુક રૂપિયા અમુક સમયે હું આપીશ.

આવા કોઈ જાતના સ્પષ્ટ પુરસ્કારનો લોભ આપણા સ્થૂલ વિશ્વાસને અનુકૂળ હોય છે. પણ સાધનાના લક્ષ્યને એ રીતે બાહ્ય વસ્તુ બનાવી દેવાથી તેનો માર્ગ પણ ખરેખર અતરનો માર્ગ રહેતો નથી અને તેની પ્રાપ્તિ પણ અતરની પ્રાપ્તિ રહેતી નથી. એ એક પ્રકારની પારલૌકિક દુનિયાદારીની વસ્તુ બની જાય છે, એ દુનિયાદારી બીજી દુનિયારી કરતા કોઈ રીતે કમ નથી હોતી.

પરંતુ સાધનાનુ લક્ષ્ય માનવજીવનનું ચરમ લક્ષ્ય હોય છે. એ લક્ષ્ય કદી બહારનું કોઈ સ્થાન — જેમ કે સ્વર્ગ — નથી હોતુ; બહારનું કોઈ પદ નથી હોતું, જેમ કે ઇન્દ્રપદ. એ એવુ કશુ જ નથી હોતું જેને બહાર જઈને શોધી કાઢવુ પડે, જેને માટે પડા પુરોહિતને શરણે જવુ પડે એ તો કદી બને જ નહિ

*માનવજીવનનું ચરમ લક્ષ્ય શું એ પ્રશ્ન પોતાની જાતને પૂછીને* તેની પાસેથી જ એક સ્પષ્ટ ઉત્તર મેળવવો પડશે કોઈની પાસે સાભળેલી કોઈ વાત અહી કામ નહિ લાગે — કારણ આ કંઈ નાનીસૂની વાત નથી, આ તો એકદમ છેવટની વાત છે. એ જો પોતાના અંતરાત્મામા ન મળી તો બહાર શોધી જડવાની નથી.

આ વિશાળ વિશ્વબ્રહ્માંડમાં આવીને હું ઊભો છું એ એક ભારે આશ્ચર્યની વાત છે. એના કરતાં મોટી વાત બીજી છે જ નહિ. હું આ તો છું એ જ આશ્ચર્યની વાત છે, મારી ચોપાસનું વિશ્વ પણ આશ્ચર્યમય છે.

આ હું જે આવીને ઊભો છું એનું આશ્ચર્ય કેવળ ખાઈને, ઊંઘીને વાતો કરીને સમજાવી શકાય? વાસનાની પરિતૃપ્તિ જ શું એને ક્ષણે ક્ષણે અપમાનિત કર્યાં કરશે અને છેલ્લી ઘડીએ મૃત્યુ આવીને એની ટેકરી ઉડાવીને ચાલ્યું જશે?

આ ભૂર્ભુવઃસ્વર્લોકની વચમાં ઊભા રહીને પોતાના અંતરાકાશના ચૈતન્યલોકમાં સ્થિર થઈને પોતાને પૂછો — શા માટે? આ બધું શા માટે? એ પ્રશ્નનો ઉત્તર જળ સ્થળ આકાશમાં ક્યાંય નથી. એ પ્રશ્નનો ઉત્તર પોતાના અંતરમાં રહેલો છે.

એનો એકમાત્ર ઉત્તર એ છે કે આત્માને જાણો. એ સિવાય બીજી કોઈ વાત નથી. આત્માને જ સત્ય રૂપે પૂર્ણ રૂપે જાણવો પડશે.

આત્માને જ્યાં જાણવાથી સત્ય રૂપે જાણી શકાય ત્યાં તો આપણે નજર જ નાખતા નથી. એથી કરીને આત્માને જાણવો એવી કોઈ વસ્તુ છે એ જ આપણા વિશ્વાસના ક્ષેત્રમાં પહોંચી શક્યું નથી.

આત્માને આપણે સંસારની અંદર જ જાણવા ઇચ્છીએ છીએ. તેને આખો વખત ઘરબાર માલમિલકતમાં જ જોઈએ છીએ. એટલા માટે આપણે તેને પામીએ છીએ અને ખોઈએ છીએ. આખો વખત કેવળ રડીએ છીએ અને ભય પામીએ છીએ. આપણે માનીએ છીએ કે ફલાણું ન મળ્યું તો આપણે મરી જવાના અને મળ્યું એટલે આપણે એકદમ ધન્ય થઈ જવાના. આપણે ફલાણાને ને ઢીકણાને જ પ્રધાનપણે જાણીએ છીએ અને આત્માને તેની આગળ ગૌણ બનાવી દઈ એ પ્રકાંડ દૈન્યના બોજાને જ ઐશ્વર્યના ગર્વપૂર્વક ઉપાડીએ છીએ.

આત્માને સાચી રીતે જાગીએ તો જ આત્માનુ સમસ્ત ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે મૃત્યુની સામગ્રીમા ગતદિવસ તેને લપેટી રાખી શોકના આંસુમા અને ભયના અંધકારમા લુપ્તપ્રાય રૂપે તેના દિવસો પૂરા થઈ જાય છે પરમાત્મામા જ તેનુ પરિપૂર્ણ સત્ય, પરિપૂર્ણ સ્વરૂપ પ્રગટ થવા પામે છે — સસારમા નહિ, વિષયોમા નહિ, તેના પોતાના અહકારમા નહિ

આત્મા સત્યની પરિપૂર્ણતામા પોતાને પિછાને છે, એ પરમ ઉપલબ્ધિ દ્વારા તે વિનાશને બિલકુલ તરી જાય છે તે જ્ઞાનજ્યોતિની નિર્મલતામા જ પોતાને જાણે છે કામ, ક્રોધ, લોભ વગેરે જે બધી વસ્તુઓ વિકારનો અધકાર પેદા કરે છે તેમાથી આત્મા વિશુદ્ધ શુભ્ર શુભ્ર પવિત્રતામા ખીલી ઊઠશે અને સર્વ પ્રકારની આસક્તિના મૃત્યુ બધનમાથી પ્રેમના અમૃતલોકમા મુક્તિ પ્રાપ્ત કરીને તે પોતે અમર છે એમ જાણશે તે જાણશે કે કોના પ્રકાશમા તેનો સાચો પ્રકાશ રહેલો છે — તે આવિ ને, તે પરમ પ્રકાશ સ્વરૂપને જ તે આત્માના પરમ પ્રકાશ રૂપે ઓળખી સમસ્ત દૈન્ય દૂર ભગાવી દેશે અને અતરમા બ હાર સર્વત્ર એક પ્રકારની પ્રસન્નતા પ્રાપ્ત કરીને તે સ્પષ્ટપણે જાણવા પામશે કે પોતે સદાને માટે ઊગરી ગયો છે બધા ભયમાથી, બધા શોકમાથી, બધી ક્ષુદ્રતામાથી તે બચી ગયો છે

આત્માને પરમાત્મામા પામવો એ જ જીવનનુ ચરમ લક્ષ્ય છે એ લક્ષ્યને પૂરેપૂરા વિશ્વાસપૂર્વક એકાગ્રચિત્તે સાધવુ પડશે જુઓ, જુઓ, ધારી ધારીને જુઓ, બધા કામને રોકી દઈને સમસ્ત મનને એકાગ્ર કરીને ધારી ધારીને જુઓ એક ચક્ર સતત ફર્યા કરે છે, તેમા એક બિંદુ સ્થિર છે તે બિંદુનો વેધ કરીને અર્જુન દ્રૌપદીને પામ્યો હતો તેણે ચક્ર તરફ ધ્યાન નહોતુ આપ્યુ બિંદુ ઉપર જ આખુ મન એકાગ્ર કર્યું હતુ સસારનુ ચક્ર સતત ફર્યા કરે છે, લક્ષ્ય તેની વચમા ધ્રુવ રહેલુ છે તે ધ્રુવ તરફ જ ચિત્ત દઈને લક્ષ્ય સાધવુ

પડશે, ગતિ તરફ જોવાનું નથી લક્ષ્ય છે એ વાતની ચોક્કસ ખાતરી કરી લેવી પડશે — ચક્રની વેગીલી ગતિમાં જોવું બહુ મુશ્કેલ છે — પરંતુ સિદ્ધિ જો જોઈતી હોય તો પહેલાં લક્ષ્યને સ્થિર ચિત્તે જોવું જરૂરનું છે

## ૬૫

## અહરણ

૧૬મી ફાલ્ગુન, ૧૩૧૫

આપણી સાધનામાં બીજી મોટી બાધા તે સાધનાનો અનભ્યાસ કોઈ પણ જાતની સાધનાની જ આપણને ટેવ નથી જ્યારે જે કંઈ આપણા મોઢા આગળ આવે તેના પ્રત્યે જ કદાચ આપણે આકર્ષાઈએ છીએ, જેમ તેમ કરીને તણાતા તણાતા જ્યાં ત્યાં અટકતા અટવાતા આપણે ચાલ્યા જઈએ છીએ સંસારનો પ્રવાહ આપણો વગર પ્રયત્ને ચાલે છે એટલે જ આપણે પણ ચાલીએ છીએ — આપણી પાસે હલેસાં પણ નથી સુકાન પણ નથી અને સઢ પણ નથી.

કોઈ એક ઉદ્દેશ્યની પાછળ વાપરવા માટે શક્તિને, વૃત્તિને ચારે તરફથી ભેગી કરી લાવવાની આપણે ટેવ જ પાડતા નથી. એટલે એ બધી શક્તિઓ અને વૃત્તિઓ કાબૂ બહાર જવા બેઠી છે એમાંની કંઈ ક્યાં છે કંઈ ઠેકાણું નથી — હાક મારતા જ દોડતી આવી પહોંચશે એવો સંભવ નથી જે બધી ખાદ્ય સામગ્રીની તેમને ટેવ પડી ગઈ છે અને જે તેમને રુચિકર લાગે છે તેનું પ્રલોભન હોય તો જ તેઓ પોતે ભેગી થાય છે, નહિ તો કદી થતી નથી

પોતાની ચારે બાજુએ આખો વખત વેરવિખેર કરવાની જ ટેવ

પડી ગઈ છે. વિચાર પણ વેરાઈ જાય છે, કાર્યો પણ વેરણછેરણ થઈ જાય છે, કેમે કર્યાં સંહત થતાં નથી.

આવી સ્થિતિમાં સિદ્ધિ ન મળે એટલું જ નહિ, સાચું સુખ પણ મળતું નથી. એમાં કેવળ જડતાનો તામસિક આવેશ છે.

કારણ, જ્યારે આપણી શક્તિને અને વૃત્તિને કોઈ પણ ઉદ્દેશ્યની સાથે જોડી દઈએ છીએ, ત્યારે તે ઉદ્દેશ્ય જ તેઓને વહી લઈ જાય છે. તે વખતે તેઓનો ભાર આપણી પોતાની ગરદન ઉપર પડતો નથી. નહિ તો તેમને ઉપાડીને કોઈ વાર આના ઉપર નાખીએ તો કોઈ વાર તેના ઉપર નાખીએ અને એ રીતે આખો વખત ખેંચા-ખેંચ કરતા રહેવું પડે છે જ્યારે કયાય પણ એ બોજો ઉતારવાનો કોઈ માર્ગ મળતો નથી ત્યારે કૃત્રિમ માર્ગ પેદા કરવો પડે છે. કેટકેટલી નકામી રમતો, નકામો આમોદપ્રમોદ, નકામાં સાધનો આપણે ઉપજાવી કાઢીએ છીએ. આખરે એ કૃત્રિમ સાધનો પણ બીજો બોજો બનીને આપણને ચારે બાજુએથી જકડી લે છે. એ રીતે જીવનનો ભાર સતત વધતો રહે છે, અને મરતાં સુધી કેમે કર્યાં તેના હાથમાંથી છુટકારો થતો નથી

એટલે હું કહેતો હતો કે કેવળ સાધનાની સ્થિતિમા જ આનંદ છે, સિદ્ધિની વાત જવા દો. કોઈ મહાન લક્ષ્યને અનુસરીને પોતાની વિક્ષિપ્ત શક્તિવૃત્તિઓને એકાગ્ર કરીને તેને એક માર્ગે ચલાવીએ તો તેટલાથી જ આપણા જીવને સંતોષ થાય છે. જેટલો ઉદ્યમ હોય તો આપણે સાધનાને આનંદ તરીકે સ્વીકારી કમર બાંધીને છાતી પહોળી કરીને કામમા મંડી જઈ શકીએ તેટલો ઉદ્યમ પણ જો આપણામાં ન રહ્યો હોય તો તો ભારે આફત. ગમે તેમ કરીને, વારંવાર ઠોકર ખાઈને પણ એ બધી શક્તિઓને એકાગ્ર કરવાના પ્રયાસને સખત બનાવવો પડશે. બાળક જેમ પડતા આખડતા ચોટ ખાતાં ખાતાં ચાલતાં શીખે છે તે જ રીતે તેને ચાલતાં શીખવવુ પડશે. કારણ કે

સિદ્ધિ મેળવવામા પહેલા લક્ષ્ય સાચુ છે એવો વિશ્વાસ જગાડવાની જરૂર હોય છે, ત્યાર પછી લક્ષ્ય બહાર છે કે અદર, પરિધિ ઉપર છે કે કેન્દ્રમા એ જાણવાની જરૂર હોય છે, અને ત્યાર પછી સીધો રસ્તો પકડીને ચાલતા શીખવાની જરૂર હોય છે સ્થિરતા અને ગતિ બને જરૂરની છે વિશ્વાસથી ચિત્ત સ્થિર થશે — અને સાધનાથી અપ્રયાસ ગતિ પ્રાપ્ત કરશે

## ૬૬

## નિષ્ઠા

૧૭મી ફાલ્ગુન, ૧૩૧૫

જ્યારે સિદ્ધિની મૂર્તિ અમુક અંશે દેખાવા માડે છે ત્યારે આનદ જ આપણને પોતાની મેળે ખેંચી લઈ જાય છે — પછી કોની તાકાત છે કે આપણને રોકે? પછી થાક રહેતો નથી, અશક્તિ રહેતી નથી.

પણ સાધનાની શરૂઆતમા જ કઈ સિદ્ધિની મૂર્તિ દૂરથી પણ પોતાને પ્રગટ કરતી નથી અને તેમ છતા રસ્તો પણ કઈ સુગમ નથી હોતો ચાલવુ શાને જોરે?

એ વખતે આપણને ચલાવવાનો ભાર જે લે છે તેનુ નામ જ નિષ્ઠા ભક્તિ જ્યારે જાગે છે, હૃદય જ્યારે ભરાઈ જાય છે ત્યારે પછી ચિંતા રહેતી નથી, આપણે જાણે એકદમ ઊડતા ચાલતા હોઈએ છીએ પરતુ ભક્તિ જ્યારે દૂર હોય છે, હૃદય જ્યારે ખાલી હોય છે, ત્યારે તે અત્યત કપરા સમયે આપણી કોણ વહારે ધાશે?

એ વખતે આપણને એકમાત્ર વહાર નિષ્ઠાની શુષ્ક ચિત્તના જડ બોજાને તે જ વહી શકે

મરુભૂમિને માર્ગે જેને ચાલવાનું હોય છે તેમનું વાહન ઊંટ હોય છે એ વાહન અત્યંત ખડતલ અને બળવાન છે — એનામાં લગારે વિલાસિતા નથી, ખાવાનું ન મળે તોયે ચાલ્યા કરે, પાણી ન મળે તોયે ચાલ્યા કરે, રેતી તપી જાય તોયે ચાલ્યા કરે, મૂંગું મૂંગું ચાલ્યા કરે. જ્યારે એમ લાગે કે સામે વિસ્તરેલા રણનો કોઈ છેડો નથી, મૃત્યુ સિવાય કોઈ આરો નથી, ત્યારે પણ એ ચાલતું બંધ રહેતું નથી.

એ જ રીતે શુષ્કતા અને રિક્તતાના રણને માર્ગે થઈને કંઈ પણ ખાધાપીધા વગર પણ આપણને ચલાવી લઈ જઈ શકે એમ હોય તો તે માત્ર નિષ્ઠા — તેના પ્રાણ એવા ખડતલ હોય છે કે નિંદા અને ગ્લાનિમાંથી, કાંગાંઝાંખરામાંથી પણ તે પોતાનું ખાવાનું મેળવી લઈ શકે છે. જ્યારે રણના મૃત્યુમય તોફાનો ઉન્મત્તની જેમ ધસી આવે છે, ત્યારે તે રેતી ઉપર માથું પૂરેપૂરું નમાવી દઈને તોફાનને માથા ઉપર થઈને ચાલ્યું જવા દે છે. એના જેવું ધીર, સહિષ્ણુ અને ખંતીલું બીજું કોણ છે?

એકધારો સતત વિસ્તરેલો વગડો — વચમાં વચમાં કેવળ કલ્પનાના ઝાંઝવાનાં જળ રસ્તો ભુલાવવા આવે છે. સફળતાના વિવિધ રૂપો ક્ષણે ક્ષણે દેખા દેતાં હોતાં નથી. એમ થાય છે કે જાણે કાલે જ્યાં હતા ત્યાં જ આજે પણ છીએ. મન દેવા ઇચ્છીએ છીએ પણ મન ભટકતું રહે છે, હૃદયને બૂમ પાડીએ છીએ, હૃદય જવાબ દેતું નથી. સતત મનમાં થયા કરે છે કે વ્યર્થ ઉપાસનાની મહેનતથી નાશ પામીએ છીએ. પરંતુ એ વ્યર્થ ઉપાસનાનો ભયાનક બોજો ઉપાડીને નિષ્ઠા દરરોજ ચાલી શકે છે — દિવસોના દિવસો સુધી.

એ તો આગળ વધ્યે જ જાય છે — રોજ રોજ તે મુકામની કંઈક કંઈક નજીક પહોંચતી જાય છે એમાં શંકા જ નથી. પછી જુઓ, અચાનક એક દિવસ કોણ જાણે ક્યાંથી ભક્તિનો રણદ્વીપ દેખાય છે

—દૂર દૂર વિસ્તરેલી ધગધગતી રેતીના ભૂખરા વિસ્તાર વચ્ચે મધુર ફળોના લૂમખાવાળા ખજૂરીના ઝુંડની સુસ્નિગ્ધ શ્યામતના નજરે પડે છે તે એકાંત છાયામાં શીતળ જળનું ઝરણું વહી રહ્યું છે તે પાણી પીને તેમાં સ્નાન કરીને, છાયામાં વિશ્રામ કરીને ફરી રસ્તે ચાલવા માંડીએ છીએ પણ ભક્તિની એ મધુરતા, એ શીતળ સરસતા કંઈ આખો વખત સાથે સાથે આવતી નથી ત્યારે ફરી વાર પાછી તે જ ખ તન શુષ્ક અથાક નિષ્ઠા મદદે આવે છે એનામાં એક ગુણ છે કે ભક્તિનું પાણી જો તેને એક દિવસ પીવા મળી ગયું તો તે ઘણા દિવસ સુધી તેને અંદરના ગુપ્ત આધારમાં સંઘરી રાખી શકે છે ભયંકરમાં ભયંકર નીરસતાના દિવસોમાં પણ તે એની તરસ છિપાવવાનું સાધન બની રહે છે

સાધના વડે જેને પ્રાપ્ત કરી શકાય તેના પ્રત્યેની ભક્તિને જ આપણે ભક્તિ કહીએ છીએ પરંતુ નિષ્ઠા એ સાધના પ્રત્યેની ભક્તિ છે એ કઠોર કઠિન શુષ્ક સાધના એ જ નિષ્ઠાનું પ્રાણનું ધન છે એમાં તના એક પ્રકારનો ગંભીર આનંદ રહેલો છે એ આનંદ અહેતુક અને પવિત્ર છે એ વજ્ર જેવા આનંદને જોરે તે નિરાશાને દૂર હડાવી દે છે—તે મૃત્યુથી પણ ડરતી નથી આ આપણી મરુપથની એકમાત્ર સંગીન નિષ્ઠા જ્યારે એક દિવસે માર્ગને અંતે આવી પહોંચે છે ત્યારે તે આપણને ભક્તિના હાથમાં સંપૂર્ણપણે સોંપી દઈને પોતાને તેના દાસીઘરમાં છુપાવી દે છે તે કશો અહંકાર કરતી નથી કશો દાવો કરતી નથી—સાર્થકતાને દિવસે પોતાની જાતને પડદા પાછળ રાખવામાં જ તેને સુખ થાય છે

## ૬૭
## નિષ્ઠાનું કામ

૧૭મી ફાલ્ગુન, ૧૩૧૫

નિષ્ઠા કેવળ આપણને શુષ્ક કઠિન માર્ગે થઈને અથાક ખંતથી ચલાવી લઈ જાય છે એટલું જ નહિ, તે આપણને સતત સાવધ રાખે છે. રોજ રોજ એકધારું ચાલ ચાલ કરવાને લીધે આપણામા શિથિલતા અને બેધ્યાનપણું આવી જાય છે. નિષ્ઠા કદી ભૂલવા માગતી નથી — તે આપણને ઢઢોળીને કહે છે, આ શુ થાય છે? આ શું કરો છો? તે આપણને યાદ દેવડાવે છે કે ઠંડે પહોરે જો આગળ નહિ વધો તો તડકી વખતે હેરાન થશો. તે આપણને બતાવે છે કે તમારા પાણીના વાસણના છિદ્રમાથી પાણી ટપકી જાય છે, તરસ લાગશે ત્યારે શું કરશો?

આપણે આખો દિવસ કંઈ કેટલીય રીતે શક્તિ વેડફી નાખીએ છીએ તેનો પાર નથી હોતો — કેટલીય નકામી વાતોમા, કેટલાય નકામાં કામોમાં. નિષ્ઠા અચાનક આપણને યાદ દેવડાવે છે કે આ જે વસ્તુને તમે આમ વેડફી નાખો છો એ ખૂબ કામની વસ્તુ છે. જરા મૂગા રહો, જરા શાત રહો, આટલુ બધુ વધારે પડતું બોલશો નહિ, આમ પ્રમાણ બહાર ચાલશો નહિ, જે પાણી પીવા માટે જતનપૂર્વક સઘરવાની જરૂર છે તેમા નકામા પગ બોળીને બેસશો નહિ. આપણે જ્યારે પોતાનું ભાન ભૂલીને કોઈ તુચ્છતામા છેક ગળા સુધી ડૂબી ગયા હોઈએ છીએ ત્યારે પણ તે આપણને ભૂલતી નથી — કહે છે આ શુ માડ્યું છે? તે આપણી છાતી પાસે જ બેઠેલી હોય છે, કશુ જ તેની નજર બહાર જતું નથી.

સફળતાની નજીક પહોચીએ છીએ ત્યારે પ્રેમનું સહજ ડહાપણ પ્રાપ્ત થાય છે, અને પ્રમાણભાન આપોઆપ પ્રગટે છે. સ્વભાવ કવિ

જેમ સ્વાભાવિક રીતે જ છંદ સાચવીને ચાલે છે તેમ આપણે પણ સ્વાભાવિક રીતે જ જીવનને આદિથી તે અંત સુધી સૌંદર્યમાં વિશુદ્ધ ભાવે નિયમિત કરી શકીએ છીએ તે સ્થિતિમાં સ્ખલન થવું જ મુશ્કેલ બની જાય છે, પરંતુ રિક્તતાના દિવસોમાં જ્યારે એ આનંદની સ્વાભાવિક શક્તિ હોતી નથી ત્યારે ડગલે ને પગલે યતિભંગ થાય છે, જ્યાં થોભવા જેવું નથી હોતું ત્યાં આળસ કરીએ છીએ, જ્યાં થોભવા જેવું હોય છે ત્યાં ઉતાવળ કરીએ છીએ એ વખતે આ કઠોર નિષ્ઠા જ આપણી એકમાત્ર સહાયમાં હોય છે તે ઊંઘતી નથી તે જાગતી જ હોય છે તે કહે છે, આ શું? આ પેલો ગુસ્સાનો લાલ રંગ દેખાય આ તું તારી જાતને વધારે મહત્ત્વ આપવાનો પ્રયત્ન કરે છે! આ તારી સ્મૃતિમાં વેરનો કાંટો ભોંકાઈ રહ્યો છે કેમ, તું આમ ગુપ્તપણે આટનો બધો ખળભળી કેમ ઊઠ્યો છે? આ તું રાતે સૂવા જાય છે પણ એ પવિત્ર નિર્મળ નિદ્રાના ઓરડામાં પ્રવેશ કરવા યોગ્ય શાંતિ તારા અંતરમાં ક્યાં છે!

સાધનાના દિવસોમાં નિષ્ઠાની આ સતત સાવધનાનો સ્પર્શ એ જ આપણો સૌથી મોટો આનંદ હોય છે આ નિષ્ઠા જાગતી બેઠી છે એ વાતનો જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ આપણી છાતીમાં હિંમત આવતી જાય છે જો કોઈ દિવસ કોઈ આત્મવિસ્મૃતિના ખરાબ ચોઘડિયે એ નિષ્ઠાને ન જોવા પામીએ તો જ આફત માનીએ જ્યારે ચરમ મિત્ર મળતો નથી હોતો ત્યારે આ નિષ્ઠા જ આપણો પરમ મિત્ર બનીને રહે છે એની કઠોર મૂર્તિ પ્રતિદિન આપણી સામે શુભ્ર સૌંદર્યથી મંડિત થઈને ખડી થાય છે એ ચંચળતાવિહોણી યોગાસિન પુણ્યશ્રી તપસ્વિની આપણી રિક્તતામાં શક્તિ, શાંતિ અને જ્યોતિ ફેલાવીને દારિદ્ર્યને રમણીય બનાવી દે છે

જવાના મુકામ અંગે કોલમ્બસનો વિશ્વાસ જ્યારે દૃઢ થયો ત્યારે નિરાશ્રે જ તેણે માર્ગની રેખા વગરના અજાણ્યા સમુદ્રમાં રોજ રોજ

હિંમત આપી હતી. તેના ખલાસીઓમાં એ વિશ્વાસ દૃઢ નહોતો, તેમને સમુદ્રયાત્રામાં નિષ્ઠા પણ નહોતી. તેઓ રોજ રોજ સફળતાની કોઈ મૂર્તિ બહાર જોવા માટે અધીરા થઈ ગયા હતા; કંઈક ન મળે તો તેમની શક્તિ નબળી પડી જાય, એટલા માટે જેમ જેમ દિવસો જવા લાગ્યા, જેમ જેમ સમુદ્રનો પાર આવતો નહોતો, તેમ તેમ તેમની અધીરાઈ વધતી જતી હતી. તેઓ બળવો કરવાની તૈયારી કરતા હતા, તેઓ પાછા ફરવા માગતા હતા. તેમ છતાં કોલમ્બસની નિષ્ઠા, બહાર કોઈ નિશ્ચિત ચિહ્ન દેખાતું નહોતું છતાં મૂગી મૂગી ચાલ્યા કરતી હતી. પણ આખરે સ્થિતિ એવી થઈ કે ખલાસીઓને વધુ રોકી રાખી શકાય એમ ન રહ્યું. તેઓ વહાણ પાછું ફેરવવાની અણી ઉપર આવ્યા. એવામાં ચિહ્નો દેખાયાં, કિનારો આવ્યો છે એ વિશે કોઈ શંકા ન રહી. તરત જ બધા આનંદમાં આવી ગયા, બધા જ ઉત્સાહમાં આગળ જવા ઇચ્છવા લાગ્યા. બધા જ કોલંબસને મિત્ર સમજવા લાગ્યા, બધા જ તેને શાબાશી આપવા લાગ્યા.

સાધનાની પ્રથમ અવસ્થામાં કોઈની સહાય હોતી નથી — બધા જ શંકા પ્રગટ કરતા હોય છે, બધા જ વિઘ્નો નાખતા હોય છે. બહાર પણ એવાં કોઈ સ્પષ્ટ ચિહ્નો દેખાતાં નથી જેને આપણે સાચી શ્રદ્ધાનાં સ્પષ્ટ પ્રમાણ તરીકે પોતાની અને બધાની આગળ રજૂ કરી શકીએ. તે સમયે એ સમુદ્રની વચમાં શંકા અને વિરોધની વચ્ચે નિષ્ઠા એક ક્ષણ પણ આપણો સાથ ન છોડે તો સારું. જ્યારે કિનારો પાસે આવશે, જ્યારે કિનારાના પંખી ઊડતાં ઊડતાં આવી તમારા સઢના થંભ ઉપર બેસશે, જ્યારે કિનારાનાં ફૂલ સાગરનાં મોજાં ઉપર નાચશે, ત્યારે શાબાશી અને અનુકૂળતાની ખોટ નહિ રહે; પરંતુ ત્યાં સુધી તો રોજ રોજ નિષ્ઠા — નૈરાશ્યજયી નિષ્ઠા, આઘાતસહિષ્ણુ નિષ્ઠા, બહારના ઉત્સાહની અપેક્ષા ન રાખનાર નિષ્ઠા, નિન્દાથી અવિચલિત નિષ્ઠા એ જ આપણો આધાર છે. કોઈ પણ ઉપાયે, કોઈ પણ કારણે

એ નિંદ્રા આપણને છોડી ન જાઓ તે લોકાર્થ તરફ જોતી રહો, તે સુકાન પકડીને કાયમ બેસી રહો

# ૬૮

## વિમુખતા

૧૮મી ફાલ્ગુન, ૧૩૧૫

તે વિશ્વકર્મા મહાત્મા જે જનગણના હૃદયમા સનિવિષ્ટ થઈને કામ કરે છે, તે ખૂબ છૂપી રીતે કામ કરે છે તેનુ કામ આગળ વધ્યા જ કરે છે એમા શકા જ નથી — ફક્ત એ કામ ચાલે છે એની આપણને ખબર પડતી નથી એટલે, આપણે નિરાનદ રહીએ છીએ એ કામમા આપણે જે કઈ સહકાર આપવાનો છે તે આપતા નથી એટલે આપણુ જીવન જાણે તાત્પર્યહીન બની ગયુ છે પણ તેમ છતા વિશ્વકર્મા પોતાની સ્વાભાવિકી જ્ઞાનબળક્રિયાના આનદપૂર્વક પ્રતિદિન પ્રતિક્ષણ કામ કર્યા કરે છે તે મારા જીવનના એક સૂર્યકરોજ્જ્વલ દિવસને ચદ્રતારાજડિત રાત્રિ સાથે ગૂથે છે અને વળી તે જ્યોતિ પુજખચિત રાત્રિને બીજા એક જ્યોતિર્મય દિવસ સાથે ગૂથતા ચાલ્યા જાય છે મારા આ જીવનનો મણિહાર રચવામા તેમને ખૂબ આનદ આવે છે હુ જો તેમને સહકાર આપતો હોત તો એ આનદ મારો પણ થાત એ આશ્ચર્યકારક કારીગરીમા કેટલાય છિદ્ર કરવા પડે છે, કેટલાય વીધ કરવા પડે છે, કેટલુ બાળવુ પડે છે, કેટલા ઘા મારવા પડે છે — એ બધા આઘાતોમા જ વિશ્વકર્માના સૃજનના આનદમા મને પણ અધિકાર પ્રાપ્ત થયો હોત

પરતુ જે અતરની ગુફામા આનદિત વિશ્વકર્મા દિનરાત બેસીને કામ કરે છે તે તરફ મે નજર સુધ્ધા કરી નહિ — હુ આખ જીવન

સોનાના તાર રૂપાના તાર અને આટઆટના રગબેરગી દોરા વડે રાતદિવસ આવુ મોટુ એક આશ્ચર્યકારક ભરત ભરી રહ્યા છે—એ તારી અદર જ ચાલી રહ્યુ છે—જે બિલકુલ બહાર છે એ તારુ નથી

તો અત્યારે જ જો આ પ્રભાતને તારા અતરમાના પ્રભાત તરીકે જ જો, તારા જ ચૈતન્યમાની તેમની આનદદષ્ટિ તરીકે જો. એ બીજા કોઈનુ નથી, એ બીજે ક્યાય નથી—તાર એ પ્રભાત એક તારી અદર જ રહેલુ છે અને ત્યા એકલા તેઓ જ રહેલા છે તારી એ ગભીર નિર્જનતામા તારા એ અનત ચિદાકાશમા તેમની એ અદ્ભુત વિરાટ લીલા ચાલ્યા કરે છે—રાતદિવસ અવિરામ એ આશ્ચર્યમય પ્રભાત તરફ પીઠ ફેરવી એને કેવળ બહારની બાજુએ જ જોવા જતા એમા આનદ નહિ મળે અર્થ નહિ મળે

જ્યારે હુ ઇગ્લડમા હતો ત્યારે હુ બાળક હતો લડનથી થોડે દૂર એક ઠેકાણે મને આમત્રણ હતુ હુ સાજે રેલગાડીમા બેઠો ત્યારે શિયાળો ચાલતો હતો તે દિવસે ધુમ્મસથી ચારે દિશા છવાઈ ગયેલી હતી—બરફ પડતો હતો લડન મૂક્યા પછી સ્ટેશનો ડાબી બાજુએ આવવા લાગ્યા જ્યારે ગાડી ઊભી રહે ત્યારે હુ બારી ઉઘાડી ડાબી બાજુએ મો બહાર કાઢી તે ધુમ્મસભરી અસ્પષ્ટતામા કોઈને સોબતી સ્ટેશનનુ નામ જાણી લેવા લાગતો મારે જવાનુ હતુ તે છેલ્લુ સ્ટેશન હતુ ત્યા જ્યારે ગાડી ઊભી રહી ત્યારે પણ મે ડાબી બાજુએ જ જોયુ—તો ત્યા નહોતો દીવો નહોતુ પ્લેટફોર્મ એમ ને નિશ્ચિત થઈને બેસી રહ્યો ક્ષણવાર પછી જ ગાડી પાછી લડન તરફ પાછી જવા લાગી મને થયુ આ શુ થયુ? પછીને સ્ટેશને જ્યારે ગાડી ઊભી રહી ત્યારે મે પૂછ્યુ કે અમુક સ્ટેશન ક્યા? ત્યારે મને જવાબ મળ્યો તમે ત્યાથી જ આ ચાલ્યા આવો છો ઝખવા ઊતરી પડીને મે પૂછ્યુ, આ પછીની ગાડી ક્યારે મળશે? જવાબ મળ્યો મધરાતે મારે જવાનુ હતુ તે સ્ટેશન જમણી બાજુએ હતુ

આપણે જીવનના પ્રવાસમા કેવળ ડાબી બાજુના સ્ટેશનો જ જોતા જોતા જઈએ છીએ. જમણી બાજુ કશુ છે જ નહિ એમ માનીને નિશ્ચિત રહીએ છીએ એક પછી એક સ્ટેશન વટાવી ગયા. જ્યા ઊતરવાનુ હતુ ત્યા પણ આ સસાર તરફ જ — ડાબી બાજુએ જ જોયુ જોયુ તો બધુ જ અધકારમય, બધુ જ ધુમ્મસથી અસ્પષ્ટ હતુ. જે તક મળી હતી તે ચાલી ગઈ — ગાડી પાછી ચાલવા લાગી જ્યા આમત્રણ હતુ ત્યા આનદ ઉલ્લાસ પૂરા થવા લાગ્યા. વળી ગાડી ક્યારે મળશે? આ જે તક મળી હતી બરાબર એવી જ તક ફરી ક્યારે મળશે — કઈ મધરાતે?

માનવજીવનમા થઈને જ ચરમ સ્થાને જઈ શકાય એવુ એક સ્ટેશન છે ત્યા જો ન ઊતરી પડુ — ત્યાનુ પ્લેટફોર્મ જે બાજુએ હોય છે તે બાજુ જો ન જોઉ તો આખો પ્રવાસ જ મને તદ્દન ધુમ્મસછાયો અને નિરર્થક લાગશે એમા શકા જ નથી શા માટે મે ટિકિટના પૈસા આપ્યા, શા માટે હુ ગાડીમા બેઠો, અધારી રાત્રે શા માટે હુ પ્રવાસે નીકળ્યો, શુ થયુ, કઈ જ સમજાશે નહિ મને આમત્રણ ક્યાનુ મળ્યુ હતુ, ભોજનની તૈયારી ક્યા થઈ હતી, મારી ભૂખ ક્યા મટશે, મને ક્યા આશ્રય મળશે — એ પ્રશ્નોના કોઈ જવાબ પામ્યા વગર જ દિઙ્મૂઢ બનીને મારે પ્રવાસ પૂરો કરવો પડશે

હે સત્ય, બીજુ કઈ નહિ, જે બાજુ તુ હોય, જે બાજુ સત્ય હોય, તે બાજુ મારુ મો ફેરવી આપ — હુ કેવળ અસત્ય તરફ જ જોઈ રહ્યો છુ તારી આનદની નાની રગભૂમિ ઉપર તે હારની હાર દીવા સળગાવેલા છે — હુ તેની ઊલટી બાજુના અધકાર તરફ જોઈને મૂઝાયા કરુ છુ કે આ બધુ શુ છે? તારા પ્રકાશ તરફ મને ફેરવ હુ તો આખો વખત મૃત્યુને જ જોઉ છુ — મને એનો કશો અર્થ જ સૂઝતો નથી, મારા ભયનો કઈ પાર નથી બરાબર એની સામી બાજુએ જ અમૃત રહેલુ છે, તેમા બધો અર્થ રહેલો છે એ વાત

મને કોણુ સમજાવશે? હે આવિ — તુ પ્રકાશરૂપે નિરતર રહેલો છે — એ પ્રકાશ તરફ જ મારી નજર નથી હુ કમનસીબ છુ એને હુ તને કેવળ રુદ્ર રૂપે જ જોઉ છુ — તારી પ્રસન્નતા સતત મારા આત્માને વીટીને રહેલી છે એની મને ખબર જ પડતી નથી માના તરફ પીઠ કરીને બાળક અંધારુ જોઈને રડી રડીને થાકી જાય છે — એકવાર પડખુ ફરે તો એને ખબર પડે કે મા તેને વળગીને જ સૂતેલી છે હે જનની તારી પ્રસન્નતા તરફ તુ અમને ફેરવી ને તો એક ક્ષણમા અમે જાણી શકીશુ કે અમને રક્ષણુ મળેલુ જ છે અમારુ રક્ષણુ અનતકાળ થયા જ કરે છે નહિ તો અરક્ષણના ભયથી અમારુ રડવાનુ કદી ચ ભરશે જ નહિ

## ૬૯

## મરણુ

૧૯મી ફાલ્ગુન, ૧૩૧૫

ઈશ્વરની સાથે એક ભારે શોખનો સબધ રાખવાની મતલબ માણસમા જોવામા આવે છે જ્યા જે જેમ છે તે બરાબર તેમનુ તેમ રાખીને તેની સાથેસાથ ઈશ્વરને પણુ એમ ને એમ રાખવાનો પ્રયત્ન જોવામા આવે છે એમા કશુ જ હેરવવુ ફેરવવુ પ તુ નથી ઈશ્વરને કહેવાનુ કે તુ ઘરમા આવ પણુ બધુ સાચવીને આવ — જોજે મારી માચની ફૂલદાની પડી ન જાય ઘરમા જુદે જુદે ઠેકાણે જે જાતજાતના પૂતળા ગોઠવીને મૂકેલા છે તેમનુ કે ઈંધા લાગતા ભાગી ન જાય આ આસન ઉપર બેસીશ નહિ એના ઉપર તો મારો અમુક બેસે છે અહીયા નહિ અહી તો હું અમુક કામ કરુ છુ આ ઓરડામા નહિ એ તો અમુકને માટે શણગારી રાખ્યો છે એમ

કરતાં કરતાં સૌથી ઓછી જગ્યા અને સૌથી બિનજરૂરી સ્થાન જ આપણે તેને માટે રાખીએ છીએ.

મને યાદ છે કે મારા પિતાના કોઈ એક નોકર પાસેથી બાળપણમાં એક વાત સાંભળી હતી કે તે જ્યારે જગન્નાથપુરી ગયો હતો ત્યારે તેને મહા મોટો વિચાર થઈ પડ્યો હતો કે જગન્નાથને શું આપવું? તેમને જે કંઈ આપે તે વસ્તુ તે પોતે કદી વાપરી નહિ શકે એટલે તે જે કોઈ વસ્તુનો વિચાર કરે તે તેમને આપવાનો તેનો જીવ ચાલતો નહોતો — જે વસ્તુ ઉપર તેને સહેજ પણ પ્રીતિ હતી તે પણ સદાને માટે છોડી દેવાના ખ્યાલથી તેનું મન આકુળવ્યાકુળ થઈ જતું હતું. આખરે ખૂબ વિચાર કરીને તે જગન્નાથને વિલાતી વેંગણ આપી આવ્યો. એના ઉપર તેને સૌથી ઓછી પ્રીતિ હતી

આપણે પણ ઈશ્વરને માટે કેવળ એટલું જ છોડવા માગીએ છીએ જેટલા ઉપર આપણને સૌથી ઓછી પ્રીતિ હોય — જે આપણા ઉચ્છિષ્ટનુંયે ઉચ્છિષ્ટ હોય ઈશ્વરનું નામ આવતું હોય એવા એકબે મંત્રોનો પાઠ કર્યો, એકબે ગીત સાંભળ્યા, અને જેઓ સારા વ્યાખ્યાન કરી શકતા હોય એવાના નિયમિત ભાષણ સાંભળ્યા, એટલે આપણે બોલી ઊઠીએ છીએ સારું થયું, સારું લાગ્યું, મન હવે ખાસું પવિત્ર લાગે છે ઈશ્વરની ઉપાસના કરી.

આને આપણે ઉપાસના કહીએ છીએ જ્યારે આપણે વિદ્યાની ધનની કે માણસની ઉપાસના કરીએ છીએ ત્યારે તે આટલી સહેલી નથી હોતી, ત્યારે ઉપાસના કોને કહેવાય તેનો આપણને પૂરેપૂરો ખ્યાલ આવે છે માત્ર ઈશ્વરની ઉપાસનામાં પોલ હોય છે

એનો અર્થ બીજો કશો નથી પણ આપણે પોતાના ભાગને જ સૌથી મોટા બનાવી રાખીએ છીએ અને ઈશ્વરને એક પાઈનો ભાગીદાર બનાવીએ છીએ અને માનીએ છીએ કે મારું બધું સચવાયું.

આપણા દેશમાં એક વચન પ્રસિદ્ધ છે કે "या इहलोकपरलोकनी तनुमूर्ती सा चातुरी चातुरी"—જેનાથી આ લોક અને પરલોક બંનેની સાધના થાય એવી માણસની જે ચાતુરી તે જ ચાતુરી

પરંતુ જે ચાતુરી બંને લોકને સાચવવાનો ભાર લે છે તે આખરે એ બેમાંથી એક લોકને ભૂલી જાય છે અને તેની ચાતુરી ચાતુરી રહેતી નથી જે લોક મારા તરફનો હોય તેના તરફની સીમા જ ઘણે ભાગે જાણેઅજાણે આગળ વધતી જતી હોય છે ઈશ્વરને માટે પેલી જે એક પાઈ જમીન રાખી તેની અંદર જો કંઈ કસ હોય, તે જો છેક જ રેતીવાળી અને નકામી ન હોય તો ધીમે ધીમે કરતા હળ ચલાવતાં ચલાવતાં તેને પોતાનામાં ભેળવી દેવાનો પ્રયત્ન આપણે કર્યા કરીએ છીએ 'હું' એ એક મોટો પથરો છે તેનો ભાર ભયંકર હોય છે જે બાજુએ એ 'હુ'ને મૂકીએ છીએ તે બાજુએ જ ધીમે ધીમે બધુ ઢળી પડે છે જો બચવુ હોય તો એને જ એકદમ પાણીમાં ફેંકી દઈ શકો તો સારુ

મૂળ વાત એ કે બધુ જ જો ઈશ્વરને આપી દઈ શકો તો જ બંને લોક સચવાય — ચાતુરી કરવા જાઓ તો ન સચવાય ઈશ્વરમાં જ બંને લોક રહેલા છે તેમનામાં જ જો હુ મને પામુ તો એની સાથે તેમને પણ પામુ અને મને પણ પામુ અને જો તેમની સાથે ભાગ વહેંચીને હદ બાંધીને પાકો દસ્તાવેજ કરીને કામ ચલાવવા જઈએ તો તે બિલકુલ પાકુ કામ થતુ નથી એ તો દુનિયાદારીનુ બીજુ નામ થયુ સંસારવ્યવહારની જે દશા તે જ એની પણ દશા થવાની — અર્થાત્ એમાં નિત્યતાનુ નામનિશાન નહિ હોય — એમાં વિકાર પ્રવેશવાનો અને અંતે મૃત્યુ આવવાનુ

એ બધી ચાતુરી છોડી દઈને ઈશ્વરને સંપૂર્ણપણે આત્મસમર્પણ કરવુ પડશે એ વાતને દૃઢતાથી જોઈએ મારે મેનુ કામ નથી મારે એક જ સારુ છે મારા અંતરાત્મામાં સતીનુ લક્ષણ છે તે ચતુર

નથી, તે ખરેખર એને ચાહતી નથી, તે એકને જ ચાહે છે; જ્યારે તે એકને પ્રાપ્ત કરે છે ત્યારે તે બધું જ પ્રાપ્ત કરે છે

એકાગ્ર થઈને એ એકની જ સાધના કરવી છે. પરંતુ મોટી મુશ્કેલી એ છે કે, આજ સુધી એને માટે કશી તૈયારી કરી નથી. તે પરમને બાદ રાખીને જ બધી વ્યવસ્થા કરવામાં આવી છે. જીવન એવી રીતે તૈયાર થયું છે કે, કોઈ પણ ઉપાયે સાકઝોકડે તેમને જગ્યા કરી આપવી એ બિલકુલ અસંભવિત બની ગયું છે.

દુનિયામાં બીજી બધી જ બાબતમાં ઘાલમેલ થઈ શકે છે, જ્યાં પાંચ માણસની વ્યવસ્થા હોય ત્યાં છ માણસોને ઘુસાડી દેવા મુશ્કેલ નથી હોતું, પરંતુ ઈશ્વરની બાબતમાં એવી ઘાલમેલ ચલાવવા જઈએ તો તે બિલકુલ ચાલતી નથી. તે "તાજા કલમ"માં સમાય એવા નથી. તેમને જો શરૂઆતથી જ ભૂલી ગયા તો નવેસરથી તે ભૂલ સુધારી લીધા સિવાય બીજો ઉપાય નથી જે થઈ ગયું તે થઈ ગયું, હવે જેમ તેમ કરીને પતાવી દો — એ તેમની બાબતમાં કદી ચાલતું નથી.

ઈશ્વરહીન જે જીવન આપણે ઊભું કર્યું છે તેનું આકર્ષણ કેટલું પ્રબળ છે એની ખબર ઈશ્વર તરફ જવા માગીએ છીએ ત્યારે પડે છે. જ્યા સુધી એ જીવનની અંદર બેઠા હોઈએ છીએ ત્યા સુધી તેણે આપણને બાંધ્યા છે એની ખબર જ પડતી નથી. પણ દરેક ટેવ, દરેક સંસ્કાર કેવું કઠિન બંધન હોય છે! બુદ્ધિથી આપણે એ તુચ્છ છે એમ ગમે એટલુ સમજતા હોઈએ તોયે વ્યવહારમા આપણે તેને છોડી શકતા નથી. એમાની એક વસ્તુ છોડીએ છીએ તો તેની પાછળ બીજી પાંચ ઊભી હોય છે.

સંસારને અંતિમ આશ્રય માનીને આજ સુધી બહુ જતનપૂર્વક રોજ રોજ એક એક ઘણી વસ્તુઓ ભેગી કરી છે — તે દરેકની આસપાસ મારાં કેટલાંય મૂળિયાં વીંટળાઈ ગયાં છે તેનો કંઈ પાર નથી — એ બધી જ વસ્તુઓ મારી બની ગઈ છે. તેમાંની કોઈને

પણ લગારે ખમેડવા જતાં એમ થાય છે કે તો પછી હું જીવીશ શી રીતે? એ વસ્તુઓ જીવવાની નથી એ બરાબર સમજું છું તેમ છતાં જીવનભરની ટેવને લીધે તેમને જીવની પેઠે વળગી રહીને કહ્યા કરું છીએ કે એના વગર મને ચાલે એમ નથી ધનને પોતાના તરીકે માનવાની ટેવ પડી ગઈ છે એ ધનનું સાચું મૂલ્ય સમજવા જેટલી શક્તિ આજે ક્યાં છે? લાંબા સમયથી 'હું'ના ભારથી એ ધન પર્વત જેવું ભારી બની ગયું છે, તેને સહેજ પણ ખમેડવા જતા છાતીની પાસળી દુખી આવે છે

એટલા માટે જ ભગવાન ઈસુએ કહ્યું છે કે ધનવાનને મુક્તિ મળવી અત્યંત મુશ્કેલ છે અહીં ધન એટલે કેવળ પૈસા નહિ, જીવન જે કોઈ વસ્તુને રોજ રોજ પોતાની કરીને ભેગી કર્યા કરે છે, જેને તે પોતાની માને છે, અને જેને તે વળગી રહે છે—પછી તે ધન હોય, ખ્યાતિ હોય, કે પુણ્ય હોય તે બધી જ ધન ગણાય

એટલું જ નહિ પેલો પુણ્યનો સંચય તો બહુ છેતરે છે એ એક એવો દેખાવ કરે છે જાણે એ જે કંઈ લે છે તે બધું ઈશ્વરને જ આપે છે લોકોનું કલ્યાણ કરું છું, દાન કરું છું કષ્ટ ઉઠાવું છું, એટલે પછી ચિંતા શી છે? મારો બધો ઉત્સાહ એ ઈશ્વર વિશેનો જ ઉત્સાહ છે, મારા બધા કામ ઈશ્વરના જ કામ છે પરંતુ એમાં ઘણું બધું તો પોતા માટે જ એકઠું કરું છું એ ખ્યાલ જ આવતો નથી

જેમ કે દાખલા તરીકે આપણું આ વિદ્યાલય એ એક મંગલ કાર્ય છે એટલે જાણે એનો હિસાબ જોવાની જ જરૂર નથી, જાણે એનું બધું જ ઈશ્વરના ચોપડામાં જમા થાય છે આપણે રોજ રોજ જે નાણું ઉચાપત કરીએ છીએ તેની તપાસ સુધ્ધાં રાખતા નથી આ વિદ્યાલય આપણું વિદ્યાલય છે, એની સફળતા એ આપણી સફળતા છે, એની મારફતે આપણે જ કલ્યાણ કરીએ છીએ,

એમ કરી કરીને એ વિદ્યાલયમાથી આપણા પક્ષમાં થોડું થોડું જમા થતું રહે છે. એ સંગ્રહ આપણું અવલબન બની ગયું છે, એ એક મિલકત જેવુ બની ગયું છે. એટલે એને વિશે રાગદ્વેષ અને ખેંચાખેંચ સંભવે છે, એને માટે ખોટા સાક્ષી ઊભા કરવાનું પણ મન થાય છે રખેને કોઈ કશી ભૂલ પકડી પાડશે એવી બીક લાગે છે — લોકો આગળ એની નિર્દોષતા પુરવાર કરવા માટે કઈ વિશેષ ભાવે ઢાંકપિછોડો કરવાની ઇચ્છા થાય છે. કારણ, એ બધી વસ્તુની મને ટેવ પડી ગઈ છે, મને એનો નશો લાગ્યો છે, એ મારો રોજનો આહાર બની ગઈ છે, એમાથી જો ઇશ્વિર મને સહેજ વચિત કરવા માગે તો મારો જીવ આકુળવ્યાકુળ થઈ જાય છે, રોજની ટેવને લીધે વિદ્યાલયમાથી આ જે ભાગ પોતાના ભાગમા ભેગો કર્યાં કરું છુ એને હઠાવી લો જોઉં વારુ. તરત જ મને થશે કે જાણે મારો કોઈ આધાર જ ન રહ્યો પછી ઇશ્વિર મને આધારરૂપ નહિ લાગે.

એટલે જે સગ્રહ કરે છે તેનો પ્રશ્ન બહુ કપરો છે તેને એ સગ્રહ જ ચરમ આશ્રય છે એવુ માનવાની ટેવ પડી ગઈ છે એટલે તે ઇશ્વિરને ચારે બાજુએ સત્ય રૂપે અનુભવી શકતો નથી, અને તે આખર સુધી પોતાના સગ્રહને જ વળગીને બેસી રહે છે.

લાબા સમયથી જે મોટો સગ્રહ કરીને બેઠો છું — તે બધામાથી કંઈને છોડવાનો જીવ ચાલતો નથી. એટલા માટે મનની અંદર જે ચતુર હિસાબી કાનમા કલમ ખોસીને બેઠેલો છે તે આખો વખત સલાહ આપ્યા કરે છે કે કશાને છોડવાની જરૂર નથી, એમા જ ગમે તેમ કરીને ઇશ્વિરને થોડી જગ્યા કરી આપીશું એટલે ચાલશે

ના, તે નહિ ચાલે. એના કરતા અશક્ય બીજું કંઈ નથી. ત્યારે કરવુ શું?

એકવાર પૂરેપૂરા મરવુ પડશે — ત્યારે નવેસર ભગવાનમા જન્મ પામી શકાશે એકદમ મૂળથી જ મરવુ પડશે

એ બરાબર સમજી લેવું પડશે કે જે જીવન મારું હતું તેના સંબંધમાં હું મરી ગયો છું હવે હું તે માણસ જ નથી, મારું જે કંઈ હતું તેમાંનું કશું જ નથી હું ધનની બાબતમાં, ખ્યાતિની બાબતમાં, આરામની બાબતમાં મરી ગયો છું, કેવળ ભગવાનની બાબતમાં જ હું જીવું છું બિલકુલ તરતના જન્મેલા બાળકની પેઠે નિરુપાય અસહાય રક્ષણ વગરનો થઈને તેમના ખોળામાં જન્મ્યો છું તેમના સિવાય મારે કશું જ નથી ત્યાર પછી તેમના સંતાન તરીકેનું જીવન સંપૂર્ણપણે શરૂ કરી દો, કશા જ ઉપર કશી મમતા રાખશો નહિ

પુનર્જન્મ પહેલાં અત્યાર એ મૃત્યુવેદના ચાને છે જેને ચરમ તરીકે અત્યંત સત્ય તરીકે માની લીધું હતું તેમાંથી એકે એકે જરા જરા કરીને મરવું પડશે, આવ મૃત્યુ આવ — આવ અમૃતના દૂત આવ—

એસ અપ્રિય વિરસ તિક્ત,
એસ ગો અશ્રુસલિલ સિક્ત,
એસ ગો ભૂષણવિહીન રિક્ત,
એસો ગો ચિત્તપાવન
એસ ગો પરમ દુઃખનિલય,
આશા-અંકુર કરહ વિલય
એસ સંગ્રામ એસ મહાજય,
એસ ગો મરણ સાધન

[ હે અપ્રિય, વિરસ તિક્ત આવ, હે અશ્રુસલિલસિક્ત આવ, હે ભૂષણવિહીન રિક્ત આવ, હે ચિત્તપાવન આવ

હે પરમ દુઃખના ધામ આવ, આશાના અંકુરનો નાશ કર, હે સંગ્રામ આવ, હે મહાજય આવ, હે મરણ સાધન આવ ]

## ૭૦

## ફળ

૨૦મી ફાગણ, ૧૩૧૫

અંતરમાં જ્યારે સાધના શરૂ થઈ ગઈ હોય છે ત્યારે બહાર તેનાં કેટલાંક લક્ષણો આપોઆપ પ્રગટ થતાં રહે છે. તે લક્ષણો કેવાં હોય છે તે એક ઉપમાની મદદથી સમજાવવાનો પ્રયત્ન કરું છું

ઝાડના ફળને માણસ હમેશાં પોતાની સાર્થકતા સાથે સરખાવતો આવ્યો છે વસ્તુત માણસની લક્ષ્યસિદ્ધિ સાથે માણસના પ્રયત્નના પરિણામ સાથે સરખાપણું હોય એવી જો કોઈ વસ્તુ દુનિયામાં હોય તો તે ઝાડનું ફળ છે પોતાના કર્મના રૂપને પોતાના જીવનના પરિણામને જાણે ફળમાં આપણે પ્રત્યક્ષ નજરોનજર જોવા પામીએ છીએ.

ફળ એ આખા ઝાડનું અંતિમ લક્ષ્ય છે — એ જ રીતે વિકસિત મનુષ્ય એ આખા સંસારવૃક્ષની અંતિમ પ્રાપ્તિ છે

પરંતુ માણસનો વિકાસ શરૂ થયો છે એનાં લક્ષણ શાં? એક કેરી પાકવા માંડી છે એનાંયે લક્ષણ શાં?

સૌથી પહેલું એ જોવામાં આવે છે કે કેરીમાં એક ઠેકાણે જરા જરા રંગ આવવા માંડે છે, તેનો લીનો રંગ જાઉ જાઉ કરે છે — ગેનેરી બની જવાનો પ્રયત્ન નજરે પડે છે

આપણી પણ અંદરખાને જ્યારે પક્વતા આવવા માંડે છે ત્યારે બહાર તેનું તેજ દેખા દે છે પણ તે બધી જગ્યાએ સરખું દેખાતું નથી, ક્યાંક લીનું તો ક્યાંક ગેનેરી, તેનાં બધાં ભાવો અને બધાં કાર્યો સરખી ઉજ્જ્વલતા પામતાં નથી, પણ અમુક અમુક ઠેકાણે જ્યોતિ જેવું દેખાય છે

પોતાના પાંદડાની સાથે ફળના રંગનું જે સરખાપણું હતું તે ધીમે ધીમે મટતું જાય છે, ચારે બાજુએ આકાશના પ્રકાશનો જે રંગ હોય છે તે રંગની સાથે તે મળતું થવા માંડે છે જે ઝાડ ઉપર તેનો જન્મ થયો હોય છે તે ઝાડની સાથે પોતાના રંગનું જુદાપણું તે કેમે કર્યું ઢાંકી રાખી શકાતું નથી — ચારે મેરના ગાઢ લીલા રંગના આચ્છાદાનમાંથી તે બહારના આકાશમાં પ્રગટ થતું રહે છે

ત્યાર પછી તેનો બહારનો ભાગ ઉત્તરોત્તર કોમળ થતો આવે છે પ'ના એ ખૂબ સખત અને નક્કર હતું પણ હવે એ કઠોરતા રહી નથી તેને સ્થાને તેજોમય સુગંધમય કોમળતા આવી છે

પહેલાં એનો જે રસ હતો તે રસમાં તીવ્ર ખટાશ હતી, અત્યારે એ આખું માધુર્યથી ભરાઈ ગયું છે અર્થાત્ અત્યારે હવે એનો બહારનો પદાર્થ બધો બહારનો જ બની ગયો છે, બધાના ભોગ માટે છે, બધાયને બોલાવે છે, કોઈને તે રોકવા ઇચ્છતો નથી બધાની આગળ તે કેમન સુંદર બની જાય છે ગંભીરતર સાર્થકતાના અભાવે જ માણસની તીનતા અને કઠિનતા આટલી ઉગ્રભાવે પ્રગટ થાય છે — એ આનંદના દૈન્યમાં જ તેનું દૈન્ય હોય છે, એને લીધે જ તે બહારનાને આઘાત કરવા તૈયાર થાય છે

ત્યાર પછી તેની અંદરની જે સાચી વસ્તુ તેની ગોટલી — જે બહારથી દેખાતી જ નથી, તેની સાથે તેના બહારના પદાર્થનો વિશ્લેષ થવા માંડે છે એ બહારનો પદાર્થ એનો નિત્ય પદાર્થ નથી એ વાત સ્પષ્ટ બની જાય છે તેના ગરથી તેની છાલ છૂટી પડી જાય છે, છાલ અનાયાસે ગર ઉપરથી ઉખાડી લઈ શકાય છે, વળી તેનો ગર પણ ગોટલીથી સહેલાઈથી છૂટો પાડી શકાય છે તેનું દીટું આજ સુધી ઝાડને વળગી રહ્યું હતું, તે પણ અળગું થઈ જાય છે હવે તે ઝાડ સાથે પોતાને અતિશય એકરૂપે રાખતું નથી — પોતાના બહારના છોડા સાથે પણ તે પોતાની અંદરની ગોટલીને છેક એકાકાર કરી રાખતું નથી

એ જ રીતે સાધક જ્યારે પોતાની અંદર પોતાના અમરત્વને પ્રાપ્ત કરતો હોય છે, અંદરનો ભાગ જ્યારે સુદૃઢ અને સુસંપૂર્ણ બની જાય છે, ત્યારે તેનો બહારનો ભાગ ધીમે ધીમે શિથિલ બનતો જાય છે — પછી તેનો લાભ અંદર હોય છે, અને દાન બહાર હોય છે.

પછી તેને ભય નથી હોતો, કારણ, એ સ્થિતિમાં તેના બહારના ભાગના નુકસાનથી તેના અંદરના ભાગને નુકસાન પહોંચતું નથી તે વખતે ગોટલી ગરને પકડી રહેતી નથી, ગર કાઢી લેવામાં આવે તોય ખુલ્લી ગોટલી મરી જતી નથી પછી પંખી જો ચાંચ મારે તો કંઈ નુકસાન થતું નથી, વાવાઝોડાનો હુમલો થાય તેમાં જોખમ નથી, ઝાડ કદાચ સુકાઈ જાય તો તેથી પણ તેનું મૃત્યુ થતું નથી કારણ, તે વખતે ફળ પોતાના અંતરમાં નિશ્ચિતરૂપે પોતાની અમરતાને અનુભવતું હોય છે, તે વખતે તે "अतिमृत्युमेति" તે વખતે તે પોતાને પોતાની નિત્યતામાં જ સત્યરૂપે પિછાને છે, અનિત્યતામાં જ તે પોતાને પોતા રૂપે ઓળખતું નથી — પોતાને તે ગર રૂપે પિછાનતું નથી, છાલ રૂપે પિછાનતું નથી, દીટા રૂપે પિછાનતું નથી — એટલે એ ગર છાલ દીટા સંબંધે તેને કશી બીક કે ચિંતા જ રહેતી નથી

આ અમૃતને પોતાની અંદર વિશેષ રૂપે પ્રાપ્ત કરવાની જરૂર હોય છે એટલા માટે જ ઉપનિષદમાં વારંવાર કહ્યું છે કે અમરતાને પ્રાપ્ત કરવાની એક ખાસ અવસ્થા હોય છે — "य एतद् विदुरमृतास्ते भवन्ति"

ભીતરમાં જ્યારે એ અમૃતનો સંચાર થાય છે ત્યારે અમરાત્મા બહારના પદાર્થને એકાન્તભાવે ભોગવવા ઇચ્છતો નથી ત્યારે તેના ગંધ, વર્ણ, રસ, છાલ એ બધાનું તેને કોઈ પ્રયોજન રહેતું નથી — તે એ બધામાં જ રહેતો હોવા છતાં બિલકુલ નિર્લિપ્ત હોય છે, એનું ભલુંબૂરું એ તેનું ભલુંબૂરું રહેતું નથી, એમાંથી તે કશું જ માગતો નથી.

એ સ્થિતિમાં તે અંદરખાને પામે છે, બહાર દાન કરે છે, અંદર તેની દત્તા હોય છે બહાર કોમળતા હોય છે અંદર તે નિત્યસત્યનો હોય છે બહાર તે વિશ્વબ્રહ્માંડનો હોય છે, અંદર તે પુરુષ હોય છે, બહાર તે પ્રકૃતિ હોય છે પછી બહાર તેને કોઈ પ્રયોજન રહેતુ નથી એટલે જ તે બહારનુ પ્રયોજન સંપૂર્ણપણે સિદ્ધ કર્યા કરે છે પછી તે ફલભોગી પંખીનો ધર્મ છોડી દઈ ફલદર્શી પંખીનો ધર્મ સ્વીકારે છે પછી તે પોતામાં પોતે સંપૂર્ણ થઈ નિર્ભયપણે સંકોચ વગર બધાને માટે પોતાનુ આત્મસમર્પણ કરી શકે છે ત્યારે તેનુ જે કાંઈ હોય છે તે બધુ જ તેના પ્રયોજન બહારનુ હોય છે એટલે તે બધુ જ તેનુ ઐશ્વર્ય હોય છે

## ૭૧
## સત્યને જોવુ

૩૦ ચૈત્ર ૧૩૧૫

આપણા ધ્યાનમંત્ર દ્વારા આપણે સવિતાનુ તેમની સૃષ્ટિમાં ધ્યાન ધરીએ છીએ ભૂર્ભુવઃ સ્વઃ તેમનામાંથી જ સર્જાય છે સૂર્યચંદ્ર અને તારા ક્ષણે ક્ષણે તેમનામાંથી નગર થાય છે આપણુ ચૈતન્ય ક્ષણે ક્ષણે તેમનમાંથી પ્રેરિત થાય છે તેઓ જ અવિરતપણે સમસ્તને પ્રકાશિત કરી રહ્યા છે એ આપણો ધ્યાનમંત્ર છે

આ જોવુ એનુ નામ જ સત્યને જોવુ આપણે બધી ઘટનાને કેવળ બનેલ ઘટના રૂપે જ જોઈએ છીએ તેમાં આપણને કશો આનંદ આવતો નથી તે આપણી નજરમાં જૂનુ થઈ જાય છે તે આપણી નજરમાં ચાવી ચડાવેલા રમકડાનુ રૂપ ધારણ કરે છે એટલા માટે પથ્થરના કાંકરા ઉપર થઈને જેમ પાણી ચાલ્યુ જાય

તેમ જગત્પ્રવાહ આપણા મન ઉપર થઈને અવિશ્રામ વહી જાય છે. ચિત્ત એનો પાયો પાડતુ નથી, ત્યારે આજુના દસ્યો તુચ્છ અને દિવસો નકામા લાગે છે, એટલા માટે કૃત્રિમ ઉત્તેજના અને જાત-જાતના નકામા કાર્યો ઉપજાવી કાઢીને આપણે ચેતનાને જાગતી રાખીએ છીએ ત્યારે મજા પડે છે

જ્યારે કેવળ ઘટના તરફ જ જોઈ રહીએ છીએ ત્યારે એમ જ થાય તે આપણને રસ ન આપે, ખોરાક ન આપે તે ફક્ત આપણી ઇન્દ્રિયોને, આપણા મનને અને હૃદયને અમુક અંશે જ કબજે કરી શકે છે, ઠેઠ સુધી તે પહોચી શકતી નથી એથી તેનો જે કંઈ રસ હોય છે તે ઉપરથી જ સુકાઈ જાય છે, તે આપણી ગભીરતર ચેતનાને જગાડતો નથી સૂર્ય તો રોજ જ ઊગે છે, નદી તો રોજ જ વહે છે, ઝાડપાન તો રોજ જ વધે છે, રોજના કામો તો નિયમસર ચાલ્યા જ કરે છે એટલે આપણે એવુ કોઈ દૃશ્ય જોવા ઇચ્છીએ છીએ જે રોજ રોજ જોતા ન હોઈએ, એવી કોઈ ઘટના વિશે જાણવાનુ આપણને કુતૂહલ હોય છે જે આપણે જોને ટેવાઈ ગયા છીએ એવી ઘટનાને મળતી ન આવતી હોય

પરંતુ સત્યને જ્યારે જાણીએ છીએ ત્યારે આપણો આત્મા પરિતૃપ્ત થાય છે સત્ય સદા નવીન હોય છે — તેનો રસ અક્ષય હોય છે આખી ઘટનાવલીની અંદર એ અંતરતમ સત્યને જોઈએ છીએ ત્યારે દૃષ્ટિ સાર્થક થાય છે ત્યારે બધુ જ મહત્ત્વથી, વિસ્મયથી, આનંદથી પરિપૂર્ણ બની જાય છે

એટલા માટે જ આપણા ધ્યાનમંત્રમા આપણે દરરોજ ઓછામા ઓછુ એક વાર સમસ્ત વિશ્વવ્યાપારની અંદર વિશ્વનુ જે પરમ સત્ય છે તેનુ ધ્યાન ધરવાનો પ્રયત્ન કરતા હોઈએ છીએ ઘટનાના ગંજમા જે એક મૂળ શક્તિ રહેલી છે તેને જોવાને માટે દૃષ્ટિને અંતરમા ફેરવીએ છીએ ત્યારે દૃષ્ટિ ઉપરથી જડતાનુ આવરણ ખસી જાય

છે જગત એક યંત્રની પેઠે આપણો જેને દેવાઈ ગયા છીએ એટલા જ ક્ષેત્રમા પડી ગયેલુ નથી, ક્ષણે ક્ષણે આ અનંત આકાશવ્યાપી પ્રકાંડ પ્રમાણ એક જ્ઞાનમય સત્યમાંથી નીકળે છે અને ફેલાય છે એવો અનુભવ થતા આપણી ચેતના પરિપૂર્ણ બની જાય છે તે વખતે આપણે અગ્નિ, જલ, ઔષધિ, વનસ્પતિ બધાની વચમા ઊભા રહીને કહી શકીએ છીએ કે જ્ઞાન અનંત છે, બ્રહ્મ અનંત છે, સર્વત્ર આનંદરૂપે અમૃતરૂપે તે પ્રગટ થાય છે

અગણિત ઘટનાઓને અગણિત ઘટનારૂપે જ જોઈને નહિ ચાલ્યા જઈએ — તેની વચમા અનંત સત્યને સ્થિર ભાવે, શાંત ભાવે જોઈએ એટલા માટે જ તો આપણો ધ્યાનનો ગાયત્રી મંત્ર છે

ॐ भूर्भुवः स्व तत्सवितुर्वरेण्यम् भर्गोदेवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ।

ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક, એનુ જે સદા સર્જન કરે છે, તે દેવતાની વરવાયોગ્ય શક્તિનુ અમે ધ્યાન ધરીએ છીએ — જે અમારી ધીશક્તિને પણ સદા પ્રેરણા આપે છે

## ૭૨

## સૃષ્ટિ

૩૦ ચૈત્ર, ૧૩૧૫

આ જે આપણે કેટલાક જણ પ્રાતઃકાળમા અહીં ઉપાસના કરવા બેસીએ છીએ — એ પણ એક સૃષ્ટિ છે એમાં પણ પેલો સવિતા છે

આપણે કહીએ છીએ કે એ તો એ રીતે બની ગયુ આપણે

બેચાર જણે મસલત કરી ત્યાર પછી એકત્ર થઈને બેઠા, ત્યાર પછી રોજ રોજ એ પ્રમાણે ચાલ્યા કરે છે

ઘટના તો એ જ છે પણ સત્ય એ નથી ઘટનાની દૃષ્ટિએ જોઈએ તો એ એક સામાન્ય વસ્તુ છે પણ સત્યની દૃષ્ટિએ જોઈએ તો એ મોટું આશ્ચર્ય છે, દરરોજનું આશ્ચર્ય છે સત્ય વચમા આવીને અનેક અપરિચિતોને જુદી જુદી દિશામાંથી તાણી લાવીને આ એક ઉપાસનામંડળીનું રોજ સર્જન કરે છે આપણે માનીએ છીએ કે આપણે અહીં થોડી વાર બેસી કામ પતાવી ત્યાર પછી બીજે કામે ચાલ્યા જઈએ છીએ, બસ પતી ગયું — પણ આ કંઈ નાનીસૂની વાત નથી આપણે જ્યારે વાંચતા હોઈએ છીએ, ભણાવતા હોઈએ છીએ, ખાતા હોઈએ છીએ, ફરતા હોઈએ છીએ, ત્યારે પણ આ આપણી મંડળીના સરજનહાર એ સર્જનકાર્યમાં મચ્યા હોય છે એ જનાના હૃદયે સન્નિવિષ્ટ વિશ્વકર્મા આપણી અંદર નામ કર્યા કરતા હોય છે, તેઓ આપણા આ કેટલાક જુદા જુદા માણસોના મનમા જુદી જુદી રીતે એની સામગ્રી તૈયાર કરતા હોય છે જાણે તેમને બીજું કોઈ કામ નથી, વિશ્વનું સર્જન જેમ એક મોટું કામ છે તેવું જ આ પણ જાણે તેમનું એક મોટું કામ છે આપણો આ ઉપાસનાલોક પણ સતત બનતો રહે છે, બન્યા જ કરે છે — રાત દિવસ બનતો રહે છે આપણે જ્યારે ઊંઘતા હોઈએ છીએ ત્યારે પણ એ બનતો હોય છે, આપણે જ્યારે ભૂલી ગયા હોઈએ છીએ ત્યારે પણ એ બનતો હોય છે સત્ય છે એને કશું બને નહિ અથવા એક ક્ષણ પણ તેને વિરામ મળે એ કદી બને જ નહિ

આખા વિશ્વમા એમ જ સત્ય વિરાજે છે એટલે જ આખા વિશ્વને આપણે તેના યથાસ્થાને યથાનિયમે જોવા પામીએ છીએ આપણા આ કેટલાક માણસોમા એક સત્યમ્ કામ કરે છે એટલે જ રોજ રોજ પ્રાતઃકાળમા આપણે અહીં આવીને બેસીએ છીએ આખું

વિશ્વ એ એક સત્યની પ્રદક્ષિણા કરીને તેને પ્રણામ કરે છે જ્યાં આપણું દુરબીન પહોંચતું નથી, મન પહોંચતું નથી, ત્યાં પણ કેટલાય જ્યોતિર્મય લોકો તેને ઘીરેઘીરે ઘીરેઘીરે બોલે છે, નમોનમઃ । આપણે પણ એ જ રીતે આપણા આ ઉપાસનાલોકના સત્યને ઘીરેઘીરે બોલી છીએ, જેઓ લોકલોકાન્તરની વચમાં બેઠા છે તેઓ જ આ પ્રાંગણમાં બેઠા છે, એ કેવળ આપણામાં ચૈતન્ય રેલાવે છે એમ નહિ, આપણે આ થોડા માણસોમાં જે વિશેષ સર્જનકાર્ય ચાલી રહ્યું છે તેમાં પણ શક્તિ રેલાવે છે, આપણુ આ થોડા માણસોના મનને આ વિશેષ કાર્યમાં જુદી જુદી રીતે ચલાવે છે, આપણી આ કેટલાક જણની પ્રકૃતિ, સંસ્કાર અને શિક્ષણની નાનાવિધ ભિન્નતાને તે એક આ જ ક્ષણે એક ઐક્યમાં ઘાટ આપી રહ્યો છે, અને આપણે જ્યારે અહીંથી ઊઠીને બીજે ચાલ્યા જઈશું ત્યારે પણ પોતાનું કામ ચલાવશે નહિ.

આપણી અંદરના તે સત્યના, આપણા ઉપાસનાજગતના એ સવિતાના અહીં પ્રત્યક્ષ દર્શન કરીને જઈશું, તેની પ્રદક્ષિણા કરીને એકસાથે પ્રણામ કરીને જઈશું આપણે દરરોજ જાણીને જઈશું કે સૂર્યચંદ્રગ્રહતારા એ જેમ તેમની અનંત સૃષ્ટિ છે તેવી જ આપણને કેટલાક માણસોને અહીં બેસાડ્યા છે એ પણ તેમની સૃષ્ટિ છે તેમનો અવિરામ આનંદ એ કાર્યમાં પ્રગટ થાય છે, એ પ્રકાશને આપણે જોઈને જઈશું

## ૭૩

## મૃત્યુ અને અમૃત

૪થી ચૈત્ર, ૧૩૧૫

હમણાં અચાનક મારા એક મિત્રનું મૃત્યુ થયું. એ નિમિત્તે જગતમાં સૌથી વધુ પરિચિત એવા મૃત્યુ સાથે ફરી એક વાર નવેસરથી પરિચય થયો.

જગત શરીરની ચામડીની પેઠે મને વળગી રહ્યું હતું, વચમાં લગારે ખાલ નહોતી મૃત્યુ જ્યારે પ્રત્યક્ષ થયુ ત્યારે તે જગત જાણે કંઈક દૂર ચાલ્યુ ગયુ, મારી સાથે તે જાણે અત્યંત ચોંટેલુ ન રહ્યું

એ વૈરાગ્ય મારફતે આત્મા જાણે કે પોતાના સ્વરૂપને કંઈક જાણવા પામ્યો. તે જગતની સાથે બિલકુલ અચ્છેદ્ય ભાવે સંકળાયેલો નથી, તેની પોતાની એક પ્રતિષ્ઠા છે, એ વાતનો મૃત્યુના શિક્ષણથી જાણે હુ અનુભવ કરી શક્યો.

જેમનું મૃત્યુ થયુ તે ભોગી હતા અને તેમને ઐશ્વર્યનો અભાવ નહોતો. તેમનુ તે ભોગમય જીવન, ભોગની સામગ્રી — જે ફક્ત તેમને મન જ નહિ પણ બધા લોકોને મન અત્યત સત્ય લાગતા હતી, જે અનેક પ્રકારની સાજસજ્જાથી અને દબદબા-ભપકાથી લોકોની નજરને અને લોકોના કાનને ઈર્ષ્યા અને લોભથી આકર્ષીને આકાશમા માથું ઊંચું કરીને રહેલા હતા તે એક ક્ષણમા સ્મશાનની મૂઠી રાખમાં અનાદરપૂર્વક વિલુપ્ત થઈ ગયા.

સંસાર આટલો બધો મિથ્યા છે, એ કેવળ સ્વપ્ન છે, કેવળ ઝાંઝવાના જળ છે, એ વાતનો વિચાર કરવાનો શાસ્ત્રે નિશ્ચિત મૃત્યુને સંભારી આપીને વારવાર ઉપદેશ કર્યો છે. એ નગર આપણે કશાનો જ ત્યાગ કરી શકતા નથી અને ભોગના બધનમા જકડાઈ રહીને આત્મા પોતાના વિશુદ્ધ મુક્ત સ્વરૂપને અનુભવી શકતો નથી.

પરંતુ સંસારને મિથ્યા અને આડંબરના જાળ કહીને ત્યાગને સટે જે બનાવી દેવામાં સત્ય પણ નથી અને ગૌરવ પણ નથી. જે દેશમાં આપણાં રૂપિયા ચાલતા નથી તે દેશમાં અહીંના નાણાંનો બોજો જજાળની પેઠે ધૂળમાં ફેંકી દેવામાં ઉદારતા લગારે નથી. કોઈ પણ ઉપાયે સંસાર નિરર્થક જૂઠો છે એવું જે પોતાની જાત આગળ પુરવાર કરી શકીએ તો તો ધન જન માન તો મનમાંથી ઊતરી જઈને એકદમ શૂન્યમાં વિલીન થઈ જવાનાં.

પરંતુ એ રીતે એને છોડી દેવું, ફેંકી દેવું એ એક પ્રકારની કેવળ રિક્તતા છે. એ તો સ્વપ્ન ઊડી જવા જેવું છે — જે હતું જ નહિ તેને જ વિશે ઝબકી ઊઠીને જાણવું કે તે છે જ નહિ.

ખરું જોતાં સંસાર કંઈ મિથ્યા નથી, બોલે બોલે તેને મિથ્યા કહેવાથી લાભ શો? જે ગયા તે તો ગયા એ વાત સાચી પણ સંસારને તેને લીધે કંઈ ક્ષતિ થઈ હોય એવાં ચિહ્નો જ દેખાતાં નથી. સૂર્યનો પ્રકાશ લગારે ઝાંખો પડ્યો નથી. આકાશની નીલ નિર્મલતામાં મૃત્યુનું પેંડું ક્ષતિની એક રેખા સુધ્ધાં પાડી શક્યું નથી. અનંત સંસારની ધારા આજે પણ પૂરા વેગથી વહી રહી છે.

ત્યારે અસત્ય શું? તો કે આ સંસારને મારો જાણવો તે એના એક સોયની અણી જેટલા ભાગને પણ હું મારા તરીકે પકડી રાખી શકવાનો નથી. જે માણસ જીવનભર કેવળ એ ભાગ ઉપર જ બધી વસ્તુની પ્રતિષ્ઠા કરવા માગે છે તે રેતી ઉપર ઘર બાંધે છે. મૃત્યુ જ્યારે ધક્કો મારે છે ત્યારે બધું જ તૂટી પડીને ધૂળ ભેગું થઈ જાય છે.

હું નામનો જે ભિખારી બધી જ વસ્તુઓ ગાંઠમાં પૂરવા માગે છે, બધી જ વસ્તુને મૂઠીમાં લેવા માગે છે, તેને જ માત્ર મૃત્યુ હાથ તાળી દે છે — પછી એ માણસ મનના ખેદને લીધે આખા સંસારને મિથ્યા કહીને ગાળ દેવા કહે છે, પણ સંસાર તો જેમનો તેમ જ રહે છે. મૃત્યુ તેના દેહ ઉપર ઉઝરડો પણ પાડી શકાતું નથી.

એટલે મૃત્યુને ક્યાંક જોવું એટલે બધે જ તેને જોયા કરવું એ એક માનસિક વિકાર છે. જ્યાં અહમ્ હોય છે ત્યાં જ મૃત્યુનો હાથ પડે છે, બીજે ક્યાંય નહિ. જગત કશું જ ખોતું નથી, જે કાંઈ ખોવાનું છે તે અહમે ખોવાનું છે.

એટલે આપણે જે કંઈ આપવાનું છે તે કોને આપીશું? સંસારને જ આપીશું, અહમને નહિ આપીએ. કારણ, સંસારને આપીએ તો જ સત્યને આપ્યું કહેવાય, અહમને આપીએ તો તે મૃત્યુને આપ્યું કહેવાય. સંસારને જે આપીશું તેને સંસાર સાચવશે, અહમને જે આપીશું તેને અહમ્ સો પ્રયત્ને પણ સાચવી નહિ શકે.

જે વ્યક્તિ ભોગી છે તે અહમને જ બધી પૂજા ધરાવે છે, તે જીવનભર એ અહમતા સો તરફ જોઈને જ વૈતરું કરી કરીને મરે છે. મૃત્યુ સમયે તેનું તે ભોગથી ફૂલેલું ભુખાળવું અહમ્ કપાળે હાથ દઈને કહે છે, બધું જ પડ્યું રહ્યું, કશું જ લઈ જવા ન પામ્યો.

મૃત્યુનો વિચાર કરીને કેવળ આ અહમ્ ચિરંતન નથી એટલું જ સમજીએ એ પૂરતું નથી — કારણ, એવા વૈરાગ્યથી કેવળ શૂન્યતા જ આવે છે. એની સાથોસાથ એ પણ જાણવું જોઈએ કે આ સંસાર ટકવાનો છે. એટલા માટે મારે જે કાંઈ આપવાનું છે તે શૂન્યમાં ત્યાગરૂપે નહિ પણ સંસારમાં દાનરૂપે દેવું જોઈશે. એ દાન વડે જ આત્માનું ઐશ્વર્ય પ્રગટ થશે ત્યાગ વડે નહિ, — આત્મા પોતે કશું લેવા ઇચ્છતો નથી, તે દેવા ઇચ્છે છે, એમાં જ તેનું મહત્ત્વ છે સંસાર તેનું દાનનું ક્ષેત્ર છે અને અહમ્ તેની દાનની વસ્તુ છે

ભગવાન આ સંસારમાં રહીને સતત પોતાની જાતનું દાન કરી રહ્યા છે, તેઓ પોતાને માટે કશું જ લેતા નથી. આપણો આત્મા પણ જો ભગવાનની તે પ્રકૃતિને પામે તો તે સત્યને જ પામે તે પણ સંસારમાં ભગવાનની પાસે તેના સખારૂપે ઊભો રહીને પોતાને સંસારને ખાતર સમર્પણ કરી દે, પોતાના ભોગને માટે લાલચુ બનીને બધું જ

પોતા તરફ ન તાણે આ આપવામા જ અમૃત છે, લેવામાં જ મૃત્યુ છે ધન દૌલત શક્તિ સામર્થ્ય બધુ જ સત્ય છે જો આપણે એનુ દાન કરીએ — જો એ પોતે લેવા ઇચ્છીએ તો બધુ જ મિથ્યા છે એ વાત જ્યારે ભૂલી જઈએ છીએ ત્યારે બધુ ઊલટપાલટ થઈ જાય છે — ત્યારે જ શોક દુખ ભય ઉત્પન્ન થાય છે ત્યારે જ કામ ક્રોધ લોભ પ્રગટે છે ત્યારે જ પ્રવાહની દિશામા વહીને જે નીચે મને જ વહી જવાની હતી તેને જ પ્રવાહ વિરુદ્ધ ખેંચી જવા માટે મારે હૈનાડેડી અને ખેંચાખેંચી કરી મરવુ પડે છે જે વસ્તુ સ્વભાવથી જ આપવા માટે સર્જાયેલી છે તેને લેવાનો પ્રયત્ન કરવાનુ આ ફળ છે જ્યારે હુ અમુક વસ્તુ લઉં છુ એમ માનીએ છીએ ત્યારે આપણે તે મૃત્યુને આપીએ છીએ અને તેની સાથે શોક ચિંતા ભય વગેરે મૃત્યુના અનુચરોને તેમની ખોરાકીરૂપે હૈયાનુ લોહી પૂરુ પાડીએ છીએ

## ૭૪

## નાવડી લાદવી

૪થી ચૈત્ર ૧૩૧૫

સોનાર તરી નામે એક કવિતા મે લખી હતી આ પ્રસંગે તેનો એક અર્થ કહી શકાય

માણસ સમસ્ત જીવનભર ફસલ પકવે છે તેના જીવનનુ ખેતર બેટના જેવુ છે ચારે બાજુથી અવ્યક્ત વડે તે વીંટાયેલુ છે એ જરા જેટલો બેટ જ તેની આગળ વ્યક્ત છે એટલા માટે ગીતામા કહ્યુ છે—

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्त निधनान्येव तत्र का परिदेवना ॥

જ્યારે સમય પાકે છે જ્યારે ચારેકોરનુ પાણી વધી જાય છે

જ્યારે ફરીથી અવ્યક્તમાં તેનો એ નાનો ટાપુ ડૂબી જવાનો સમય આવે છે — ત્યારે તેના આખા જીવનનાં કર્મનું જે કંઈ કાયમી ફળ તે પેલી સંસારની નાવડીમાં ભરી દઈ શકે છે. સંસાર બધું જ લેશે, એક કણ પણ છોડશે નહિ. પણ જ્યારે માણસ કહે છે કે એના ભેગા-ભેગી મને લેઈ લે, મને પણ રાખ, ત્યારે સંસાર કહે છે કે તારે માટે જગ્યા ક્યાં છે? તને લેવાથી મને શો લાભ? તારા જીવનની ફસલમાં જે કાંઈ રાખવા જેવું છે તે બધું જ હું રાખીશ, પણ તું કંઈ રાખવા લાયક નથી.

દરેક માણસ જીવનનાં કર્મો દ્વારા સંસારને કશું ને કશું આપે છે, સંસાર તે બધું જ સ્વીકારે છે, રાખે છે, કશું જ નાશ પામવા દેતો નથી — પણ માણસ જ્યારે એની સાથે અહમ્‌ને જ કાયમ કરી રાખવા ઇચ્છે છે ત્યારે તેનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. આ જે જીવન ભોગવ્યું, તેના મહેસૂલ તરીકે અહમ્‌ને જ મૃત્યુના હાથમાં આપી દઈને હિસાબ ચૂકવીને જવું પડશે. એ કોઈ પણ રીતે ભેગું કરવાની વસ્તુ નથી.

## ૭૫

## સ્વભાવ-પ્રાપ્તિ

૫મી ચૈત્ર, ૧૩૧૫

આપણા જીવનની એકમાત્ર સાધના એ છે કે, આપણા આત્માનો જે સ્વભાવ છે તે સ્વભાવને જ બાધામુક્ત બનાવી દેવો.

આત્માનો સ્વભાવ શો? પરમાત્માનો જે સ્વભાવ તે જ આત્માનો પણ સ્વભાવ. પરમાત્માનો સ્વભાવ શો? તે લેતા નથી, દાન કરે છે.

તે સર્જન કરે છે સર્જન કરવું એટલે જ વિસર્જન કરવું એ જે વિસર્જન કરે છે એમાં કોઈ જવાબદારી નથી કોઈ ફરજ નથી આનંદનો ધર્મ જ એ છે કે પોતે થઈને દાન કરવું પોતે થઈને વિસર્જન કરવું આપણે પણ એ જાણીએ છીએ આપણો આનંદ, આપણો પ્રેમ વિના કારણે આત્મવિસર્જન દ્વારા જ પોતાને ચરિતાર્થ કરે છે એટલા માટે જ ઉપનિષદ કહે છે— आनन्दाद्ध्येव खल्विमानी भूतानि जायन्ते । તે આનંદમયનો સ્વભાવ જ એ છે

આત્માની સાથે પરમાત્માને એક બાબતમા મળતાપણું છે આપણો આત્મા પણ લઈને ખુશી નથી થતો દઈને ખુશી થાય છે લઉં ખૂચવી લઉં ભેગું કરું એ વૃત્તિ જ જો વ્યાધિના વિભાગની જેમ વકરી જાય તો દુઃખનો અને પરિતાપનો પાર નથી રહેતો જ્યારે આપણે પૂરા મનથી જાણીએ છીએ કે હું આપીશ કે તરત જ બધું દુઃખ દૂર થાય છે બધો પરિતાપ શાંત થઈ જાય છે

આ માના આ આનંદમય સ્વરૂપનો અનુભવ કરવા માટે સાધના કરવી પડશે શી રીતે કરીશ?

પેલું જે એક ભુખાળવું અહમ્ છે જે ભિખારૂ બધું જ મૂઠીમા લેવા ઈચ્છે છે જે કૃપણ કેવળ લેવા જ ઇચ્છે છે પણ કશું આપવું નથી કેવળ લાભનો જ વિચાર કર્યા કરે છે તે અહમને બહાર રાખવું પડશે તો પરમ આત્મીયની પેઠે આદર કરીને અંત પુરમા દાખલ થવા ન દેવું જોઈએ તે ખરું જોતા આનંદનું આત્મીય નથી કારણ તે મરી જાય છે અને આત્મા તો અમર છે

આત્મા તો न जायते म्रियते નથી જન્મતો કે નથી મરતો પણ એ અહમ્ જ મૃત્યુ છે એનું નામ પણ પાડવામા આવ્યું છે કશું ન કરી શકે તોયે પોતાના એ નામને અમર કરવા માટે તે ભારે પ્રયત્ન કરે છે

એ જે મારું અહમ્, એને હું એ કોઈ બહારનું માણસ હોય એ રીતે જોઈશ; એને જ્યારે દુઃખ થશે ત્યારે કહીશ કે એને દુઃખ થયું છે. કેવળ દુઃખ જ શા માટે, એના ધન જન ખ્યાતિ સત્તા કશામાં જ હું ભાગ નહિ લઉં.

હું એમ નહિ કહું કે એ બધું મને મળે છે, હું લઉં છું. દરરોજ હું એવો પ્રયત્ન કરીશ કે મારું અહમ્ જે વળગવા ઇચ્છે તેને હું ન સ્વીકારું. હું વારંવાર કહીશ કે એ મારું નથી, એ મારી બહાર છે.

જે બહારનું છે તેને બહાર રાખવાનો છવ ચાલતો નથી એટલે હું નકામા કચરાથી ભરાઈ ગયો છું, એના બોજાને લીધે ચાલવું પણ મુશ્કેલ બની ગયું છે. એ મૃત્યુમય ઉપકરણના વિકારથી રોજ રોજ હું મરું છું. એ મરણધર્મી અહમને જ આત્માની સાથે સાંકળીને તેના શોકથી, તેના દુઃખથી, તેના ભારથી થાકી જાઉં છું.

અહમ્નો સ્વભાવ પોતા તરફ તાણવાનો છે, અને આત્માનો સ્વભાવ બહારની તરફ આપવાનો છે—એટલા માટે જ એ બે જ્યારે મેળભેળ થઈ જાય છે ત્યારે ભારે ગૂંચવાડો ઊભો થાય છે. એક વેગ પ્રવાહિત થઈને જવા માગે છે, અને બીજો વેગ સતત અંતરની તરફ ખેંચ્યા કરે છે, પરિણામે ભારે સંકટ ઊભું થાય છે. આત્મા પોતાના સ્વભાવ વિરુદ્ધ આકર્ષાઈને ફર્યા કરે છે, તે અનંતની દિશામાં ચાલતો નથી, તે એક જ બિંદુની આસપાસ ઘાણીના બળદની પેઠે આંટા માર્યા કરે છે તે ચાલે છે, પણ આગળ વધતો નથી—એટલે એ ચાલવાથી તેને કેવળ કષ્ટ થાય છે, એથી તેને સાર્થકતા મળતી નથી.

એટલે હું કહેતો હતો કે એ સંકટમાંથી બહાર નીકળવું પડશે. અહમ્ની સાથે બિલકુલ એક નહિ થઈ જાઉં, તેની સાથે જુદાઈ રાખીશ. દાન કરીશ, કામ કરીશ, પણ અહમ્ જ્યારે તે કામનું ફળ

હાથમા લઈને તેને ચાખતુ ચાખતુ, બગડાં ભરતુ ભરતુ, નાચતુ નાચતુ હાજર થશે ત્યારે તેના તે ઉચ્છિષ્ટ કૃતને મ્હી અવશ્ય નહિ કરુ

क्रमण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।

## ૭૬

## અહમ્

૬ઠ્ઠી ચૈત્ર, ૧૩૧૫

તો પછી અહમ્ છે શા માટે? એ અહમ્ને લીધે આ મા જગતની કોઈ પણ વસ્તુને મારી કહેવા શા માટે ઇચ્છે છે?

એનુ એક કારણ છે

ઈશ્વર જેનુ સર્જન કરે છે તેને માટે તેણે કશાનો જ સગ્રહ કરવો પ તો નથી તેનો આનદ સ્વાભાવિક રીતે જ દાનરૂપે ફેલાતો હોય છે

આપણામા કઈ એવી શક્તિ નથી દાન કરવુ હોય તો આપણને ઉપકરણની જરૂર પડે છે અને એ ઉપકરણ કઈ આપણે કેવળ આનદ વડે સજી શકતા નથી

ત્યારે મારો અહમ્ ઉપકરણ સગ્રહ કરી લાવે છે તે જે કઈ એગુ કરે છે તેને મારુ કહે છે કારણ તેને અનેક મુશ્કેલીઓ વટાવીને સગ્રહ કરવો પડે છે એ બાધાઓને વટી જવામા તેને શક્તિનો ઉપ યોગ કરવો પડે છે એ શક્તિ દ્વારા એ ઉપકરણ ઉપર તેનો અધિકાર જન્મે છે

શક્તિ દ્વારા અહમ્ કેવળ સામગ્રી ભેગી કરે છે એટલુ જ નહિ તે સામગ્રીને વિશેષ ભાવે ગોઠવે છે તને એક વિશેષત્વ અર્પીને ખડી

કરે છે. તે વિશેષત્વ અર્પવા દ્વારા તે જે કંઈ નિર્માણ કરે છે તેને તે પોતાની વસ્તુ કહીને ગૌરવ લે છે.

એ ગૌરવ ઈશ્વર તેને લેવા દે છે. એ ગૌરવ જો તે નહિ ભોગવી શકતો હોય તો પછી તે દાન શી રીતે કરે? જો કશું તેનું 'મારું' (પોતાનું) ન હોય તો તે આપે શું?

એટલે દાનની વસ્તુને પહેલાં એક વાર 'મારી' કરી લેવા માટે આ અહમ્‌ની જરૂર હોય છે. વિશ્વજગતના સર્જનહાર ઈશ્વરે કહી મૂકેલું છે કે જગતમાં જેટલાને મારો આત્મા આ અહમ્‌ના કૂંડાળા વડે વીંટી લઈ શકે તેને તે 'મારું' કહેવા દેશે — કારણ, એને વિશે જો મમત્વનો અધિકાર ન જન્મે તો તો આત્મા બિલકુલ દરિદ્ર રહી જાય. તે આપે શું? વિશ્વભુવનમાં કશું એવું નથી જેને તે 'મારું' કહી શકે.

ઈશ્વર એ બાબતમાં પોતાનો હક ખોવા રાજી થયો છે. બાપ જેમ નાના બાળક સાથે કુસ્તીની રમત રમતાં રમતાં જાણી જોઈને હાર માનીને પડી જાય છે, નહિ તો રમત જ ન ચાલે, સ્નેહનો આનંદ જ ન જામે, બાળકના મોઢા ઉપર હાસ્ય જ ન ફૂટે, તે હતાશ થઈ જાય; તે જ રીતે ઈશ્વર આપણા જેવા અનધિકારી દુર્બળની આગળ એક બાબતમાં હાર કબૂલી લે છે, એક બાબતમાં તે હસતે મુખે બોલવા દે છે કે આપણી જ જીત છે, બોલવા દે છે કે આપણી શક્તિને લીધે જ એ બન્યું છે, બોલવા દે છે કે ધનદોલત બધું આપણું જ છે, આપણી જ આ સસાગરા વસુન્ધરા છે.

તે એટલું જો ન કરવા દે તો તો તે જે રમત રમે છે તે આનંદની રમતમાં, તે સર્જનની રમતમાં આપણો આત્મા બિલકુલ જ ભાગ ન લઈ શકે. તેણે રમત બંધ કરીને હતાશ થઈને ચુપચુપ બેસી રહેવું પડે. એટલા માટે તે બિસ્કોલીની પીઠ ઉપર કરુણાપૂર્ણ હાથ

ફેરનીને કહે છે કે બેગ, કાનસમુદ્ર ઉપર તું પણ સેતુ બાંધે છે ખરો, શાબાશ છે તને

ઈશ્વરે આપણને આ જે બોનવાનો અધિકાર આપેલો છે તે શા માટે આપેલો છે? એનો ચરમ ઉદ્દેશ શો છે?

એનો ચરમ ઉદ્દેશ એ છે કે પરમાત્માની સાથે આત્માને જે એક સમાન ધર્મ રહેલો છે તે ધર્મ સાર્થક થાય તે ધર્મ એટલે સર્જનનો ધર્મ, દાનનો ધર્મ દાનનો ધર્મ એટલે જ આનંદનો ધર્મ આત્માનું સાચું સ્વરૂપ આનંદમય સ્વરૂપ છે — તે સ્વરૂપે તે સૃષ્ટિનો અર્થાત્ દાતા છે તે સ્વરૂપે તે કૃપણ નથી, તે ભિખારી નથી અહમ્ દ્વારા આપણે 'મારી' વસ્તુ ભેગી કરીએ છીએ નહિ તો દાન કરવાનો આનંદ મ્લાન થઈ જાય

નદીનું પાણી જ્યારે નદીમા હોય છે ત્યારે તે સૌ કોઈનું હોય છે — જ્યારે મારા ઘડામા ભરી લાવું છું ત્યારે તે મારું પાણી બને છે, ત્યારે ને પાણી મારા ઘડાના વિશેષત્વને લીધે સીમાબદ્ધ થઈ જાય છે કોઈ તરસ્યા માણસને જો હું કહું કે નદીએ જઈને પાણી પી લે તો મે જલદાન કર્યું ન કહેવાય — જોકે એ પાણી અબાધ છે, અને નદી પણ દૂર નથી પણ મારા ઘડામાંથી એ નદીનું જ પાણી એક ચાગળું આપું તોયે તે જલદાન કર્યું કહેવાશે.

વનના ફૂલ તો દેવતાની સામે જ ફૂટેલા છે પણ તેને મારી છાબડીમા ગોઠવીને એક વાર મારા બનાવી દઉં ત્યાર પછી જ તેના વડે દેવતાની પૂજા થઈ શકે છે દેવતા પણ ત્યારે હસીને કહે છે, હા, તારા ફૂલ મને પહોંચ્યા એ હાસ્યથી જ મારું ફૂલ તોડવાનું સાર્થક થઈ જાય છે

અહમ્ આપણો એ ઘડો એ છાબડી છે તેમાં જે આવી પડે તેને જ 'મારું' કહેવાનો આપણને અધિકાર પ્રાપ્ત થાય છે — એક વાર એ અધિકાર પ્રાપ્ત થયા વગર દાનનો અધિકાર પ્રાપ્ત થતો નથી

એટલે આપણે જોઈએ છીએ કે અહમ્‌નો ધર્મ જ સંગ્રહ કરવાનો, સંચય કરવાનો છે. તે આખો વખત લે લે જ કરે છે. અમુક મળ્યું એથી જેમ જેમ તે ગૌરવ અનુભવે છે તેમ તેમ તેનો લેવાનો આગ્રહ વધતો જાય છે. અહમ્‌નો જો આ રીતે બધી જ વસ્તુ ઉપર પોતાનું નામ, પોતાની મહોર છાપવાનો સ્વભાવ ન હોત તો આત્માનું સાચું કાર્ય ચાલત જ નહિ, તે દરિદ્ર અને જડ જેવો બની જાત.

પણ અહમ્‌નો આ લેવાનો ધર્મ જ જો સર્વેસર્વા બની જાય, આત્માનો દેવાનો ધર્મ જો ઢંકાઈ જાય, તો કેવળ માત્ર લેવાની લોલુપતાને લીધે આપણું દારિદ્ર બીભત્સ બની જાય. પછી આત્મા નજરે જ ન પડે, અહમ્ જ સર્વત્ર ભયંકર બનીને દેખા દે. પછી મારું આનંદમય સ્વરૂપ ક્યાં રહે? પછી તો કેવળ ઝઘડા, કેવળ રુદન, કેવળ ભય અને કેવળ ચિંતા રહે.

પછી છાબનાં ફૂલ લઈને આત્મા પૂજા કરવા પામતો નથી. અહમ્ કહે છે કે એ બધું જ મારું છે.

તે માને છે કે બધું મને મળ્યું છે. પણ છાબનાં ફૂલ કંઈ વનનાં ફૂલ નથી કે કદી ખલાસ ન થઈ જાય, રોજ રોજ નવાં નવાં ફૂટયા કરે. મને મળ્યા એમ કરીને તે જ્યાં નિશ્ચિંત બને છે ત્યાં જ ફૂલ કરમાવા માંડે છે. બે દિવસમાં તો કાળાં પડીને રોળાઈને ધૂળમાં ગળી જાય છે, મળ્યાં હતાં એ વાત બિલકુલ પોકળ બની જાય છે.

ત્યારે આપણને સમજાય છે કે પામવું લેવું એ કદી કાયમનું હોઈ શકતું નથી. આપણે પામીશું, લેશું, પોતાનું કરીશું, પણ તે કેવળ આપવાને માટે. લેવું તે કેવળ આપવા માટે જ છે — અહમ્ કેવળ અહંકારનું વિસર્જન કરવા માટે જ છે. પોતાની તરફ એક વાર ખેંચી લાવીએ તે વિશ્વ તરફ વિસર્જન કરવા માટે જ.. ધનુષ ઉપર તીર મૂકીને પહેલાં તેને આપણા તરફ ખેંચીએ છીએ તે કંઈ પોતાને વીંધવા માટે નથી ખેંચતા, તેને સામે છોડવા માટે ખેંચીએ છીએ.

એટલે હું કહેતો હતો કે અહમ્ જ્યારે તેના પોતાના સંચય લઈને આત્માની સામે પડશે ત્યારે આત્માએ કહેવું પડશે કે ના, એ મારું નથી, હું એ નહિ લઉં. એ બધું બહાર રાખવું પડશે, બહાર આપવું પડશે, એની એક કણી પણ હું અંદર નહિ લઉં. અહમ્‌ના આ બધા મનન ભાવના સંચય વડે આત્મા બંધાઈ રહે એ નહિ ચાલે કારણ, એ બંધન આત્માની સ્વાભાવિક નથી. આત્મા દાન વડે મુક્ત બને છે. પરમાત્મા જેમ સૃષ્ટિ વડે બંધાયેલો નથી, તે સૃષ્ટિ વડે જ મુક્ત છે, કારણ તે લેતો નથી, આપે છે, તે જ રીતે આત્મા પણ અહમ્‌ની રચના વડે બંધાવાને જન્મેલો નથી, એ રચનાઓ વડે જ તે મુક્ત થશે, કારણ, એ રચનાઓનું જ તે દાન કરશે. એ દાન દ્વારા જ તે યથાર્થ રીતે પ્રગટ થશે ઈશ્વરનું પણ આનંદરૂપ, અમૃતરૂપ વિસર્જન દ્વારા જ પ્રગટ થાય છે એટલા માટે અહમ્ ત્યારે જ આત્માનો સાચો આવિર્ભાવ બને છે જ્યારે આત્મા તેનું વિસર્જન કરે છે, જ્યારે આત્મા પોતે જ તેને ગ્રહણ નથી કરતો

## ૭૭

## નદી અને કાંઠો

૭મી ચૈત્ર, ૧૩૧૫

અમર આત્માની સાથે આ મરણધર્મી અહમ્ પ્રકાશની સાથે છાયાની જેમ સદા વળગેલો જ છે. શિક્ષણ દ્વારા, અભ્યાસ દ્વારા, ઘટનાસંઘાત દ્વારા સ્થાનિક અને સામયિક ભિન્ન ભિન્ન પ્રભાવો દ્વારા, શરીર મન-હૃદયની પ્રકૃતિગત પ્રવૃત્તિના વેગ દ્વારા રાતદિવસ નાનાવિધ સંસ્કાર નિર્માણ કરે છે અને સતત એ સંસ્કાર દેહમાં પરિવર્તન પેદા કર્યા કરે છે, આપણા આત્માનું એક નામરૂપમય ચિરચંચલ

પરિવેષ્ટન તૈયાર કરે છે. એ અહમ્‌ને જો બિલકુલ મિથ્યા માયા કહીને ઉડાવી દેવાનો પ્રયત્ન કરીએ તો તે ઘેર જઈને મરી જશે એવો સંભવ નથી. જેમ સંસારને મનનાં દુઃખથી મિથ્યા કહીએ એટલે કંઈ તે મિથ્યા થઈ જતો નથી, તેમ આ અહમ્‌ને પણ ગુસ્સો કરીને ખોટો દોષ દઈએ એથી તેને કંઈ લાભ નુકસાન નથી.

આત્માની સાથે તેને એક સાચો સંબંધ છે, અહીં જ તે સત્ય છે, એ સંબંધમાં વિકાર પેસે એટલે તે મિથ્યા બની જાય છે. આ સંબંધમાં મારે એક ઉપમા રજૂ કરવી છે.

નદીનો પ્રવાહ ચિરંતન છે. તે પર્વતની ગુફામાંથી નીકળીને સમુદ્રના અતલ ઊંડાણમાં પ્રવેશ કરે છે. તે જે ક્ષેત્ર ઉપર થઈને વહે છે તે ક્ષેત્રમાંથી વસ્તુઓ તેના ગતિવેગથી ભેગી થઈને ટાપુ બંધાય છે — ક્યાંક કાંકરા, ક્યાંક રેતી, ક્યાંક માટી ભેગી થાય છે, તેની સાથે જુદા જુદા પ્રદેશમાંના ધાતુના ટુકડા અને સજીવ પદાર્થો આવીને મળે છે. એ ટાપુ કેટલીય વાર ભાંગે છે અને કેટલીય વાર બંધાય છે, કેટલાય સ્થાન અને આકાર બદલે છે. એમાં ક્યાંક ઝાડપાન ઊગે છે, ક્યાંક જલાશયમાં પંખી ચરતાં હોય છે તો ક્યાંક રેતી ઉપર મગરનાં બચ્ચાં મોં પહોળું કરીને તડકો ખાય છે.

આ સદા પરિવર્તનશીલ બેટો જ જો અત્યંત પ્રબળ બની જાય તો તો નદીનો ચિરંતન પ્રવાહ થંભી જાય. ધીમે ધીમે નદી ગૌણ બની જાય અને બેટ જ મુખ્ય બની જાય. આખરે ફલ્ગુની પેઠે નદી બિલકુલ ઢંકાઈ પણ જાય

આત્મા આ ચિર પ્રવાહિત નદી જેવો છે. એની ઉત્પત્તિનું શિખર અનાદિ છે, તેનું સંચારક્ષેત્ર અનંત છે. આનંદે જ એને ગતિવેગ આપ્યો છે, અને એ ગતિને વિરામ નથી.

એ આત્મા જે દેશમાં થઈને જે સમયમાં થઈને વહે છે તે

દેશ અને તે કાળની અનેક વસ્તુઓ તેના ગતિવેગને લીધે ભેગી થઈને તેનું એક સંસ્કારરૂપ તૈયાર થતું હોય છે — એ વસ્તુ સતત ભાંગતી હોય છે, બંધાતી હોય છે, સતત આકાર બદલતી હોય છે.

પણ સૃષ્ટિ કોઈ કોઈ પરિસ્થિતિમાં સૃષ્ટિકર્તાને ટપી જઈ શકે છે. આત્માને પણ તેનું દેશકાલજાત, અહમ્ પ્રબળ બનીને અવરોધી શકે છે. એવું પણ બને કે અહમ જ તેની વસ્તુઓના ઢગલ સાથે નજરે પડે, અને આત્મા દેખાય જ નહિ. અહમ્ ચારે દિશાએ મોટો બની જઈને આત્માને કહ્યાં કરે કે, તું નહિ ચાલી શકે, તુ અહી જ રહી જા, તું આ ધનદોલતમાં જ રહે, આ ઘરબારમા જ રહે, આ સત્તાસંપત્તિમાં જ રહે

જો આત્મા રોકાઈ જાય તો તેનુ સ્વરૂપ ક્લિષ્ટ થાય છે, તેનો સ્વભાવ નાશ પામે છે. તે પોતાની ગતિ ખોઈ બેસે છે. અનંત તરફ પછી તે ચાલતો નથી, તે પુરાઈ જાય છે, તે સુકાયા કરે છે.

આત્મા દેશકાલપાત્રમાં થઈને જુદી જુદી વસ્તુઓ વડે આ જે પોતાનો કાંઠો બાંધે છે તેની ખાસ સાર્થકતા એ છે કે કાંઠા વડે જ તેની ગતિને મદદ મળે છે. એ કાંઠો ન હોય તો તે ફેલાઈ જઈને વેરવિખેર થઈ જઈને ચાલતો અટકી જાય, અહમ્ લોકલોકાંતરમા આત્માના ગતિવેગને વધારીને તેના ચાલવાને માર્ગને આગળ લઈ જાય છે. કાંઠા જ નદીની સીમા છે અને નદીનું રૂપ છે — અહમ જ આત્માની સીમા છે અને આત્માનુ રૂપ છે એ રૂપ મારફતે જ આત્માનો પ્રકાશ પ્રગટ થાય છે. એ પ્રકાશ પરંપરા દ્વારા જ તે પોતાને સતત અનુભવે છે, અનંતમાં સંચરે છે. એ અહમ્ રૂપી કાંઠાના જુદા જુદા આઘાત પ્રત્યાઘાતને લીધે જ તેના તરંગો અને તેનું સંગીત જન્મે છે

પરંતુ જ્યારે કાંઠો જ પ્રધાન બની જાય છે, જ્યારે તે નદીની સેવા નથી કરતો, ત્યારે તે ગતિને મદદ કરવાને બદલે ગતિને રૂંધે છે.

ત્યારે અહમ્ પોતે વ્યર્થ બને છે અને આત્માને વ્યર્થ બનાવે છે. જેટલી બાધાથી આત્માને વેગ મળે તેના કરતાં વધારે બાધા હોય તો આત્મા રૂંધાય છે. પછી કાંઠો નદીની વસ્તુ રહેવાને બદલે નદી જ કાંઠાની વસ્તુ બની જાય છે અને આત્મા જ અહમ્‌ને વશીભૂત થઈને પોતાનું અમરત્વ ભૂલી સંસારમાં અત્યંત દીનહીન બનીને વાસ કરે છે. પોતાને દાન કરીને જે સાર્થક થાત, તે જ સંચયના વિશાળ શુષ્ક રેતીના વેષ્ટનમાં મૃત્યુશય્યા ઉપર પડી રહે છે. તેમ છતાં મરતો નથી, પોતાની દુર્ગતિ ભોગવ્યા કરે છે.

## ૭૮

## આત્માનું પ્રાગટ્ય

૮મી ચૈત્ર, ૧૩૧૫

પ્રાગટ્ય અને જેનું આ પ્રાગટ્ય હોય તે, એ બંને વચ્ચે એક જાતનો વિરોધ હોય છે. એ વિરોધના સામંજસ્ય દ્વારા જ બંને સાર્થકતા પ્રાપ્ત કરે છે. ખરું જોતા વિરોધના મિલન વગર પ્રાગટ્ય થઈ જ શકતું નથી

કર્મમાં શક્તિની એક પણ પ્રકારની બાધા રહેલી છે — તે બાધાને વટી જઈને કર્મની સાથે જોડાય છે માટે જ શક્તિને શક્તિ કહીએ છીએ. કર્મમા શક્તિનો એ વિરોધ જો ન હોત તો શક્તિને શક્તિ કહેત જ નહિ. વળી, જો કેવળ વિરોધ જ હોત, તેનું કોઈ સામંજસ્ય જ ન હોત તો પણ શક્તિને શક્તિ ન કહી શકાત.

જગતમાં જગદીશ્વરનું જે પ્રાગટ્ય છે તે સીમામાં અસીમનું પ્રાગટ્ય છે. એ સીમા અને અસીમ વચ્ચે વિરોધ છે. તેમ જો ન હોત તો અસીમનું પ્રાગટ્ય થઈ શકત નહિ. પણ કેવળ જો વિરોધ જ હોત તો એ સીમા અસીમને ઢાંકી રાખત.

એક બાબતમાં સીમાની સાથે અસીમનું સામંજસ્ય છે કઈ બાબતમાં? સીમા પોતાની સીમામાં જ સ્થિર થઈને બેસી રહેતી નથી તે સતત અસીમ તરફ ચાલતી હોય છે અહીં તેને અસીમ સાથે સામંજસ્ય છે એની એ ગતિનો અંત નથી — એ ગતિ દ્વારા જ તે અસીમને પ્રગટ કરે છે

ધારો કે એક અત્યંત લાંબી વસ્તુ સ્થિર થઈને પડેલી છે નાનો ગજ શી રીતે એ લંબાઈની મોટાઈને પ્રગટ કરશે? તો કે ઉપરાઉપરી એ સ્થિર પડેલી લાંબી વસ્તુની પાસે ઝટઝટ આગળ વધી વધીને તે દરેક વાર આગળ વધીને છે કે ના, હજી છેડો નથી આવ્યો તે ગજ જો મૂગો મૂગો પડી રહેત તો એ મોટી વસ્તુની સાથે પોતાને વિરોધ છે એટલું જ એ જાણત પરંતુ તે ચાલ્યો એટલે એ ચાલવા દ્વારા જ એ મોટી વસ્તુને ડગલે ને પગલે તેણે જાણી એ ચાલવા મારફતે જ ગજે પોતે નાનો હોવા છતાં એ મોટી વસ્તુને પ્રગટ કરી એ રીતે નાની અને મોટી વસ્તુ વચ્ચે વિરોધમાં જ્યાં સામંજસ્ય સધાય છે ત્યાં જ નાની વસ્તુ દ્વારા મોટી પ્રગટ થાય છે

જગત પણ એ જ પ્રમાણે સીમાબદ્ધ થઈને કેવળ સ્થિર રહેતું નથી — તેમાં નિરંતર એક અભિવ્યક્તિ ચાલ્યા કરે છે, એક ગતિ રહેલી છે રૂપમાંથી રૂપાન્તરમાં જતાં જતાં તે સતત કહે છે મારી સીમા વડે તેમના પ્રાગટ્યને હું પૂરું ન કરી શકયું એ રીતે રૂપ દ્વારા જગત સીમાબદ્ધ હોઈને ગતિ દ્વારા અસીમને પ્રગટ કરે છે રૂપની સીમા ન હોત તો તેને ગતિ પણ ન હોત, અને તેને ગતિ ન હોત તો અસીમ અવ્યક્ત જ રહી જાત

આત્માના પ્રાગટ્યરૂપ જે અહમ્ તેની સાથે આત્માને એક વિરોધ છે આત્મા ન જાયતે મ્રિયતે, નથી જીવતો નથી મરતો અહમ્ જન્મમરણમાં થઈને ચાલ્યું જાય છે આત્મા દાન કરે છે, અહમ્

બેગુ કરે છે, આત્મા અંતરમા સચવા ઇચ્છે છે, અહમ્ વિષયમાં આસક્ત થઈ રહે છે

આ વૈપરિત્યમા જો એક પ્રકારનુ સામંજસ્ય ન સ્થપાય તો અહમ્ આત્માને પ્રગટ કરવાને બદલે તેને ઢાકી દેશે

અહમ્ પોતાના મૃત્યુ દ્વારા જ આત્માની અમરતા પ્રગટ કરે છે કોઈ પણ સીમાબદ્ધ પદાર્થ નિશ્ચલ રહીને એ અમર આત્માને પોતાની અદર સતત પૂરી રાખી શકતો નથી અહમ્ના મૃત્યુ દ્વારા આત્મા રૂપને છોડતો છોડતો જ પોતાના રૂપાતીત સ્વરૂપને પ્રગટ કરે છે રૂપ સતત કહ્યા કરે છે, એને હું બાધી ન શક્યુ, એ સતત મને અતિક્રમીને ચાલ્યો જાય છે જન્મમૃત્યુના બારણા આત્માને માટે બધ બારણા નથી તે કેમ જાણે તેના રાજપથના વિજયતોરણ સમાન છે, તેમા પ્રવેશ કરતો કરતો તે ચાલ્યો જાય છે, એ દ્વારા તેની ગતિનુ માપ દર્શાવે છે એટલુ જ અહમ્ સતત ગતિશીલ બનીને આત્માને કેવળ માપે છે અને સતત કહે છે — ના, એને હુ સીમાબદ્ધ કરી ન નાખી શક્યુ તે જેમ બીજી બધી વસ્તુઓને બાધી રાખવા ઇચ્છે છે તેમ જ આત્માને પણ બાધવા ઇચ્છે છે બાધવા ઇચ્છવુ એ જ એનો ધર્મ છે તેમ છતા બિલકુલ બાધી રાખવુ તેની શક્તિ બહારની વાત છે જેમ બાધવુ એ તેની સહજવૃત્તિ છે તેમ બાધવુ એ જ તેની શક્તિ હોત તો એના જેવી સત્યાનાશ વાળનારી વસ્તુ બીજી શી હોત !

એટલે હુ કહેતો હતો કે અહમ્ આત્માને સતત બાધે છે કે છોડી દે છે — એ બાધવા અને છોડી દેવા મારફતે જ તે આત્માના મુક્ત સ્વભાવને પ્રગટ કરે છે જો એ બાધતુ ન હોત તો એ મુક્તિ શી રીતે પ્રગટ થાત ?

આત્મા દાન કરે છે અને અહમ્ સગ્રહ કરે છે, એ વિરોધમા સામજસ્ય ક્યા છે એની ચર્ચા મે કાલે કરી છે આત્મા દાન કરવા પામે માટે જ અહમ્ સંગ્રહ કરે છે, એ જ એ બે વચ્ચેનુ સામજસ્ય

છે અહમ્ ને વાત ભૂલી જાય છે—તે એમ માને છે કે સમગ્ર કરાયો તે ભોગવવા માટે છે એ મિથ્યાને તે જેમ જેમ વળગી રહેવા માગે છે તેમ તેમ એ મિથ્યા તેને દુઃખ દે છે તેને છેતરે છે આત્મા પોતાના અહમ્‌ક્ષ ઉપર ફગ પંકજ ખગ પણ ફગને આત્મસાત નહિ કરે દાન કરશે

આપણી ઉપાસનાની સાધના એ છે કે અહમ્ વડે આપણે આત્માને પ્રગટ કરીશું તે કરવાને બદલે જ્યારે આપણે ધનને માનને વિદ્યાને જ પ્રગટ કરવા ઇચ્છીએ છીએ ત્યારે અહમ્ પોતાને જ પ્રગટ કરે છે આત્માને પ્રગટ કરતુ નથી ત્યારે ભાષા પોતાની બહાદુરી બતાવવા ઇચ્છે છે ભાવ ઝાંખો પડી જાય છે

જે સાધુ પુરુષ હોય છે તેમનુ અહમ્ નજરે જ પડતું નથી તેમના આત્માને જ આપણે જોવા પામીએ છીએ એટલે તેમને આપણે મહાધની મહામાની મહાવિદ્વાન કહેતા નથી—તેમને મહાત્મા કહીએ છીએ તેમના જીવનમા આત્મા જ પ્રગટ થતો હોય છે એટલે તેમનુ જીવન સાર્થ હોય છે તેમનુ અહમ્ આત્માને મુક્ત જ કરે છે બાધાગ્રસ્ત કરતુ નથી

એટલા માટે જ આપણી પ્રાર્થના એ છે કે આપણે આ માનવજીવનમા સત્યને જ પ્રગટ કરીએ અસત્યમા જ ગતદિવસ તલ્લીન ન રહીએ એમ થાઓ આપણે સદ્ભજ્યત્તિના અંધકારમા જ આત્માને ઢાંકી ન રાખીએ આત્મા એ ઘોર અંધકારમા પોતાને ખોઈ । બેસે મોહમુક્ત નિર્મળ પ્રકાશમા પોતે પોતાની જાતને ઓળખે તે જાતજાતના અનિત્ય ઉપકરણોના સંચયમા ડગલે ને પગલે ઠોકર ખાતા ખાતા ફાંફાં ન ફરે તે પોતાના અમૃત રૂપને આનંદ રૂપને તારામા પ્રાપ્ત કરે હે સ્વપ્રકાશ એવુ કરજે કે જેથી આત્મા પોતાના બધા વાગટચમા તને જ પ્રગટ કરે પોતાના અહમ્‌ને જ પ્રગટ ન કરે માનવજીવનને છેક નિરર્થક ન બનાવી દે